# થોડાક સવાલ

## અને

## તેનો એકજ જવાબ.

એક સર્વથી મોટી ગમત આપનારૂં સાધન કયું?!
કનતાળેલા જીવને મોજ આપનારી ચીજ કેઈ!
સેહલ કરવાને સારૂ સર્વથી સારી જગા કેઇ!
લ્હાઇ ઝઘડાથી નીરાલું રહેલું ખાતું કયું!
સીરે પોહુરે ગેલ ગમત આપનારૂં મઠક કયું!
ચબ ખામીથી મોકલો રહેલો દેખાવ કયો!
રમત ગમત દેનારી ખરી રચના કેઇ!
સીતલ ઠંડક આપનારો બગીચો ક્યાં છે!
નેહાયત રમુજ અને કોમીક કોણ પુરાં પાડેચ!
મેનજમેંટમાં સંપુર્ણ સભ્યતા ક્યાં જોશો!
ટોપલા ભરીને હસા હસ ક્યાં સાંભળશો!
ગમત ભરી ઉતમ વેરાયટીનો જમેલો ક્યાં છે!
રાત અને શાંજ નીરદોષ મોજ ક્યાં ગુજારશો!
ફર્સ્ત કલાશ મ્યુઝીક ક્યાં શાંભળશો!

*.. આ સઘળા સવાલોનો જવાબ ખુદ સૈલાહેમોજ સમાયલો છે— વાંચી લેજો.

---

## થોડા વખતમાં બહાર પડશે.



ગુલફામની નવી બેહદ રમુજી વાર્તા.



# છકેલી-છોકરી.



કીંમત—અગાઉથી રૂપ્યો એક પાછળથી રૂ. ૧ાા.

વાડી બંગલે રહો કે ગમે તો
નની ગુંજાશે ચહેલીપર વસો.

તમારી ગુંજાશને લાયક થાય અને વળી ઘર શોભે
અને છોકરાં છૈયાં ઘસીપીસીને વાપરે તેવો
માલ મસાલો લેવાને ચુકતા ના.

મશીનથી બનાવેલું ફાંકડુ' ટકાઉ અને અપ-ટુ-ડેટ
ફરનીચર કાંઇ સઘળીજ દુકાનેથી અને
કારખાનેથી મળવાનુ' નથી.

ત્યારે તમે કયાં જશો? અને કયાંથી લાવશો?

તમારાં શર્ટના કફ ઉપર સુખડપેનથી આએ નીચલો કાર્ડ લખી રાખો

નવાં વરસની જ્યારેબી તમો નવી ડાયરી લેવો ત્યારે

આએ નોંધ તેમાં જરૂરજ કરી રાખજો



પતેતીનો સુટ, વરસગાંઠનો વાગો, છોકરાંની નવજોત અને ભાઇ બેહનનાં લગનને માટેનાં કપડાં સીવાડવા શારૂ કોઇ ઠેકાણે ફડકવું નહી—

**ફક્ત એકજ નામ નોંધી રાખવું.**

## કે. દી. માસ્તરની કુંપની.

**હાઈ કલાસ ટેલર્ઝ અને**
**કલોથ મરચંટ.**
**ગ્રાંટરોડ લનડન હોટલની સામે.**

કોઇબી જુના પુરાના એખરા ખેખરા માલ જોવાની આશા રાખવીજ નહી-હરેક ચીજ નવી અને ન્યું-ફેશનની; હરેક તરાહ અને ડીઝાઇન અપ-ટુ-ડેટ-અને હરેક ઓરડર તકોડાબંધ અમલમા મુક-વાતુ અંત્ર જોશો.

આજે આ નામથી

કોણ અજાણ્યું છે!

# દુન્યાં હેર ઓઇલ.

બજારોમાં એની સારી પુછપરછ છે, તેથીતો

આજે ઘરઘટુ બોલ થઇ પડયો છે. જો

તમુને દુન્યા હેર ઓઇલ બજારમાંથી

મેળવતાં વીલંબ લાગેતો—

**એ૦ ઈ૦ પાટનવાલાને**

બાજીપાલા લેન મુંબઇ ના. ૩ લખવું.

કીંમત બાટલી ૧ નાં આના બાર પોસ્ટખરચ

ચાર આનાં વધુ.

# જુના અને જાણીતા.



## ગોપાલદાસ લાલદાસ.

આજે ગોપાલદાસનાં શોર્ટ હેન્ડ ટાઇપરાઈટીંગનાં
કલાસથી કોણ અજાણ્યું છે?
હજારો છોકરાઓએ એનો લાભ મેળવ્યો છે,
અને સેંકડો સારાં પોઝીશનપર ગોઠવાઇ ગયા છે.
એજ મી૦ ગોપાલદાસને સંતોષ કારક બીનાં છે.

## ગોપાલદાસ લાલદાસ.

મેનેજીંગ પ્રોપ્રાયટર

કાલબાદેવીરોડ મુંબઇ

# દગાખોર નકલીઓ.



રાજા રજવાડામાં વખણાતી "બાદશાહી યાકુતી અનગ વિલાસ" ને મલતેજ નામે બીજી નકલ નીકળેલી છે માટે એવા નકલીઆની દગા ભરેલી જાહેર ખબરથી સાવચેત રહેજો. અમારી બનાવેલ યાકુતી માત્ર રાજકોટમાં અમારાં ઔષધાલયમાજ મલે છે

## બાદશાહી યાકુતી

### અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી આવે છે. પુરૂષાતન કાયમ રાખે છે, આ રાજવંશી યાકુતી વીર્ય વીકારનાં તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે ખરી મરડાઇ આપનારે અને નબલા માણસને પણ જુવાની માફક જોરાવર બનાવનારા આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ ૧૦

## બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલો છે અને તે ગુપ્ત ભાગની નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફત્તેહમંદ ઇલાજ છે. આઉંસ એકની દમીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખરચ જુદું.

## ડાક્ટર કાલીદાસ મોતીરામ.

રાજકોટ--કાઠીયાવાડ.

# ઊંચામાં ઊંચા પથ્થરના

બેહદ સસ્તા ભાવ **ચસમા.** ૨૦ વરસ નાઅનુભવી





## કેખસરૂ આદરજી આંટીયા.

(ચસમાવાળા)

જગન્નાથ જરીવાળાની સામે,

(અળસીના પાટીયાની બાજુમાં)

કાલબાદેવી રોડ, નંબર ૩૮૩-મુંબાઇ

માનવંત પ્રજારક્ષી શહેરી,

આ૦ સર ફાઝલભાઈ કરીમભાઇ

ઇબ્રાહીમ નાઇટ

ને

આ મારી નાનકડી ચોપડી,

તેવણ સાહેબ તરફની

મારી દરેક માન અને વખાણની

લાગણી સહીત

અર્પણ કરવાની હું રજા લઉં છું.

| | | |
|---|---|---|
| તા૦ ૧લી સપટેમ્બર ૧૯૧૪ | } | લા૦ સેવક ' ગુલફામ." |





આ૦ સર ફાઝલભાઈ કરીમભાઈ ઇબ્રાહીમ (નાઈટ).

# આ૦ સર ફાજલભાઇ કરીમભાઇ
# ઇબ્રાહીમ નાઇટ (જે. પી.)



સર ફાજલભાઇ જેવા એક આગેવાન, પ્રજા અને સરકારનાં પ્યાર- અને વીશ્વાસુ શહેરીને મારી આ ચોપડી અર્પણું કરવાની મને પર- વાણુગી મલી છે તેથી મને ઉપજેલી બેહદ ખુશાલી જાહેર કરવાની તક હું હાથ ધરૂં છું. આ૦ સર ફાજલભાઇની આખી કારકીર્દી વર્ણવાને કાજે પાંચ પંદર પાના લખવાની જરૂર નથી. થોડાજ બોલમાં તે સઘળું સમાવી લઇ શકાશે. કોરપોરેશનના એક ઉમંગી અભ્યાસી મેમ્બર, કોરપોરેશનના એક ફતેહમંદ પ્રેસીડંટ, સ્ટેનડીગ કમીટીના એક નમુનાદાર ચેરમેન. વડી ધારા સભાના એક પ્રજારક્ષી સભાસદ, મહોમેદન કોમના એક માનવંત અગ્રેસર, મુંબઇ ઇલાકાના એક આગેવાન શેહેરી, દરેક જાહેર બાબતમા સર્વથી મોટો ઉમંગ લેનારા એક મહોમેદન, નાત જાતનો દૂરક ધ્યાન લીધા વના સઘળાઓની એક સરખી સેવા બજા- વનાર પ્રજાના દીલસોઝ દોસ્ત, અને વીદ્યા હુન્નરને આસરો અને ઉતે- જન આપનારા એક હીદી તથા વેપાર વહેવારમાં એક પહેલી પદવી ધરાવનારા સાહસીક વેપારી, ઉમરાવ પીતાના ઉમરાવપદ પામેલા પુત્ર તરીકે સર ફાજલભાઇને ઓળખવાથી તેવણુની સઘળી કારકીર્દીનો ભાવાર્થ રજુ કરી શકાય છે. તેવા એક માનવંત શેઠને મારી આ અદના ચોપડી અર્પણુ કરવાને હું નસીબવંત થયો છું. માટે હું પોતાને ઘણો ભાગ્યશાળી ગણુંછું.

સેવક,

ગુલફામ.

# લફંગો લવજી.



લખનાર

"ગુલફામ"

(તે જેહાંગીર નશરવાંનજી પટેલ)

છપાવી પ્રગટ કરનાર,

મી૦ દીનશાહ એદલજી કરકરીઆ.



માંણેક પ્રીન્ટીંગ પ્રેસ ગ્રાંટરોડ મુંબઈ

શ્રી. જહાંગીર નશરવાંનજી પટેલની "લવજી લફંગો" નામની વાર્તાની
ચોપડી મુંબઈ ફ્રાટરોડ ગ્રામ તરમીનસ નજદીક ત્રીભોવનદાસ બીલડીંગમા
આવેલાં, પોતાના "માણેક પ્રીન્ટીંગ પ્રેસ"માં માલેક
શ્રી૦ દીનશા બેહરામજી કરકરીઆએ પોતાને માટે
છાપી છે, અને શ્રી૦ દીનશા બેહરામજી
કરકરીઆએ ઉપલેજ ઠેકાણેથી
પ્રગટ કરી છે

# મારો 'લફંગો લવજી.'

શુકર ગુઝારછું પરવરદેગારનો કે ફરીને એકવાર આ મારા "લફંગા લવજી" સાથે, મહેરબાન વાચનાર, તારી સમક્ષ હાજર થયોછું. એક વાર્તા અથવા નાટક અથવા કોઈબી બીજું લખાણ જો જરાબી નાહેલાં યા બીજણના સમાવેશ વાળું બને છે તો તે વાર્તાની લોકપ્રીયતા તુટી જાય છે અને [illegible] બને છે એમ જાણી-નેજ આ વાર્તાને મેં બીજણથી નીરાળી રાખવાની કોશેશ કીધી છે. પણ હું જાણું છૂ કે કુદરતી રીતે માણસ જાતને રમુજ તરફ ભાવ હોય છે અને કોમીક લખાણો વંચવામાં વાચનારી આલમ હમેશાં મોજ મેળવે છે એવો મારો નાકેશ અનુભવ હોવાથી મારી શક્તી મુજબ એમાં મેં રમુજી તત્વ ઉમેરવાનો યત્ન કીધો છે. કઈબી અકુ-દરતી, સંસારને અને વહેવારને ન છાજતુ, તાણી તોડીને ગોઠવેલુ, અને મારી કુટીને રચેલું આ વાર્તામાં દાખલ થવા નહી પામે તેની મેં સંભાળ લીધી છે અને તે કોશેશમાં હુ જો ફાવ્યો હોવુ અને મારી તે કોશેશ ફતેહમંદ ઉતરેલી વાચનારને લાગી હોય તો વાચનાર વર્ગનું તેવું મત મેલવવાને ભાગ્યશાળી થવાથી હું બેહદ ખુશી થઈશ એમ કહેવાની જરૂરજ નથી. મી૦ દીનશા એદલજી કરકરીઆના "માણેક પ્રિન્ટીંગ પ્રેસ" છાપાખાનાએ આ મારી ચોપડી છાપવાની જે ઉલ્લત દેખાડીછે અને અજાયબ જેવી ઉતાવળે જે કામ બજાવી આપ્યું છે તે માટે તેનો આ પ્રસગે હુ આભાર માનુંછું. મને ઉમેદ છે કે આ મારા "લફંગા લવજી" ને વાચનારાઓ આવકાર દેશે અને લફંગા લવજીની રીતભાત તથા ચાલ ચલણનો ખરો ભાવાર્થ ધ્યાનમાં લઈને વાર્તાની છેવટપર આવતા લવજીને "લફંગો" ગણવા સાથે એક "જેનટલમેન" પણ ઠરાવશે.

પનાલાલ બીલડીગ,
પારસી બજાર, કોટ-મુંબઈ.

લી૦ સેવક
"ગુલફામ."

## દીનદાર જરથોસ્તીઓને એલતેમાસ.

### ખરાં મલબારી સુખડનાં ભાવમાં ઘટાડો થયોજ નથી.

## એક ખોટી અફવા.

કેટલાએક દુકાનદારો મોટી જાહેર ખબરો છપાવી સુખડનાં ખરીદનારાઓને એવું જણાવે છે કે સુખડના ભાવો ઓછા થયા છે અને હમે તેથી ઘરાકોને ઓછુ આપ્યે છીએ

## આ વાતમાં બીલકુલ સચ્ચાઈ નથી.

ખરી બાબત તો એ છે કે મલબારીને નામે જંગબારી ઠેસાડીને લોકોને છેતરતા હશે, અને ઉપરથી એવું સમજાવે છે કે ભાવમા ઘટાડો થયો છે.



ખરૂં મલબારી સુખડ મેળવવા માટે લખો અથવા મંગાવો—

## અરદેશર કાવશજી ભરૂચાનો કુંપની.

૧૭૬, હોરા બજાર સ્ટ્રીટ કોટ—મુંબઈ.

મરહુમ લેખક મી૦ સોરાબ પાલમકોટનાં પ્રખ્યાત "માસીક મજાહ" ચોપાનિયાંમાં શુ પારસી, હિંદુ કે મુસલમીન કુટુંબોમાં ઘેરેઘેર વખણાયલી અને અત્યંત લોકપ્રીય થયલી જાણીતા કવી-લેખક મરહુમ મી૦ દાદી તારાપોરવાલાની કસાયલી કલમથી લોકપ્રીય પારસી સંસારી મોટી વાર્તા નામે—

# "દુઃખી દાદીબા

### અથવા

# પરીનનો પસ્તાવો."

મરહુમ મી૦ તારાપોરવાલાની આ વખણાયલી વાર્તામા મુબઇનાં નામાકિત આર્તીસ્ટ મી ધુરંધરે ચિતારેલા અતિ સુંદર ૨૫) ચિત્રો ઉંચા આર્ટ પેપર પર છાપેલાંછે

તમારાં વ્હાલાંઓને "ભેટ" કરવા સારૂ એનાં કરતા બીજી સરસ "પ્રેઝન્ટ" કોઇ મલવાની નથી.

કીમત માત્ર રૂ. ૩) V.P.P. થી મોકલવામાં આવશે

તમે સેકડો વર્તા વાચી હશે પણ એકવાર "દુ.ખી દાદીબા" વાંચી જુઓ કે એક વાર્તા સંસાર સંબંધી કેવું ઉમદા શિક્ષણ આપી શકેછે. નીચલે ઠેકાંણે લખો

**મિસ. જરબાનું દા૦ એ. તારાપોરવાલા-**

તારાપોર—(ડીસ્ત્રીકટ થાણા.)

# લફંગો લવજી.

## માયાળુ મામાનો તોફાની ભાણેજ.

### પ્રકરણ ૧ લું.

#### "પનોતા પુત"નુ પહેલું લખણ.

"ખુદા, ખુદા કરો સાહેબ, ખુદા ખુદા કરો !"

"એટલે ? તું બકી શું મરેછ !"

"તો સાહેબ, તમે એમ ધારોછ કે મેં તમારી સાથે દગલબાજી કીધી, લુચ્ચાઇ કીધી, લફંગાઇ કીધી, ચોટાઇ—"

"હા, મેં એમ તુંને કહ્યું, અને પાછું કેહુંછ ! એકવાર નહી પણ બારવાર કહેઉંછ. હવે તું કહેવા શું માગેછ ?"

"અરે સાહેબ ખુદા ખુદા કરો-ખુદા—"

"નખોદ ગીયાને કંઇ બીજું બોલતાં આવરેછ કે આવરતુજ નથી ? સેં ભઇ ખુદા ખુદા કીધું, ખુદા ખુદા કીધું. હવે કેહીમરની-તે. કાફર ગીયો કહાં ? તારાં ઘેનમાં તે ભરઇ બેઠેલો છે કે નહી ?"

"તે હોતે તો સાહેબ હું આવો રીકાકૃચ પડને નહી, આવો ખરચાનો થતે નહીં, આવો નાસીપાસ નાચાર બની જતે નહીં, આવો ખુદા ખુદા કરતે નહીં—"

"પણ ત્યારે ગીયો કયાં ? જેલમાં ગીયો !"

"નહી"

"ઇસપીતાલમાં ગીયો !"

"નહીં."

"મરી ગીયો ?"

"નહીં."

"નાસી ગીયો !"

"હા."

"નાસી ગીયો ! ખરેખર ?"

"હાજી ખરેખર"

"એખલોજ નાસી ગીયો કે !"

"નહીં જી."

"ત્યારે કોણ સાથે !"

"ધોભણ સાથે."

"સત્યનાસ !" ઉપલા સવાલ પુછનારો માણસ એક ખુરસી ઉપર ધપ કરતો બેસી ગયો અને કપાલ ઉપર પરસેવાના ફુટી નીકળેલાં ટીપાં રૂમાલે નુછી ફરીને નીસાસો નાંખી બોલ્યો "સત્યાનાશ !"

એ "સત્યનાશ" બોલનાર માણસની હવે ઓળખ આપવી— જોઇયે. તે ઠીગણી બાંધણીનો જાડાં બદનનો ઘરડો પારસી હતો. તેનું

નામ માણેકજી મટલી હતું પણ ઘણાઓ તેને માકુ મટનચાપ નામે ઓળખતા હતા કારણકે ખરેખર તો તેનું ફુગએ તન બદન અને ઉપસેલા ગાલ તથા ગોલ પેટ એક ભરેલા ચરબદાર મટનચાપને દરેક રીતે મળતાં આવતાં હતાં તે લખપતી તવંગર હતો. ઉમર ૭૦ વરસની હશે પણ ૨૭ વરસના જવાન કરતાં વધારે જોરેમંદ, ૧૭ વરસના છોકરા કરતાં વધારે ઉલતમંદ અને ૭ વરસના બુચા કરતાં વધારે જડપુ તેમજ ૭ મહીનાના બચ્ચાં કરતાં વધારે ચીરડાઉ હતો તેણે લાંબો વખત લશકરી ખોરાકીના કંત્રાકટ લેવામાં ગુજાર્યો હતો અને કોમેસેરીયટ ખાતાં સાથે તેણે અનેક વાર લશકરીઓ ચહડાઇમાં ભાગ લીધો હતો છેલ્લાં હીંદી સરહદ ઉપરની આફ્રીદીઓ સામેની ચહડાઇનું કામ પુરૂં કરી તે મુંબઇ આવ્યો હતો અને જાથુકને માટે રીટાયર થયો હતો ઉપર કહ્યુ તેમ તે ઘણો દોલતમંદ હતો પણ પોતાની દેલત અને પુંજી ઘણીજ નજીવી હતી એવુંજ દેખાડવાને ઘણો ખંતીલો હતો, અને તેમ કરવાને તેની પાસે અનેક કારણો હતાં એક કારણ તો એ કે રખેને તેની દોલતને કોઇની નજર લાગે તેની તેને બીહીક હતી, બીજું કારણ એ કે આવી મોટી દોલત કેમ ભેગી કીધી તે રખેને કોઇ સવાલ ઉઠાવે અને કોઇ આગલી પાછલી ખાનગી છુપી વાત બહાર આવી જાય તેની તેને ધાસ્તી હતી, અને ત્રીજું કારણ એ કે તેનો ભાણેજ તેની દોલતની કુમકાર રખેને વધુ બગડી જાય તેની તેને ચીંતા હતી.

જેની સાથે આએ આપણો માકુજી મટન ચાપ વાત કરતો હતો તે પણ એક જાણુવાજોગ માણસ હતો. તેને પાલ્લી પપાઉં નામે ઓળખવામાં આવતો હતો. જરા અક્કલનો દોઢ ચતુર, સમજનું પુછડું

અને ડાહપણનો ડુંગર હતો. જ્યારેથી તે ઘભરાઇ જતો અથવા કોઇના ધાકથી બીહ જતે ત્યારે તેના મુખમાંથી "ખુદા ખુદા કરો!" વાય દમબદમ બહાર પડતા હતા. તેની ઉમર આશરે ૫૦ વરસની હતી! અને તે કોટમાં મોદીખાને પોતાની બાયડી અને નાનાં કુટીબંધ છોકરાંઓ સાથે રહેતો હતો અને આગલી સરકારી નોકરીનું જે પેનશન મળતું હતું તે પર બેઠો બેઠો કુર કુર કર્યા કરતો હતો.

"ધોભણ સાથે નાસી ગીયો એમ બોલતાં તુંને શરમ નથી આવતી? તુંને લાજ નથી આવતી?" માકુએ પુછ્યું.

"શરમને લાજ તો ઘણી આવેછ સાહેબ પણ હવે જવાબ દેવા વગર બીજું કરંગી શું! તમેજ કેહોની શું બીજું કરૂં?"

"પથ્થર સાથે માથું ફોડ. બેશરમ બેહયા; નીરલજ નાપાક! મારા કરી લીધેલા દીકરાને તારા હસ્તકમાં મેં સોંપ્યો તે શું ધોભણ સાથે નસાડી દેવા સારૂ?"

"તે તો ધંધો વેપાર કરવા ગીયોછ?"

"એટલે વળી એ નવું શું બનેછ?"

'તમે ધીરા થાવો તો તમુંને હું બધું સમજાવું મારા મુરબી. તમે જરા બેસો–આઇસપાની મંગાવું પીસો!" પાલીએ હવે ઘરડાને ટાડો પાડવા માંડયો

"જોની એ પાલી, મારૂં લોહી ઉકરી આવુછ જો. એક તો જુદદીન ફજેટા સાંભળતાં ને વાચતાં હાડેહાડ ધ્રુજેછ તહાં હવે આએ શું મોહકાનવાળી! અરે હું–હું–જે જુદદીનને કામમા લેવા સામે

લડાઇ કરનારો, લખાણુ કરનારો, પઇસા ખરચનારો, તેનાજ ઘેરમાં આએ અંધેર! તેનીજ આબરૂ ઇજતની આવી ધુળધાણીને વા પાણી!'

શુ જવાબ દેવો તે બાપડા પાલી પપાઉંને સુજયું નહી માટે મટનચાપની સાંમે તે ડોળા ફાડી, મોડડું વકાસીને ચુપચુપ બેસી રહયો. મામુજી તો બરબડયા, ફફડયા, થોડીક ચોપરવાડીઓ ચલાવી, જરા બુમ બરાડાબી પારયા અને પછી જયારે દમ ભરાઇ આવ્યો ત્યારે નસોસ થઇને બેઠા.

"એ શું બન્યું તે સમજાવીને કેહની પાવી."

"હું તો તમોને સમજાવવા માંગુછ સાહેબ, પણ તમો સાંભળો તો બોલુ કે!" પાલી નરમીથી બોલ્યો.

'ત્યારે શું મારા કાનમાં રૂ ખોસીને બેઠોછ?"

"જોવની સાહેબ, તમે ત્રણ વરસની વાટ ઉપર સધાવ્યા. ત્યારે તમે મને તેડાવીને કહયું હતુ કે 'જોરે પલી આએ મારા ભાણેજને તારા હસ્તકમાં હું સોપુંછ એની બરાબર જતન કરજે.' મેં હાથ જોરીને કબુલ કીધુ."

"તે શું આખું બધુ દાસ્તાન અવલથી આખર સુધી તું કહી જવા માગેછ કે!" ધરડાની જરા "ઇસ્તીમ" રહડી.

"મારી રીત મુજબ હું કહેવશ સાહેબ જો તમે મને ધભરા-વશો તો હું અકરઇ જવશ ને પછી શુંનુ શુ, આનુ હેર બોલાઇ જવાશે" પાલીએ તો રોકડું સાફ સાફ કહી દીધુ. "મને બીજી રીતે વાત કરતાં આવરે નહી"

"ધુર નાંખી તારાં નામ પર બોવની, પછી?"

"પછી તમે મને દર મહીને એની જતન લેવાને સારૂ રૂપ્યા પચીસ ને એ ।। ઇસ્કોલ નીશાલને ચોપડીના ખરચને સારૂ રૂપ્યા વીશ ને એનાં કપડાં લપડાં દવા દારૂ, ધોવામણ, હજામત, બુત, મોજાં—"

"પથરા પાહનકા, બધાને સારૂ બીજા ૫૦ રૂપ્યા મે આપતા કહેતા—એજકની !"

"હાજી; ને તે મને દર મહીને થાતા મલતા હતા. તે વખતે તમારા ભાણેજની ઉમર ૧૫ વરસની હતી અને મઝાનું શીખ્યો, મેત્રીકયુલેસનથી થયો, ને જાને જાને જાને તમે જોવો તો ફાંકડો ફક્ક બની ગીયો."

"ને પછી ધોબન સાથે નાસી ગીયો?"

"અરે નહીંરે, નાસવાને તો હજી વાર છે. તમે સાંભલોની. તમે કેહેલું કે એને કંઇ સીખવી ભણાવીને વકીલ બાલીસ્ટર કે ડાકટર નથી કરવાનો પણ ધંધે વેપારે એને લગારવાનો છે"

"તેથી ધોબણ સાથે નાસી જવાનો ધંધો તેં એને પહેલો શીખવ્યો ? એમજ કે ?"

"મેં નથી શીખવ્યું, મારા બાવા, મેં નથી સીખવ્યુ એનાજ મનમાં આવ્યું કે ધંધો કરવો તેથી એને ધોબીનો ધંધો કરવા પર મન લગાર્યું. મારાં ઘેરમા ધોબણ કપડાં ધોવચ્છ ને ઘણી સમજુ ને સીયાણી ને ભલી ને ડાહી—"

"એ પરી છે, ફરેસ્તી છે, ફુલકસુર છે. કબુલ કીધું. પછી શું થયું ! જવાન છે, છોકરી છે, કેવી છે, તેજ કહી મરની !"

"હોશે સાહેબ ૪૦ કે ૪૨ વરસની."

# ૭

"તારૂં નખોદ જાયરે તારૂં! ૪૨-૪૫ વરસની ઘરડી સાથે નાસી ગયો! તોબાહ-તોબાહ!"

"ને ધંધો કરવા ગીયોછ સાહેબ. તે ઘોભણુનો માટી છે, બે છોકરા છે ને ઘણી ડાહી, સમજુ—"

"પાલી તુ શું બોલેછ તે હું બરાબર સમજી શકતો નથી. નાસી જવું તે શું તે તુ સમજેછ કે!"

"હાજી હુ તો શમજુછ-તમે નહી સમજ્યા! પાછી પહેલેથી વાત કરૂં!"

"નહીં-નહી નહીં. એ પોર્યો કહાં રેહેછ તે તું જાણેછ કે!" ચન્ડો ઉઠ્યો અને પાઘડી પહેરતાં બોલ્યો.

"હાજી. ધોબીતળાવ, ઇંડાવાળાની અગીયારીની સાંમે."

"તે કહાં રહેછ તે તું જાણેછ ત્યારે તેને પાછો સમજાવી પટાવી મારી ધમકાવીને લાયો કાંય નહી!"

"અરે એ કઇ મારૂં માને કે! એ કહે જે હું ૧૮ વરસનો થયો તે કાયદા પ્રમાણે ઉમરમાં આયો વાસ્તે હુ મારી મરજી મુજબ કરૂ તો કોઇથી બોલાય નહીં."

"મુઓ તુ છોકરાની જતનનો લેનો. તારે બરૂસે રહયો તે હાર-માર થયો હુ' જાઉછ ને જોઉંછ કે રંગ કેવા છે. તે બ્રાભણનુ નામ શુ!"

"બીખી"

"ને તેના માટીનું નામ શું બરેલું છે!"

"બીખો."

"ઠીક." માકુજી બોલ્યા અને ઉઠયા, ધબર ધબર ચાલ્યા, ધમધમ દાદર પરથી ઉતર્યા અને ધોબીતળાવ તરફ હેંડું લીધું.

———

## પ્રકરણ ૨ જું.

### ભાણેજને સુધારવાનો મામાજીનો ઉપાય.

પહેલાં પ્રકરણમાં બનેલા બનાવને ત્રણ વરસ વહી ગયાં છે.

વલસાડ કસ્બાના તીથલ મથકે એક નાનો ફાંકડો રળયામણો બંગલો આવેલો છે અને તે બંગલાના દીવાનખાનામાં માકુજી મટન બાપ એક મોટી ગાદીની લો–ચેર ઉપર બેઠેલા છે અને તેવણની સામે આપણી આ વાતનો નામચીન નાયક લવજીભાઇ ડાહ્યા ડોહરા થઇને નીચી નજર અને ઝુકાવેલી ગરદન સાથે ઠસેલા છે.

પોતાનો ધંધો ધાપો છોડી હવે માકુજી જાથુકના રીટાયર થયા છે અને મુંબઇમાં એક મોટો આલીસાં બંગલો બંધાવ્યો છે— તેમ વળી વલસાડમાં–આ ટીથલના સેનેટોર્યમ મથકમાં પણ--એક નાનો બંગલો હવા ખાવા સારૂ ખરીદયો છે. કાકા લેહરી અને મોજીલા છે અને ખાઇ પી પોતાની જીંદગીના પાછલા દીવસ સુખ-ચેનમાં ગુજારવાનો મક્કમ મજબુત ઠરાવ મી૦ માકુજીએ કરી રાખ્યો છે. થોડા મહીના મુંબઇમાં ગુજારવા, ઠંડીની મોસમ ટીથલમાં કહાડવી અને ગરમીની મોસમ માથેરાનપર પસાર કરવી એવી માકુ-જીની ગણત્રી છે અને તે ગણત્રી મુજબ ગયાં ત્રણ વરસ દરમીયાન તેમણે અમલ કર્યો છે. આનંદ, આસાયશ અને કરાર મોજમાં દહાડા ગુજારવાની મામાજી માકુજીની ગણત્રી અને ઉમેદ છે ખરી પણ તેવણની સામે બેઠેલો ભલો અશરાફ ભાણેજ એવાં એકકાં કારીગીરીના કામ કરતો રહયો છે કે મામાજીને મોજને બદલે મહેનત, ચેનને

બદલે ચીંતા, મજાહને બદલે મસાગત, અને કરાગને બદલે કકલાનમાં વખત ગુજારવાની વધુ તક મળી છે.

મામાજીને અગાઉથી પગે ગાઊટ થવાની આદત પડી હતી અને તે આદત વરસ અને ઉમરની વધુ ભરતી થવા સાથે વધુ જોર પકડતી પણ જતી હતી અને જેમ તે તેવણનો પુરાનો દોસ્ત ગાઉટ વધારે પ્રીતીથી તેવણને વળગવા લાગ્યો હતો તેમ તેવણનો એક બીજો પુરાનો મીત્ર "ગુસ્સો" વધારે ને વધારે ઉભરી આવવા લાગ્યો હતો.

મામાજી લો-ચેર ઉપર બેઠા હતા. કીનખાબની ટોપી હેઠળ બોડુ બાંડું બોડેલું બોકડાં જેવું માથુ ઢંકાયલું હતું જે ટોપીની જમની અને ડાબી કીનારી હેઠળથી ગુછાની બે ઉંદરની પુછડી જેવી પીસ્તી લટકતી જણાતી હતી. મુછના આંકડા વાળેલા હતા અને દાઢી શ્રેબ્યા સફાઇદાર બોડેલા હતાં. કલીબંધ બત્રીશ દાંત સાબુત હતા અને જવાનીમાં જાળવેલી તનદરોસ્તી અને ચલાવેલી ભલી વરતણુંકને સબબે હજીબી હોજર પાવરફુલ હતુ તથા દાંત અને દાચું ૭૩ વરસની ભરતી છતાં ચાર જવાન્યાને લજવાવે તેવા પ્રાકરમ કરી બતાવતા હતા-યાને ખાવા અને બોલવામાં મામાજી કોઇ દહાડેબી પછાત પડતા નહીં

તેવણનો જમનો પગ-પાટલી અને આંગળા આગળથી-બાંધી રૂંઢીને ધોબીનો એક નાનો જેવો ગાસડો હોય તેવો બનાવેલો હતો અને તે લાકડા પગને પોતાની ખુરસીની સામેની એક બીજી નીચી ખુરસી ઉપર બહુ ઇહ્નાઝત અને સભાળથી ગોઠવેલો હતો કારણ કે

ગાઉટ મીત્રની તે પગ મધે પધરામણી થયલી હતી. મામાજીએ ચસ્મો ચહડાવેલો હતો કારણુ કે વાંચતી લખતી વખતે હવે ચસ્માની જરૂર પડતી હતી અને પોતાની ખુરસી આગળ મુકેલી એક ટીપાઇ ઉપરના કેશબોક્ષ મધેથી કાગલ્યાં, ઓચર્યા, ચેક બુક વગેરે કહાડીને જોતા, વાંચતાં, પાછા ગોઠવતા, પાછા કહાડતા, પાછાં વાંચતા, પાછા ગોઠવતા અને ધકેલા પછાડા ખાયા કરતા હતા અને હરેક બબે મીનીટે ચશમો નાંખ ઉપરથી કપાળ ઉપર ચહડાવતા અને પાછો નાંખ ઉપર ઉતારતા અને એ પ્રમાણે ચશમો બાપડો ચોરીઆસીના ફેરાના અડફટમા અફરાતો હતો.

પણુ મામાજીની સાંમે બેઠેલો આપણો "હીરો" લવજી કેવો હતો? ખરેખરો હીરોજ હતો જો. એકવીશ વરસનો ભરજવાન લવજી, ગોરો ધટમદાર અને દેખાવલો હતો. મામાજી કોઇવાર લવજીની ગેરહાજરીમાં મનસે બળાપો કરતા હતા કે "સગી માયની નજર લાગે તેવો દેખાવણો છે, પણુ નખોદ ગીયો ચાલનોજ ઘણો પાંસરો છે," તે ખરીજ વાત હતી. ઇંગ્રેજી અને ફ્રેંચ ઘણું સારૂં બોલી વાંચી જાણતો હતો. ક્રીકેટમાં નંબર વન હતો. ગાયણુ અને મ્યુઝીકમાં ઉત્તમ હતો. કોઇબી માણુસને બનાવવાં અને ઠેકડી કરવાની તેની ઝેણુ તો જાણે એની રગોરગમાં દોડતી હતી. કાંઇક પચીશ છોકરીઓને લગન કરવાનાં વચન આપી ચુકયો હશે; કાંઇક દજનો બઇરીઓના ખાવંદોને અદેખા બનાવ્યા હશે; અને કુટીબંધ માતાઓને ચીંતામાં નાંખી હશે. ફરેલ હરેલ ખાનાર પીનાર હતો અને નવું નવું કરી દેખાડવામાં તેણે નામ કહાડયું હતું.

"લવજી-તુને ગયાં અઠવાડયાંમાં ૨૧ મું વરસ બેઠું."

## ૧૧

"જી ગયા બુધવારે એકવીશમું—"

"ચુપ! મુગો રહે! જે કહું તે સાંભલ્યા કર! એક બોલબી વચ્ચે બોલ્યોછ તો માથું ભાંજી નાંખશ." એમ બોલી ડોકરાએ પોતાની જાડી લાકડી–લંગડા પગને ટેકો આપી લંગડાઇ લંગડાઇને ચાલવા સારૂ પોતાના પાસાંમાં રાખેલી લાકડી–ઉંચકી.

વાંચનારે એમ ધારવું નહી કે લાકડી ઉંચકાયલી જોઇને લવજી બીહીને હડી ગયો હશે. અરે નહીરે–લવજી તો ડોકરાની નાડ પકડીનેજ બેઠો હતો. એવો રકાસ અને ફારસ કાંઇ આજે પહેલો થતો હતો નહીં. સામે લવજી અદબ વાળીને બેઠો અને ગાલમાં જીભ લઇ દાંતે કરડી રાખી કારણ કે હસવુ આવી જતું અટકાવવાને તેને કોશેશ કરવાની હતી.

"અગાર વરસની વાત ઉપર જ્યારે મારી ઉંમર ૬૨ વરસની હતી અને તુ દશ વરસનો હતો ત્યારે મારાં અશરાફ ધણીઆણી ગુજરી ગયાં. ગુગ્યમાન બેહસ્ત નેવાગુને તેવણુ તારા બાપના બહેન થતા હતાં."

"હાજી. ને મારાં માંયજી તમારા બહેન થતાં હતાં."

"તે બધી સગપણની સમજણ મનેબી છે. તું વચ્ચે બટબડ ના કર." ડોસાએ બરાડ મારી અને અરધી મીનીટ થોભીને તે પાછો બોલ્યો. "કમનસીબે અમારે ત્યાં છોકરાં જણ્યા હતા નહીં."

લવજી મનમાં બબડ્યો, "ને તે માટે મારા નસીબને હું દુવા દેઉંછ."

"તારા બાપ ઉપર મારી બહેનનો પ્યાર બેહદ હતો અને

બહેસ્તને મરતી વેળા મને કહયું કે મારે તુંને દીકરો કરી લેવો ને પાળવો પોસવો."

"ગુરથમાન બહેસ્ત તેવણને." લવજીએ ટાહુકો પુર્યો.

'મેં તે વાત કબુલ રાખવાને કોલ આપ્યો હતો."

"ઘણું નેક કામ કીધું," લવજી મનમાં બરબડયો.

"ને તે કોલ મેં પાળ્યોજી ને હવે પછી પણ પાળશ"

"હુરરે!" એબી લવજી મનમાંજ બોલ્યો.

"નારા બાવા તે પછી છ મહીનામાં ગુજરી ગીયા ને તેવણને બધો ખરચ મનેજ કરવો પડયો ને તે પછી તારી માય-કેવી ભલી મીલનસાર ડાહી છોકરી ગુજરી ગેઇ." ડોસાએ એમ બોલતાં પોતાની આંખે રૂમાલ દીધો.

લવજી જે હમણા સુધીમાં સઘળી રમુજ લેતો હતો અને ડોસાના બોલવાથી ગમત મેળવતો હતો તે પોતાની માતાની વાત સાંભળતા ચુપ અને ગમગીન બન્યો. લવજી તોફાની હતો, મસ્તાન હતો, રખડેલ છંડી છકેલો હતો પણ તેની છાતીમાં જીગર હતું અને તે જીગર મધે ઘણાક નાજુક અને લાગણીવાળા ભાગો પણ હતા.

"તુંને મેં પાળ્યો પોસ્યો મોટો કીધો, શીખવ્યો, ભણાવ્યો ને તું કેવો નીકળયો!"

"કેવો વળી જુઓની હું કેવો નીકળયો તે!" એમ બોલી લવજી ઉભો થયો અને હાથ પોહળા કરી પોતાનું આખું તન બદન મામાજીને દેખાડવા તે ગોળ ચકરડી ખાવા લાગ્યો.

"બેસ! બેસીજા એકદમ!"

"પણ મામાજી હું કેવો નીકલ્યો તે—"

"ચુપ! ચપી જા! એક બોલ ના બોલતો--મોહડું સીવી લે."

લવજી બેસી ગયો અને પોતાનાં મોહડાં ઉપર તેણે પોતના અને હાથ દાબી દીધા; મોહડું સીવવા કાજે નહી પણ હસવુ આવતુ મામાજીથી છુપાવવાને કાજે.

"તારી ભલી માય દયાળુ હતી, નેક હતી, ભોલી હતી, પણ કમનસીબે કમસમજ હતી અને તેથી તું વીખરી ગીયો લાડ અને પ્યારમાં બગડી ગીયો. તું નીશાળે જતો હતો ત્યાં મહેતાજીને ખુબ પડાવતો હતો, તારી સાથવાળાઓ સાથે દરરોજ મારામારી કરી થોભરાં રંગતો હતો અને થોભરૂં રંગાવીને સુજેલુ મોહ લઇ ઘેર આવતો હતો જયારે તુ માય વનાનો થયો ત્યારે મે તુને મારી પાસે રાખ્યો અને જેમ તેમ ૧૪ વરસનો કીધો ને તેમ કરતા તે મારૂ લોહીનુ પાણી કીધુ."

"તમે ઘણા માયાળુ હતા મામાજી"

"એટલુંબી સમજવાની તારી અકકલ છે એ જોઇ હું અજબ થાવુ છ ને ખુશી થાવુંછ"

"હેંકયુ મામાજી, વેરીમચ હેંકયુ"

"જયારે મને આફ્રીદીઓ સામે જવું પડયુ ત્યારે પેલા ખુબખ પાલીના હસ્તકમાં હુ તુને સોંપી ગીયો. મારી ઉપર તારા ને પાલીના કાગળ આવતાં હતાં ત્યારે મને ઘણો આનંદ થતો હતો કે દીકરો સુધર્યો અને શીખ્યો."

"તે તમારી અટકળ ખરીજ હતી મામાજી"

"ખરીજ, ખરેખર ખરીજ. જ્યારે ત્રણ વરસની વાટ ઉપર હું મુંબઇ પાછો આવ્યો ત્યારેજ તે મારી અતકલ ખરી પડેલી મેં જોઇ. તું એક હલકી, નાચીજ, નીચ, ધોબણ સાથે નાસી ગીયો."

"પણ તે તો ધંધો કરવા."

"ચુપ! પાપી, મુજી, મુંગો રહે."

'મામાજી હું કસમ ખાઇને કેહુંછ કે તે વખતે મને એવોજ ધખારો હતો કે સાયનટીફીક સીસટમથી કપડાં ધોવાનો હુન્નર મુંબઇમાં દાખલ કરવો અને તેટલા માટે મે મારી નાહાનીમાં તે ધોબણ સાથે વેપારમાં ભાગ લીધો."

"હોશે. તે ૪૨ વરસની ધરડીએ તારા જેવા નાદાન મુર્ખાને બનાવ્યો અને તારા પઇસાથી પોતે ધંધો-કરી તુને હલકો પાડયો. તું એક ગલીચ ઘરમાં પહેલા માલ ઉપર રહતો હતો અને બીજે માલે તે તારી પોબણ ભાગણ પોતાના માટી અને છોકરાં સાથ રહેલી હતી'

"તેજ દેખાડેછ મામાજી કે મારી નેસ પ્રમાણીક હતી"

"પણ લોક શું ધારે! લોક શુ સમજે!"

"તે લોક શુ એમ સમજે કે હું તેની સાથે નાતરૂં કરવાનો છેઉ!"

"તારી નીતીન માટે લોકોને હલકો પીચાર આવે અને તુંને કોઈ પાસે ઉભો રાખે નહીં."

"એ બનવાજોગ છે મામાજી."

"નકટે નાણ કહેછ કે બનવાજોગ છે." મામાજી ખીજ પાડીને

બોલ્યા; "તે તારા ધોબીના ધંધામાં ખોટ આવી. તું બધો હીસાબ કેતાબ રાખનારો એકાઉંટર પડયો તે ખોટ નફાની વાત ઘણી સમજે અને તારી ભલી ભાગ્યણે ત્રણસો રૂપ્યાની ખોટ દેખાડી. ધંધો ચાલુ કરવા સારૂ તેં મારવાડી પાસેથી રૂપ્યા હજાર કહડાવેલા તે અને તેની ઉપરનુ વ્યાજ ૭૦૦ રૂપ્યાનું મને ભરવું પડ્યું ને ઉપરથી ખોટના ૩૦૦ રૂપ્યા જાંસવા પડયા જેથી તમે દીકરાજી ૧૮ વરસની ઉમરના હતા ત્યારેજ મને બે હજારનો ચાંલ્લો થયો."

"મામાજી, એતો ધંધો છે વેપાર છે. ખોટબી થાય કે નફાબી થાય. નફો થતે તો તમેજ ખુશી થતે."

"તો આએ ધંધો વેપાર ને નફો કરનારનાં મોહડાં તો જોઓ. પણ આગલ તો ચાલ-તે પછી તે શું કીધું! પેલી વાહડી કાપુની વીધવા બાખાઇ સાથે પણવાની કબુલાત તું આપી આવ્યો ને કાગળો તેં તેની ઉપર બેવકુફાઇ કરીને લખ્યાં ને તેને લગનનો કોલ તોડવાની દામીજીની ફરયાદી માંડવા નીકળી ને મારાં ઘરમાં વકીલની નોટીસોના વહાણ ફાટાં."

"પન મામાજી એને વાહી પટાવીને વચન લીધેલો. હું તો નાદાન હતો તે—"

"ને તેં એની ઉપર લવ-લેટર લખ્યાં તેબી એને વહી પટાવીને લખાવ્યાં હોશે. જરા શરમા, શરમા, મને ઘરડે ઘરડપણ વકીલોને તાંહ સુજેલા ગાઉટના બરેલા પગ સાથે ધકેલા ખાવા પડયાને જેમ તેમ ત્રણ હજાર રૂપ્યાને ઘેરે ગીયો ત્યારે તે રાંડ બુઠી ઘયેડી દપટ પડી."

"એ તો મારાં નસીબમાં હતું—"

"મુંગો રહે—સાંભળ. તે પછી ઘોડાની શરતમાં તું હારી આવ્યો ને તેથી મારે માથે દોઢ હજારની ચોટલી થઇ. મોટર દોડાવી વીકટોર્યા વાળાની ગાડી ભાંગી નાંખી ને ઘોડો મારી નાંખ્યો ત્યારે વળી મારી ઉપર કાટર ચાલી. પેલા ધનજીની બઇરીને આઇસક્રીમ ખાવા લેઇ ગીયો તેને ફજેટા કીધા ને બઇરીથી છુટા છેડા મેલવવાની ફરી-યાદી માંડી તારી ઉપર તોહમત મુકવાની તઇઆરી કીધી અને એવું એવું કાંઇ કાંઇ તે કરી દેખાડયું અને હવે કોણ જાણે શું કરશે"

"મારાં નસીબમાં હોશે તે થશે."

"પણ આએ બધું તુંને કેહેવા આજે મેં તુંને મારી પાસ બેસાડયો નથી.' મામાએ બે મીનીટ ચુપ બેસીને કહ્યું.

"ત્યારે કાંય બીજું વળી છે કે!"

"હા-ઘણું અગતનું છે,"

"તે શું મામાજી."

"તુંને સુધારવાનો ને પાંસરો બનાવવાનો મેં એક ઉપાય શોધી કહાડયોછ."

"તે કોઇ તમારી ઓરીજીનલ સ્કીમ છે કે!"

"તુંને શુધારવાનો એકજ ઉપાય હવે બાકી રહયોછ ને તે ઉપાય હું અમલમાં મુકવાનો ને ફર મુકવાનો"

"જરા મનેબી તો કેહો મામાજી કે હુંબી તે ઉપાયને વાસ્તે તઇયાર થઇ રહેવું."

"ઉપાય એજ કે એકદમ તારાં લગન કરી દેવા!"



# પ્રકરણ ૩ જું.

## સુધારવાના રસ્તા પર.

"મને પરણાવવા માંગોછો મામાજી ?" લવજી ભડકીને અજબ થઇને કાંઇક ધભરાઇને છલાગ મારી ઉભો થઇને બોલ્યો.

"હા. તારાં લગન એકદમ કરી નાખવાનો મેં પકો સાબુત, મજબુત ઠરાવ કીધોછ. ગયાં ત્રણ વરસમાં તે મને એક ઘડીબી જપ મારવા દીધી નથી કે નચીંતે બેસવા દીધો નથી પણ હુ ધારૂંછ ને માનુછ કે તુ લગન કરશે ને પરણશે ત્યારેજ સુધરશે અને તું સુધરશે ત્યારેજ મને જરા રતી નીરાંતે બેસવાનું બનશે" મામાજી માકુજીએ પોતાની જાડી લાકડી જમીન ઉપર ઠોકીને છેલ્લો અલટી મેટમ આપ્યો

લવજીભાઇ ચોંકયા. મામાજી રખેને કાઇ ખાપર્યાંની વાંકી ટીકી દીકરી ગળે બોળવી દે તેની ભાઇને ચીંતા પડી. પણ લવજીએ તરતજ જોયું કે મામાજી ઘણા શુર પર ચહડેલા હતા અને મામાજીની માગણીને તુછકારી કહાડવામાં સલામતી હતી નહી તેમએકદમ હા કહી દેવામાબી કમબખતી હતી માટે તેણે ફીલસુફી ચલાવવા માડી.

"જવાન્યાઓને સુધારવાના બીજા ઘણા ઉપાય છે મામાજી."

"એક હજાર એકસોને અગ્યાર ઉપાય હોશે તોબી હું તો આએજ ઉપાય અજમાવી જોવાનો છેઉં. મારી ખાત્રી છે કે તું તારી ધણીઆણી સાથે ઠર પડશે તોજ તું મને ઠર પડવા દેશે ને તારૂં ધ્યાન ધણીઆણી ઉપર લાગશે ત્યારેજ મને શાંતીમાં ધ્યાન રાખવાનુ

" તું તારી બઇરી સાથે સુખ ભોગવવાનું
બનશે." મામા બોલ્યા;
મનપર લેશે તો અલબત્તા તું સુખી થશે તેને સુખી બનાવશે."

" તે બધા સંજોગ ઉપર આધાર છે મામાજી. પહેલાં તો મારી
બઇરીએ મને ખુશી કરવો જોઇયે અને બીજું તો એ કે મારો પ્યાર
તેની ઉપર હાવો જોઇયે."

" એજ—બાવા—એજ તમારા આજકાલના ઘણુક છે. પ્યાર હોય
તો પરણવું એ તમારૂં બહાનું આજે તમારા લોકનુ નખોદ વાળે છે.
એ તમારો સુધારો. લગન કરવાની વાત આવી કે છોકરો કહેશે કે
મારો એની ઉપર પ્યાર નથી તે છોકરી કહેશે કે એને હુ ચાહી શકું
નહી. પણ એ તારૂ બહાનુ ચાલવાનુજ નથી કારણ કે તે છોકરીને
જોતાંજ તું ખુશી ને મગન થશે."

" ત્યારે તમે મારે વરે કોઇ છોકરીબી શોધી કહાડીજ કે!'

" હા. તે છોકરી તુને ખરાં જીગરથી હમેશ ચાહશે."

" તે વળી તમે કેમ જાણ્યું! તેના દીલની વાતની તમોને કેમ
ખબર પડી!" લવજીએ કાંઇ રમુજ લઇને સવાલ કર્યો.

" જે છોકરી સારી તરબીયતથી, સારી તાલીમથી, સારાં શીક્ષ-
ણથી, સારી સગતમાં, સારાં માબાપના હાથ હેઠળ, અને સારાં
માણસોની દોસ્તી વચ્ચે ઉછરેલી હોય તે પોતાને માટે પસંદ કરેલા
ખાવંદને ચાહવા વના કદીબી રહે નહી."

" દીઅર! દીઅર! મામાજી તમારી દુર અંદેશી અને અણુવી
મને છક કરી નાંખિજી." લવજી ટહોરમાં બોલ્યો.

"તું નાદાન છે તેથી કશું જાણુતો નથી પણ મારા જેવો ઘરડો ને અનુભવી થશે ત્યારે બધું બરાબર જાણી સમજી સકશે. તું ખુબ-સુરત દેખાવનો છે અને કોઇબી છોકરી તુને ખાવંદ બનાવવાને રાજી થશે એમ મને લાગે છે. મારી મરજી છે કે આપ્પે છોકરી સાથે તારે પરણવું અને ગોઠવાઇ જવું"

"પણ તે છોકરી કોણ? હું જાણું તો ખરો, જોઉં તો ખરો, પસંદ કરૂં તો ખરો. એકદમ કેમ હા કેહેવું?"

"અલબતાં તારે તેણીને જોવી જોઇયે. હું જુના વીચારનો છેઉં પણ તેમ અણઘડ બનવા માંગતો નથી અને કોઇનુ સુખ તારાજ કરવાનો મારો વીચાર નથી અને તેમાં ખાસ કરીને તું કોઇબી રીતે દુઃખી થાય તે જોવા હું માગતો નથી. તે છોકરીને તું જો, પસંદ કર અને પછી પરણ—બસ હવે!"

"થેંક્યું—એ મારે કબુલ છે." લવજીએ એક છુટકારાનો દમ ખેંચ્યો.

"હવે સાંભળ મારો અસલ જુનો દોસ્ત જમાજી પારડીવાળા મુંબઇમાં રહેછ. તાંહ તેનો બંગલો છે."

"તેને વરે તમે મને બે ચારવાર કેહેલું ખરૂ."

"હા. તેની જાગીર પારડીમાં છે અને પારડીમાં તેણે બંગલોબી બધાવ્યોછ હમણા થોડા દહાડા તે પારડીમાં આવીને રહેલો છે. તેની દીકરી રમબઇ સાથે તુંને જોડવવાની મારી મરજી છે. જમાજીએ મારી ઉપર કાગળ લખીને જણાવ્યુંછ કે મારે અને તારે બે પાંચ દહાડા તેવણુને ઘરે પરોણા તરીકે

જવું. હમબઇ સાથે તુંને ગોઠવવાની મારી ને તેની બેઉની મરજી છે. હવે મને આએ નાગાક સેતાન ગાઉટ આવીને વળગયોછ તેથી મારાથી હમણા જામાજીને ઘરે જઇ શકાવાનું નથી. પણ તુંને ખોતી થવાનું કાંઇ કારણ નથી. તું કાલે સવારે પારડી જા અને તેવણુએ ઘરે બે પાંચ દહાડા રહે તેટલાં મારો પગ જરા રતી નરમ પડશે તો હુંબી આવી લાગશ. જામાજી મારા કરતાં ઉમરમાં ઘણો નાહ્લો છે પણ દીલાવર જીગરનો છે ને તારી ખાતરદારીને પરોણાગત કરવામાં કશુ બાકી રાખશે નહી."

"મામાજી તમારી મરજીજ છે તો હું જામાજીને ઘરે જવાને ને આએ મારી ભવીષની બાહારીને જોવા તપાસવાને તઇયાર છું. જેવો તમારો હુકમ મામાજી," લવજી મોહડેથી એમ બોલ્યો પણ મનમા બરબડયો કે, "અહી એક તરફ દબઇ ચપઇ રહેતા કતાલો આવી ગીયોછ તે જરા બહાર તો પડુ, એ જામાજી સાથે વાત તો કરૂં."

"પણ ત્યાં કાંઇ તારી જાતના જણાવતો જો. દોસ્ત આશનાવોમાં ને ઓલખીતાં પાળખીતાઓમાં તેં તારૂં નાંખ તો કપાવી નાંખ્યુંછ પણ હવે ખુપરો બાકી રેહયોછ તે રહેવા દેજે, તેબી ના કપાવતો. એ જામાજીને સસલાંનો ને દરયાઇ બટકનો શીકાર કરવાનો ઘણો શોખ છે વાસ્તે તુને મજાહ પડશે. ખુશનુમા જંગલ છે ત્યાં ઘોડેસ્વારી કરવાનીબી તુને મજાહ પડશે. તારો ઘોડોબી તું સાથે લેતો જજે. ને આએ પાંનસો રૂપ્યા આપુંછ તે ખરચના રાખજે; ને નહીં, તો એ પાનસો રૂપ્યા લઇને એમથી તેમ મુંબઇ કે પુને કે કલકતે વટી ના જતા. સમજ્યા કે?"

"મામાજી તમારી ઘણી મહેરબાની છે" લવજી બોલ્યો અને મામાને ગળે વળગ્યો લવજી-અગાઉ કહ્યું છે તેમ કાંઇ નાજુક લાગણી પણ ધરાવતો હતો અને મામાજીના ગુસ્સા, ખફગી, કચવાટ, ક્રોધ સાથે મામાજીની બેહદ પ્રીત તેની ઉપર હતી તે તે સમજી શકતો હતો.

"પારડીમાં નાટક તો નથીજ એટલે તાંહ તું ભટકશે નહીં. ત્યાં કલબને બારબી નથી એટલે છાકટો થઇને ઘરે આવશેબી નહીં. તાંહ ઘોડાની શરત નથી જેથી તું હારીને કરજ કરશેબી નહી, ને તાંહ ગાનારીઓના મુજરાબી નથી જેથી તું——"

"મામાજી મામાજી, તમે મારેવરે ઘણો હલકો વીચાર રાખોછ, મને એ ગમતું નથી જો."

"ગમે કે નહી ગમે પણ જે ખરૂ છ તે હું કેહુછ. હવે ધોબણ સાથના ધધાની ભાગીદારી અને રંડાયલી સાથના લગનના કોલ કરાર ને મારવાડીની ચાકી એ બધું ભુલી જજે. હવે હું અખાડા કરવાનો નથી."

આવું તો આજે પાંત્રીશમી વખત લવજીએ મામાને મોહડે સાંભલ્યું હતું પાંત્રીશ વખત મામાજીએ દમ ભરાવ્યો હતો કે "અખાડા કરવા નથી" માટે લવજી ઉપર આ ધમકીની કાંઇ ઘણી ઉંડી અસર થવા પામી નહી અને જયારે મામાજી ઉપલી તરેહવાર શીખામણ દેતા હતા તથા લવજી ઉપર અસર થાય છે એમ મનમાં સમજી મલકાતા હતા (કે જેમ અગાઉ પાંત્રીસ વખત મામાજી સમજ્યા હતા અને મલકાયા હતા) ત્યારે પાનસો રૂપ્યાનો કેમ દાળ વાટલો કરવો તેની ગોઠવણ લવજીભાઇ મનમાં રચતા હતા.

"કાલે સહવારે ૭ વાગે તું નીકળજે. ઘોડાપર બેસીને જશે તો

કલાક કે દોઢ કલાકમાં પાનડી પુગી જશે. તારી સાથે અબદુલને લેજે. તેને આપણાં પેલાં જુદાં ટટુંગર બેસાડીને લઇ જજે." મામાજીએ કહ્યું.

"પણુ મામાજી અબદુલનું શું કામ છે? એ તો તદન નવો સવો ગાવડી ગમાડ છે. મારો જુનો નોકર—"

"તે તારા જુના નોકરને મેં નવી નોકરી એ મોકલ્યોછ. તેને સીંગાપોર તરફ ગેઇ કાલેજ રવાના કરી દીધો. હમણા તો દરયો દોહ્‌વતો હોશે"

"પણુ કાંય? એમ કાંય? મને પુછવા વગર ગીયો?"

"તુંને તો પુછવાનો હતો પણુ તારીને તેની મેં મુંલાકાત થવા દીધીજ નહીં. તે તારા નોકરથી તું વધારે બગડયોછ તે હું સમજુંછ. તેને પઇસા મલ્યા કે બાપજી મલ્યા. તેને મે કહાડયોછ ને આએ અબદુલ તે આપરા ચપરાસી કાસમના દીકરાને મેં તારી નોકરીમાં રાખયોછ."

"મામાજી તમે તો મને એકદમ સુધારી નાખવા બેઠાછ."

"હા. એવો મારો ઇરાદ છે. હવે તો મેં એવો વીચારબી રાખ્યોછ કે તું ફરીને કરજ કરશે તો નુસપેપરમાં છપાવશ કે તુંને કોઇએ નાણાં ધીરવાં નહી. જોવુંછ, તું કેમ નથી સુધરતો?" પાછી જુદાની ઇસ્તીમ ચલડી માટે લવજીએ બાજી રમાડી લીધી.

"જેમ તમારી મરજી મામાજી. હવે હું દમડીતુંબી કરજ કરવાનો નથી જેથી તમોને એવું છપાવવાની તસ્દી પડવાનીબી નથી ને જીવ કુચવશોબી નહીં" અગાઉ જેમ પાંત્રીસ વખત લવજીએ

મામાજીને કબુલાત આપી હતી તેમ આએ છત્રીશમી વખતણી આપી અને અગાઉ પાંત્રીશ વખત મામાજીએ વીશ્વાસથી આ કબુલાત ખરી માની હતી તેમ આએ છત્રીશમી વખતણી ખરીજ માની અને બંને મામા ભાણેજ જમવા ગયા.

જમતાં જમતાંબી મામાએ શીખામણનો ટોપલો ખાલી કીધો અને લવજી એવો તો મચી મટન અને મરઘીપર મંડી ગયો હતો કે તેને મામાજીનાં ભાષણનો ઘણોજ થોડો ભાગ સાંભળ્યો, તેથીબી થોડોજ ભાગ સમજ્યો, અને તેથી ઘણોજ ઘણોજ થોડો ભાગ તેના ધ્યાનમા ઉતર્યો.

બીજે દહાડે લવજીભાઇ યુરોપયન ઢબનાં રાઇડીંગ પોશાકમાં તઇયાર થયો અને તેનો દેખાવ જોઇને મામાજી પોતે મનમાં હરખાઇ ગયા ખાસ્સો પોણા છ ફુટ ઉંચો, ગોરો ગુલાબી ગાલનો, નાની આંકડાદાર મુછનો, કાળા ભમર જેવા ભરાવદાર બાલના ભારા સાથના ઘાટદાર માથાનો, પોહલી પેશાની અને ભરાવદાર છાતીનો, નાનકડો જંગી પેહલવાન હોય તેવો મામાજીની સામે આવીને ઉભો અને મામાજીએ તેને હરખથી, પ્યારથી, મોહબતથી અને મમતાથી ચાંપીને કોટી કીધી અને તે સાથે અધુરી હતી તે પુરી એ શીખામણ દીધી.

પછી પોતાના જેરાજ મસ્તાન તાફાની તેજી મોટા બેસર ઘોડા ઉપર લવજી સ્વાર થયો અને નાનાં ચરકા ટટ્ટુ ઉપર અબદુલ બેઠા અને આએ નામચીન જોડી પારડી તરફ સડસડાટ રવાના થઇ

# પ્રકરણ ૪ થું.

---

## લવજીનો નવો નોકર.

સવારનું પોહર હતું. ખુશનુમાં ઠંડીની લેહરી ગામડાંની દીલખુશ સીનરી વચ્ચે લેહરી રહેલી હતી. જમીન રાતના પડેલા ઠાર અને દવથી ભીનાસ વાળી બનેલી હતી. પંખેરાં અને જાનવરો ખુશ રમત ગમતમા આસપાસ નાચી રહેલાં હતાં.

વલશાડથી નીકળેલા આપરા બેરાદર લવજીની સ્વારી પારડી તરફ હેંડની હતી. લવજીએ થોડોકવાર ઘોડો કદમ કદમ ચલાવ્યો અને તે પછી કેંટર દપટાવ્યો અને ત્યાર બાદ તે ઉંચ તોખમનું ઉમદા જાનવર ગેલમાં આવી કુદકરા મારી ચારે પગે જેલપ નીકળી ગયું.

લવજી વીચારમાં હતો. "આએ આપણા જમાઈ કેવા હશે! મામાજીના જેવાજ એવણબી મુએલા દાધાબલ્યા હોસે તો કાશી સગ જસે કેમ! જો રંગીલા મોજીલા હોશે તો ઠીકજ છે પણ એ રંગીલો નહી હોસે તો મને પોતાને રગીલો બનતાં અને એને બનાવતાં મને કહાં નથી આવડતુ! મામાજી આએ જમાઈને ઓળખે છે અને ગયે વરસ જયારે હું કલકતે શરતમાં ગીયો હતો ત્યારે મામાજી તીથલથી બે પાંચ દહાડા એ જમાઈના પારડીનાં બગલાસાં જઇને રહેલા હતા હા-મને યાદ છે. મને મામાજીએ કેહેલું કે તેવણ જમાઈને ઘરે રહેવા ગયલા ત્યારે ચપરાસી કાસમને બી સાથે લઇ ગયલા. કદાચ કાસમ બાવા સાથે આએ ઉજબખ અબદુલ દીકરોબી ગીયો હોશે.

વાસ્તે જરા અબદુલને પુછું ખરો કે જમાજીનો ઘરખટલો ખટારો છે કે ખરખર પાંચમ છે તે જરા એનાથી જાણું તો ખરો."

એવો વીચાર કરીને પોતાના નવા નોકર અબદુલને બોલાવવા તેણે ઘોડો રોકયો અને પાછું ફરીને જોયું. અબદુલ જણાયો નહીં. "એનું ઘોડું ઘરડુ ને ધીમું છે તેથી હળવે હળવે આવતો હોશે." એવું વીચારીને લવજીએ પોતાનો ઘોડો ઝાડની ઘટામાં છાંયડામાં ઉભો રાખ્યો

જેઓ વલશાડથી પારડી અથવા પારનેરાનાં ડુંગર તરફ ફરવા હરવા અથવા પીકની કે અથવા કાઇ કામે કાજે ગયા હશે તેઓ જાણતા હશે કે સારી સડક બાંધેલી છે અને સડકની બને બાજુએ મોટે ભાગે બાવળના ઝાડ ઉગાડેલાં છે. આમ હોવાથી રસ્તા ઉપર સારો છાંયડો પડે છે. હમણા તરતનો સુરજ ઉગેલો હતો અને ઝાંખલ પડતી હતી માટે તડકો ઝાઝો હતો નહીં જેથી લવજીને તાપથી હેરાન થવું પડયું નહીં બલકે સહેજ ઠંડક લાગતી હતી માટે તેને આમ ખોટી થવાથી અડચણ નડી નહીં.

લગભગ પંદર મીનીટ લવજી થોભ્યો અને પછી અધીરો પડયો- ગીતામાં પડયો. "એ અબદુલ કયાં દટાઇ ગયો? કેકે પડી તો નથી ગીયો? ઘોડું એને લેઇને ખેતર તરફ નાસી તો નથી ગીયું? રસ્તો તો ભુલે નહીં કારણ કે એકજ સલંગ સીધી સડક છે પણ કદાચ ખેતરમાં જવાની ગાડાં અને માફાથી પડેલી ગદેર વાટે કેકે આડે રસ્તે નીકળી તો નહીં ગીયો હોય?" વીચાર કરતો અને બે ચાર સરસ્વતીઓ ભણતો લવજી ઉભો હતો અને તેનો ઘોડો તલ'પા કરતો હતો તેટલા

દુરથી અબ્દુલ મીયાંની સ્વારી આવતી દેખાઇ અને તે જોઇને લવજી બેઅખ્તયાર હસી પડયો.

અબ્દુલની ઉમર આશરે ૧૮ વરસની હતી અને નાનો હતો ત્યારથીજ તે અસાધારણ ઉંચાઇનો જણાતો હતો તે ૧૦ વરસ પછી જેમ ઉમરમાં અને ઉંચાઇમાં વધતો ગયો તેમ અકલમાં ઘટતો ગયો. લાંબો સાટકા જેવો અબ્દુલ નાનાં ઠીંગણા ટટુ ઉપર બેઠેલો હતો અને તેના પગ જમીનથી ફકત એક કે દોઢ ફુટ ઉંચા લટકતા રહેલા હતા. તે લગામના ઝટકા મારી તથા હાથ માહેલી જાડી સોટી ફટકાવી તથા બુમ બરાડા પાડીને ટટુને હાકતો હતો.

અબ્દુલ પોતાના નવા શેઠની નોકરીમાં તેજ દીવસે દાખલ થયો હતો અને આગલી રાતેજ તેના અકલમંદ બાપ કાસમે તેને એક નોકર તરીકેની ફરજોની ઘણી ઘણી શીખામણો દીધી હતી જે સઘળી શીખામણ મુજબ ચાલવાનો અને તેમ કરીને પોતાના નવા શેઠને રાજી રાખવાનો તેને મકમ ઠરાવ કરી મુકયો હતો.

અબ્દુલ ધીમે ધીમે આવ્યો અને પોતાના શેઠના ઘોડાથી દુર પોતાના ટટુને તેણે ખેંચી તાણી ઉભું રાખ્યું. આખે ટટુ આખે રસ્તે તો કદમ ઉચકતાં અબ્દુલના પાંખડાને કસરત આપતું રહયું હતું પણ પોતાના તબેલાના હમેશના સાથીને દુર જોઇ તેની પડોશમાં જવાની તેને હોંશ થઇ આવી હતી માટે આખે રસ્તે ચલાવવાને અબ્દુલને જે મહેનત અને જોર વાપડવું પડયું હતુ તેજ મહેનત અને જોર વાપરીને ટટુને ઉભું રાખવાને અબ્દુલને પાંખડાં ઉપયો-ગમાં લેવાં પડયાં હતાં.

અબદુલને દુર ઉભેલો જોઇ લવજીએ કહયું "એમ આમ, મારી આગળ ચાલ, ચાલ જલદી."

"નહી સાહેબ, હું કાંઇ એટલો બધો મુરખ નથી."

"એટલે! મુરખ નથી એટલે શુ! એમ આવ, મારી આગળ."

"હું મારી ફરજ બરાબર સમજુંછ સાહેબ અને તેથીજ હું તમારી નજદીક આવવાની બેઅદબી કરી શકતો નથી."

"પણ ઇડીયટ, હુ તુને કેહું કે મારી આગળ આવ ત્યા મારા હુકમને તાબે થઇને આવવું જોઇયે."

"તે કાંઇ મારા બાવાજીએ મને સમજાવ્યુ નથી. મને તો એમજ સમજાવ્યુંછ કે શેઠની લગોલગ જવાનુ બેઅદબી ભર્યું છે વાસ્તે હું દુરજ અદબથી ઉભો છું. હવે ફરમાવો."

"યુ કનફાઉંડેડ ઇડીયટ!" લવજી ખીજવાઇને બોલ્યો, "તુંને બરાબર તાલીમ આપવી જોઇશે."

એમ કહીને પોતાના ઘોડાને એડ મારી તે એકદમ અબદુલ તરફ ગયો અને અબદુલના નાના ઘરડાં ટટુને લવજીનો જોરાવર જવાન પાહડ જેવો ઘોડો એટલા તો જોરથી અથડી પડયો કે ટટુ અને અબદુલ બને ગોલાંટ ખાઇને હુ-ઉ ઉસ કરતા ગગડી પડયાં

ટટુ તો તરત ઉઠી, બદનપરની ધુળ પખોડી ઘાસ ચરવા મંડી ગયું પણ અબદુલ તો જમીનપર બેસીને રડવા લાગ્યો. બાવાજીના બુચ્ચાની માફક દીબો તાણી તાણીને રડે.

તેનો કાન પકડીને લવજીએ તેને ઉભો કીધો અને ટટુને પકડી

જેમ તેમ અબદુલ્લને તે પર બેસાડયો અને તેમ કરતાં તે બરબડયો. "નખોદ ગીયો મારી નોકરી કરવા આયોછ કે મારી પાસે નોકરી કરાવા આયોછ? એ ઇડીયટની સાથે કેમ પાટલો ફાવશે."

હવે બેઉ પાછા ધીમે ધીમે આગળ ચાલ્યા.

"અબદુલ હું તુંને કાંઇ પુછવા માંગુછ."

"હાજી પુછોજી–હી–હી–હી."

"અરે પણ રડી શાનો મરેછ?"

"મને લાગુંછ સાહેબ"

"કહાં લાગુંછ?"

"કમરની નીચે ને જાંગની ઉપર.'

લવજી પાછો હસી પડયો. "ચાલ મુગો રહે."

"તે સાહેબ હું તો મારી શેઠ તરફની ફરજ બજાવુંછ."

"તે રડી પડવાનીબી ફરજ હોશે."

"કોણ જાણે?"

"તે તું એટલો પછાત કાંય પડી ગીયો હતો!"

"ટટુ દોડયું નહી."

"આએ ટટુ તો હમેશાં જડપુ ચાલતું છે."

"પણ થાકી ગયલું છે સાહેબ."

"થાકી ગીયું? આટલું ચાલતાં થાકી ગીયું?"

"કાલનું થાકી ગીયુ છ."

"તે કાલે શું થયલું જે?"

"કાલે સવારે સાત વાગે વલસાડ જઇને ટપાલ હું લાવેલો; પછી નવ વાગે બજારમાંથી કોઠમરી ને મરચાં લાવેલો; પછી અગ્યાર વાગે શેઠની દવાઇ લાવેલો; પછી બાર વાગે ઇસ્ટેશન પરથી બરફ લાવેલો; પછી એક વાગે ઘાસને માટે વરદી આપી આવેલો; પછી બે વાગે તાર કરી આવેલો, પછી ત્રણ વાગે દુધ લઇ આવેલો; પછી ચાર વાગે શેઠને વરે તાડી લાવેલો; પછી પાંચ વાગે ધોબીને ઘરેથી કપડાં લાવેલો; ને પછી ૭ વાગે ફરવા ગયલો, પછી આઠ વાગે પાછો સ્ટેશનપર જઇને બરફ લઇ આવેલો ને પછી દશ વાગે સુઇ ગેયલો."

"પણ એ બધું તો તે કીધું તેમાં ટટુ કાંય થાકયું!" લવજીએ ગુચવાઇને સવાલ પુછયો.

"તે દરેક વખત ટટુ મારી સાથે આવેલુની."

"અરે તારું અત્યાપાત થાયરે તારું. તે શું આએ બધું કામ કાજ તેં ટટુપર બેસીને કીધેલું કે!"

"હાજી. ફરજ બજાવવાની તે ઉતાવળે જવાનું ને ઉતાવળે આવવાનું તેથી ટટુપર ગીયો આયો ને ટટુએબી પોતાની ફરજ બજાવી."

"તારી ફરજને આગ લાગેરે! ત્યારે રાતના દશ વાગા પછીબી શું કામ ટટુને બેસવા દીધું? એમબીને એમબી રાતનાબી ચકર મારી આવવાં હતાં?"

"પારૂજી. હવેથી એમજ કરશ. મારી ફરજ બજાવશ."

"જોની આએ તારી ફરજ અરજ મરજં સઉ આડે રસ્તે

કહાડી નાંખશ જો હું કેહું તાંહ લગી ટટુપર પાછો બેસતોજ ના ને ટટુને આસાયશ આપજે."

"ઘણી મહેરબાની; કારણ કે હવે થોડા દહાડા મારાથી ટટુ ઉપર બેસાવાનું નથી. ચામડું બધું છોલાઇ ગીયું." અબદુલ બોલ્યો પાછો રડ્યો અને ટટુપર જેમ તેમ તરો થઇને પોતાના બદડાને જાંગની ઉપરનો ભાગ પસવારવા લાગ્યો.

"પણ હવે પાછો શાનો તારા બાપદાદાને નામે માહેતમ કરવા બેઠો ! હું પુછું તેનો જવાબ દે. મારા મામાજી ગયે વરસ જામાજી પારડીવાળાને તાંહ ગયલા ત્યારે તુબી તેવણુની સાથે ગયલો કે !"

"નહીંજી."

"ત્યારે તેં જામાજીને જોયા નહી હોશે."

"જોયાજી સાહેબ."

"કહાં ?"

"મુબઇમાં એકવાર શેઠને તાંહ એ જામાજી જમવા આવેલા."

"તે મેં તો નહી જોયલો."

"તે તમોને જગાડવાની શેઠે મના કીધેલી ને તેથી મેં મારી ફરજ બજાવેલીને મારા બાવાજીએબી ફરજ બજાવેલી."

"એ બકી શું મરેછ ?"

"મને મોગ શેઠે કહેલું કે જામાજીના દેખતાં એમજ કેહવું નાહલા શેઠ !! તબીયત ઠીક નથી તેથી પોહડેલા છે ને એમ નહી કેહવું કે છાકટા થઇને આવીને સુતેલા છે."

"ચુપ ! અવી તાલીમ તારા બાપે આપીછ કે !"

"હાજી. તાલીમ મને એ મળીછ કે શેઠ આગળ બધું સાચે સાચું કહી દેવું ને તેથી કેહી દેવુંછ."

"વારૂં એ જામાજી કેવો છે !"

"સાહેબ તે એક માટીડો છે."

"પણ હુ તે કહા કેહવુંછ કે બઇરી મુએલી છે. દેખાવ કેવો છે તે હું પુછુછ."

"લાંબોબી નથી ને ટુંકોબી નથી, જવાનબી નથી ને ઘરડોબી નથી. ગોરોબી નથી ને કાળોબી નથી, બધું મધ્યસરનું છે"

"મુઓ તુ સમજનો આપતો." નવજી ફફડીને બોલ્યો.

હવે તેઓ આગલ વધ્યા અને લવજીને પોતાના નોકર સાથે ધીમે ધીમે મુસાફરી કરવી પડી અને તે મુસાફરી કરતી વેળા ટટ્ટુની તેને દયા આવી તેમ છોલાયલાં બદન સાથે અબદુલને બેઠેલો જોઇ તેને રમુજબી ઘણી ઉપજી.

અતરે તેઓ પારડીની પાદરે આવ્યા અને ત્યાં કોઇ માણસને પુછતાં તેણે જામાજીના મકાનની નીશાની આપી અને તેઓ તે મકાન તરફ ચાલ્યા. તે મકાનની લગોલગ આવી પુગતાં લવજીને યાદ આવી માટે તેણે અબદુલને પુછયું.

"અરે અબદુલ મારો પોર્ટફોલ્યો ને બીજું બધું કહાં છે ?"

"તે તો સાહેબ આપરો માલી લઇને પછવાડેથી આવેછ. થોડા

વખતમાં આવી પુગશે સાહેબ."

જામાજીનું મકાન એક મોટા બગીચાની વચ્ચે આવેલું હતું જે બગીચો એક મુબઇના ગારડન જેવો નહોં પણ ગામડાંની વાડી જેવો હતો. ફૂલ ફુલના ઝાડો હતાં. નારીયલી અને ખજુરીઓ હતી; આંબા અને કેળ હતી; પેરદી અને દારમરી હતી; અને તરકારીના ક્યારા હતા.

દરવાજાપર એક દુબરો હતો જેને લવજીએ પુછ્યુ, "જામાજી પારડીવાળા શેઠનો બંગલો આએજ કે ?"

"હોવે."

"શેઠ ઘેરમાં છે કે ?"

"હોવે, એઠેલો છે."

"શેઠને મારે મલવું છ"

"તો ઘોરેથી ઉતર મારા બાપ, ને ઘોરો મને આપ; ઉં ટબેલા મહી લી જાવા તું એમ હીંઘો ચાયલો જત–છેક તીક્ષ ભીંડા ઉતરાવતો છે." દુબરાએ જવાબ દીધો.

લવજી ઘોડાપરથી છલાંગ મારીને ઉતર્યા અને જેમ તેમ ધરી પકડીને અબદુલ ને ટટુ ઉપરથી ઉતાર્યો કારણ કે તેનું છોલાયલું ચામડું તેને ઘણું હેરાન કરતું હતું.

"તુ બી એની સાથે ટબેલામાં જા–હું તુ ને તેડાવું ત્યારે આવજે." લવજીએ અબદુલને કહયું.

"પણ સાહેબ આએ દુબરાને બે તમાચા માર !" અબદુલે

પોતાના શેઠને હરફસેથી પુછયું.

"કાંય ! કાંય !" લવજીએ ધભરાઇને સવાલ કર્યો.

"તે સાહેબ એ પોતાની ફરજ બરાબર બજાવતો નથી. તમોને નમીને સલામ કીધી નહીં ને તુ-તાંથી તમારી સાથે વાત કીધી. કહેવો તો એક બે તમાચા——"

"જોની એ અબદુલ આપરે અહીં પરોણા આયાછ. કાંઇ ધુટારા લુટારા મારફાડ કરવા નથી આયા ને હવે તારી ફરજ બરજ સઉ ટોપલે સુપરે ટાકી મુક નબોદ ગીયો એમ દરરોજનું ઘેલું લગાડશે તો કાલનો દુકાળ આજે પાડશે."

અબદુલ અને દુબરો ઘોડા અને ટટુને લઇને બગીચાની એક બાજુ તરફ ગયા અને આપણો લવજી પોતાના હાથ માહેલા ચાબુકથી બુટ પખોડી તથા અગ ઉપરની ધુળ ખખેરી નાંખી, પેલા દુબરાએ આપેલી નીશાની મુજબ આગળ ચાલ્યો

થોડેક જતાં તે ઉભો રહયો. એક દીવાસળીની ભરેલી વાડની પછવાડે એક જવાન ખુબસુરત બાઇ ઉભેલી હતી અને મરઘીને દાણા નાખતી હતી.

તે બાઇ પારશણુ હતી આશરે ચોવીસ કે પચીશ વરસની હશે. ખુબસુરત ઘટમદાર ગોળ ચહેરાની, ગુલાબી ગાલ અને લાલ હોઠની ભરેલાં ઉંચાં બદનની હતી. દીલમાં તેણીએ ગુલાબી રંગની સાડી પહેરેલી હતી જેની સોડ ખભાપર પડેલી હતી જેથી માથાબનુ બાંધેલું માથુ દેખાતું હતું અને બાલને સેંટો પાડેલો હતો. હાથમા ચીતલ અને સોનાની પટલી બાંગડી હતી અને ગલામાં બારના દર્યા રોઝી સોનાની સકલી હતી. કાનમાં લાલ

માણુકના લવંગ હતાં.

તે ખુશ મીજાજે હરતી, આમ તેમ લટકા કરીને ફરતી, પોતના હાથ માહેલી છાબડી મધેથી મુઠી મુઠી દાણા કહાડી જમીનપર વેરતી હતી અને મરઘાં, બટકાં, હાંસ, તેણીની પુઠે પુઠે કલાબકોર કરતાં દોડતાં હતાં. આ દેખાવ જોતો આપણો લવજી ઘડીભર ચુપ થઇ, મનમાં મગન બની ઉભો રહ્યો.



## પ્રકરણ ૫ મું.



### ભવીષના સસરાજી અને ભવીષના સાસુજી.

મરઘીને દાણા નાંખતી બાઇને જોતો લવજી ઉભો અને પછી મનસે બરબડયો: "આએ કોણ હોશે? એજ મારે માટે પસંદ કરેલી ઘણીઆણી હમબઇ હોશે. છે–ઠીક છે પણ મારા કરતાં ઉમરમાં તો મોટી લાગેછ દેખાવ તો સારો છે–પહેરવાસબી સારો છે પણ–પણ—"

તે બાઇ એકાએક ફરી અને તેણીની નજર લવજીપર પડી. લવજીએ યુરોપીયન ઘપે નમીને સલામ કીધી અને માથાપરથી એલ-ઉડ-હેટ ઉંચકી કે બાઇએ હસીને વળતી સલામ કીધી અને હાથમાંની છાબડી જમીન ઉપર મુકી દઇ તેશી લવજી આગળ આવી અને બોલી: "આવોજી-કયારે આયા!"

"જી હમણાજ આયો. હું જમાજી શેઠને મળવા આયોછજી.

તેવણ કહાં છેજી ?" લવજીએ બડી સભ્યતાથી કહ્યું.

"તમે લવજીભાઇ કની !"

"જી હા."

"તે તમે આવવાના છેઓ એમ અમે અગાઉથી જાણતાં હતાં. જામાજી કયારનોવાર થયો તમારી વાટ જોયા કરેછ ને જાંપા ઉપર દુબરાનેબી બેસાડી મુગ્યો હતો કે તમે આવો તેવીજ ખબર આપે. તે મુઓ દુબરો કહાં ગીયો ?"

"તે મારા ઘોડાને તબેલામાં લઇ ગીયોછજી. તમોને મારા મામાજીએ લખ્યું હોશે તેથી તમોને ખબર પડી હોશે."

"હાજી. ને તમારો માલી તમારો કોહલો ને સામનબી કયારની વાર થઇ લઇ આયોછ"

"તે અમારી અગાઉ નીકળેલો તેથી અમારી અગાઉ જલદી આવી પુગો હોશે" લવજીએ કહયું. કારણ કે રસ્તામાં ઘોડા ટટુની અડડા અડડીથી અને ટટુની ધીમી ચાલથી જે ઢીલ થવા પામી હતી તે વરણવાનું લવજીએ અખાડા કીધું.

"પણ તમારો માલી તો એમ કહેનો હતો કે તમે ને તમારો નોકર અગાઉથી નીકળેલા. અમે ચીતા કર્યા કરતાં હતાં કે મરે રસ્તામાં શું થયું હોશે કે રસ્તો ભુલ્યા હશે."

"ખુશનુમાં સવાર હતી તે ચકર મારીને જરા હળવે હળવે આયા." લવજી બોલ્યો અને પછી વાત ઉડાવવા પુછયું. "તમે જામાજીના દીકરી હમબઇજી કે ?"

"અરે એ વાય નહીરે, હું તો જામાજીની ધણીઆણી ખરશે-દબાઇ." પેલીએ હસીને જવાબ દીધો.

"સત્યાનાશ?' લવજી મનમાં બરબડયો. "મેં તો પહેલાંથીજ કેહ્યું આટો બાફ્યો દેખું. પણ અટલી નાની ઉમરની ધણીઆણી છે તે દીકરી કેટલી હોશે? પાંચ સાત વરસનીની સાથે તો મને જોડ-વવાનો આએ દોકરાઓએ વીચાર તો નહી રાખ્યો હોય"

ખરશેદબાઇ લવજી તરફ જોયા કરતી હતી માટે કાંઇ સવાલ તો પુછવો જોઇએ માટે તે બોલ્યો. "ત્યારે હમબાઇજી તમારી દીકરી થાય કે?"

"હાજી, મારી સાવકી દીકરી થાય" ખરશેદબાઇએ કહયું.

"પણ આવોની જામાજી તમારી વાટ જોયા કરેછ."

હવે તેઓ જામાજી આગળ ગયાં. બીડાના કયારામાંથી બીડાં એકઠા કરાવવાના કામમાં જામાજી કાકા રોકાયલા હતા. જામાજીનો દેખાવ જોતાં લવજીને હાંસી થઇ આવ્યો અને તેને મોહડે રૂમાલ દેવાની ફરજ પડી. દેખાવ વીચીત્ર અને ફની હતો.

આશરે ૫૦ વરસનો જાડો, ઠીંગણો, લાલ દુડી જેવો બોડો બોડકાં અને ઝીણી આંખવાળો આ માણુસ હતો. તેણે સદરાની બાંહે ખભાં ઉપર ચહડાવેલી હતી અને સુરવાળના પાયજા ગુહણ સુધી વીટાળી દીધા હતા.

"અરે તું આયો કે! અરે વાલની ગાપુ હું તારી વાટેવાટ જોઉંછ." પોતાના સદરાએ પોતાના હાથ લુછી નાંખી લવજીને જોરમાં

પાંચ દશ ઝટક મારીને-શેકહેંડ કીધી અને આએ ૫૦ વરસનો અઘોર જબરૂં જોર ધરાવતો હતો એની ખાત્રી આએ પ્રીતભરી શેક હેંડ કરતાંજ લવજીની પુરેપુરી થઇ ગઇ.

"મારા મામાજીએ તમારી ઘણી તારીફ કીધીછ જામાછ શેઠ." લવજીએ કહ્યું.

"અરે માકુજી તો ખરૂ જોવો તો મારો ભઇ થય ને તું મારો ભત્રીજો; હું તો તારો કાકો થાઉં જો અરે આવરે આવ મને કોટી કર." એમ બોલી, લવજીનો હાથ પકડી પોતાની આગળ ઘસડી કહાડી પોતાની છાતીએ લવજીને એવો તો દાબી ને કચડી નાંખ્યો કે લવજી નો દમ બધાઇ ગયો અને "કુઉઉ" કરીને બોલાઇ ગયું.

"જરાબી ઓસકાનો ના જો. લવજી ભાઇ, આએ ઘેર તારૂંજ સમજજે. ખાજે પીજે ફરજે હરજે ને જેમ ગમે તેમ મોજ કરજે." જામાજી બોલ્યો ભલા આદમીમાં એવીજ આદત હતી કે પોતેજ બોલ્યા કરે અને સામા ધણીને બોલવાની તક આપજ નહી "તારો મામો મને જ્યાર ત્યાર કહે કે મારો ભણેજ મસ્તાન ઘણોજ છે પણ હું કેહું કે મસ્તી કરે ત્યારેજ હુશીયાર થય. મસ્તી કરે તે મને ઘણું ગમે જો. ખુબ મસ્તી કરજે દીકરા ને ગમે તો છાપરાં પરના નળીયાંબી નીચે લાવજે મને વાંધો નથી. જોની, આપરે તો અરધા ગામડયા. મુંબઇમાં જાનટલીમેન થઇને ફરેં ને અહીં બેદુન કેમ નહીં બોલ્યો?'

લવજીને હવે કાંઇક બોલવાની તક મળી તેણે કહ્યું; "કાકાજી, હું કાંઇ નાહનું બચું નથી કે એવી મસ્તી તોફાન કરૂં એ તો નાહનો હતો ત્યારે—"

"અરે તે હમણા ને કહાં તું મોટો છે? અમારે મનસે તો તું નાહનું બચ્ચુંજ. જેની દીકરા મને સસલાં ને દર્યાઇ બટકનો શીકાર કરવાનો ઘણો શોખ છે ને તારા મામાજી કહેછ કે તુંબી બરો નીશાનબાજ છે. આપુને શીકારે જવાની મજાહ પડશે. તેથી તું આવવાનો છે એમ જાણીને બધી ગોઠવણ કરી મુકીછ. તારે વરે ઓરડોબી તઇયાર કરાવ્યોછ. આજે ખાવા પીવાનુ સઉ રેડી-કંપલીટ છે. લે રામલા-ભીડાં ઉચક."

"ઓ માય એમ ભીડાને સાનો સેકો તાન્યા કરોછ? એવણ થાકેલા પરાગેલા હોશે ને ભુખા થયા હોશે. કંઇ જમાડવા ખવાડવાની વાત કરશો કે એમ ઉભા ઉભા બકબક કર્યા કરશો ને ભીડાને નામે રડ્યા કરશો?" ખરશેદબાઇએ માટીએ ધમકાવ્યો.

"જેનીબા મને ભીંડા ઘણા ગમે. કોઇબી તરકારીમાં ભીડા ઘણાજ ગમે. ભીંડા મળે એટલે મારે મનસે માયબાપ મલ્યાં. ભીંડા જેવી દુન્યામાં કોઇ ચીજ નહી. બસ ભીંડા તે દુન્યા ને દુન્યા તે ભીડા."

"અરેરે હવે કેમ કરૂં. જાણે ભીડાંનું કીરતણ લઇ બેસાછ." ખરશેદબાઇએ કહ્યું. "ચાલો આવો, હું તમુને તમારો ઓરડો દેખાડું. કપડાં ચપડાં ઉતારો ને પછી જમી લેવો કે જરા—"

"નહીં-નહીં-નહીં-નહી." જમાજી એકદમ બેલી ઉઠયો અને એવો તો જોરમાં બોલ્યો કે લવજી અને ખરશેદબાઇ બને ચોંક્યાં.

"હુંજ લવજીને એનો ઓરડો દેખાડુંછ. તું તારે રાંધણીમાં જઇને ખાવા પીવાની ગોઠવણ કર. ને, હં, હું શું કહેનો તો, તાડીબી તઇયાર કરાવજે ને નાસ્તા પર ભુંજેલા કબાબ મંગાવજે ને બાબણુના

ઘીમાં ઇંડા કરાવજે, ને પરેઠાબી લાવજે, ને જરા ચટણી ઘુંડાવજે-" કદાચ જામાજી કાંકા આખું મીનું બોલી જતે પણ ખરશેદબાઇ અત્યારમાં તો બંગલાના પાછળા ભાગ તરફ બાવરચી ખાનામાં પુગી ગઇ હતી અને તેણીએ જામાજીના બોલવાનો છેલ્લો ભાગ તો સાંભળ્યો હતોબી નહીં.

હવે જામાજી પોતાના નવા થયલા ઘરમ ભત્રીજાને લઇને બંગલા તરફ ચાલ્યો પણ થોડેક જતાં ઉભો રહી ગયો અને બોલ્યો, "છટ છટ છટ, મેં ગ્રેસ મીસટેક કીધી. એમ આવતો રામલા, દોડતો, બાઇને કહે તો કે નાશતા ઉપર જરૂર બીડાપર ઇંડા કરાવે. દોડ રે દોડ, જલદી જાની હજુ તો હુંટજ છે."

લવજીને આએ ઘરડાના આવાં ચક્રમપણાથી ઘણી ગમત ઉપજી પણ તે તો પોતાની ભવીષની ધણીઆણીને જોવા ને ઇંતેજાર હતો માટે તેણે જામાજીને પુછયું; "તમારાં દીકરી હમબાઇજી કયાં છે? તેવણ તો દેખાવાંજ નથી. કેહે બેસવા ગીયાંછ કે?"

"નહી રે બા, એમ તું શું સગનમાં સાવરણી લાયો? એ તો ઘેરમાં હોશે. ચાલ આવ, પહેલાં તેને મલ્યે તે તુંને જોઇને ઘનીજ, ઘનીજ, ઘનીજ, ખુશી થઇ જશે. જરા એકાંત ને એક માર્ગી છે. ઘરમાલબી ઘણીજ ને ઘણુજ થોડું બોલનારી. મને તો એમજ લાગેછ બાઇ લવજી કે એ છોકરી જેની સાથેબી પનસે તેને ઘનીજ સુખીને ખુશી કરશે કારણ કે ઘણુજ થોડું બોલેછ, ને ઘણું થોડું બોલનારીનો ગાટી સુખી થવોજ જોઇએ."

જાણે અલારમના ઘડીયાલને ચાવી આપી હોય અને તે ટીરીંગ

તીરીંગ વાગવાનું મીનીટો સુધી ચાલુ કરે તેમ જમાઇજીએ જે બોલવા માંડયું તે છેક બંગલામાં તેઓ આવી પુગ્યા અને ડરોઇંગ રૂમમાં દાખલ થયા ત્યાં સુધી તેનું ડાચું ચાલુજ કીધું.

લવજી પોતાના આએ વીચીત્ર કાકાજી સાથે બંગલામાં દાખલ થયો ત્યારે તેણે આંખ ઉઘાડી રાખી ચોમેર સંભાળથી જોવા માંડયું હતું અને ભવીશના સસરાજીનો ચેહેરો તો તે જોઈ ચુકયો પણ હવે તેનો ટેસ્ત અને રાહ રીવાજની પરીક્ષા તેણે કરવા માંડી.

ભવીષના સસરાજી અને ભવીષના (સાવકાં) સાસુજીની ઓળખ પીછાણ તો લવજી પોતાનીજ મેળે લઇ ચુકયો હતો માટે હવે ભવી-ષના સાસર્યા ઘરની તપાસ અને સંસારી ગોઠવણની તેહકીક તેણે ચાલુ કીધી.

લવજીએ જોયું કે ગામડામા જીંદગી ગુજારી, ગામડાંમાં શેઠાઇ ચલાવી તવંગર બનેલો પારસી જે રીતે પોતાના ઘરને ભપકાથી સણ-ગારે છે તે રીતે આએ મકાનનો સણગાર કરવામાં આવેલો હતો. કોઇબી રીતે વલગર-ટેસ્ત હતો નહીં તેમ વળી તદનજ રીફાઇન અને અપ-ટુ-ડેટ ફેશનની ઘરફરી પણ હતી નહીં. સાદુ હતું અને શોભાયમાન સઘળું હતું અને ગચ્ચાંના કચ્ચાં જાવેદાન સુધી નાપ-ડવાનાં હોય તેમ બધો સરસામન મજબુત ઘરખમ અને સંગીન હતો.

નાનો વરંદા હતો જયાં ધરીયેર ગોઠવેલી હતી પણ વેલાતી સ્તાઇલે રહેનારાઓ ઓટલા ઉપર હેટ-સ્તેંડ જેમ મુકી રાખે છે તેમ હતું નહીં. જમીન ઉપર ગાલીચો કે કારપેટ હતો નહી પણ સફાઇદાર પોરબંદરની લાદીની ભોંય હતી અને ભીંટ ઉપર જમાઇજીના બાપદાદાની

વંશાવલીનાં મોટાં માથો અને મોટા બાવાઓના આગલા પી ચરો હતાં જેની જામાજી ઘણી માવજત લેતો હોય તેમ જણાતું હતું કારણ કે તે સઘળાંઓને સોનેરી ચલકતી ફ્રેમમાં જડેલી હતી.

## પ્રકરણ ૬ ઠું.

### ભવીષનાં ધણીઆણીજી.

ચાવી આપેલાં રમકડાંની માફક બોલ બોલ કરતા જામાજી સાથે લવજી બંગલામાં દાખલ થયો અને આગલા ઓરડામાં જઇ પુગ્યો. ત્યાં લવજીને માટે ઠરાવેલી ભવીષની ધણીઆણી બેઠેલી હતી.

લવજી આએ પોતાની મારી કુટીને બનાવવા કહાડેલી સ્વીટ-હાર્ટને જોઈ મનમાં જરા રતી હસીને બરબડયો: "મારે વરે મામા-જીએભી ઠીક વનવાવલુ શોધી કહાડયું છ. નરૂં જાને નાહ્લું જેવું ખરણુસું."

એ તો કવી કહી ગીયો છે કે "લયલા કો દેખીયે મજનુકી આંખસે ' તેમ કોઇ મજનું આવ્યો નહીં અને તે આએ બેઠેલી હમબાઇ રૂપી લયલાને મજનુની આંખથી કોઇ જોઇ શકયું નહી. તેને બદલે આએ ચીઆવલા લવજીની આંખે બાપડી હમબાઇ દેખાઇ અને તે દેખાવ જોઇને લવજી ઉપર જણાવ્યું છે તે મુજબ રમુજ લઇને બરબડયો.

બાવાજીના તન બદનનો એક નાનો જેવો નમુનો આએ દીકરીજી

રજુ કરતી હતી જો ઉભી થાય તો તેનું માથું લવજીના ખભાં સુધી-બી પુગે નહીં તેવી ઉંચાઇની અને લવજી તેને કોટી કરવા માંગે તો પીઠ ઉપર લવજીના બેઉ હાથ એકથી બે ફુટ દુર રહે તેવો બદનનો ઘેરાવો. ચહેરો લાલ ગેરૂ જેવો અને આંખ જીણી મંકોરી જેટલી. વળી તે આંખ આખી ઉઘડેલી કદાચજ કોઇએ જોઇ હશે કારણ કે તે અરધી વીંચેલીજ હમેશાં જોવામાં આવતી હતી. ચીનાઇ મુરબ્બાની રવા રૂપી બરણીનો આકાર જોયો અને આએ હમબઇજીનુ તનબદન જોયું બરાબર. હમબઇ વળી ઉદયોગીં ઘણી. આખો દહાડો ઉંધે મસ્તક મીલપાજ કરે. સદરા, સુરવાલ, એવું એવુ લઇને સવારથી રાત સુધી બેસે ને ચાર વખત જમવા ઉઠે. આખા દહાડાનુ બાપડીનું કામજ એ, કે સીવવું ને જોભરવું. સુખી જીવડો તો ખરોજ તો.

હમબઇની ઉમર ૧૮ થી પચીસની વચ્ચે કોઇબી હોશે. કેટલી ઉમર તે તેણીને જોઇને ભલો ફીલસુફબી પારખી શકે નહી. ગાલ ઉપર ચરબીનો લાઠો એટલો કે આંખ તો તેમાં ડુબીજ ગયલી.

" લે, હમબઇ, આએ આપરા લવજીભાઇ આયાછ. ઉઠી જાની તો; ઓવરના લે આવકાર દે." જામાજીએ કહયું.

જાણે ભર ઉંઘમાંથી જાગી હોય તેમ હમબઇ ક્રાંસી કરાંજીને ઉઠી, દણુસ જેવા– હઠેલીપર બએ પોપટજી ફુટી નીકળ્યા હોય તેવા– હાથે લવજીને ઓવરણા લીધા, " આવોજી " કરીને કહયું અને પાછી બેસીને સીવવામાં પાછું માથું ખોસ્યું.

" એવનને વરે ઓરડો સાફસુફ કીધોછ કે !" જામાજીએ પુછયું;

" બોલની હમબઇ, હું તુંને પુછુંછ જો."

" રામલાને પુછો."

" ત્યારે હું તારો ઓરડો જોઇ આવુંછ. તેટલાં બાવા તું હમબઇ આગળ બેસ ને જરા રતી વાતચીત કર. હવે તમે બેઉ જના દોસ્ત થઇ જાવો ને હસો બોલો. જોઉંછ તો તમારી હુશીયારી. તમુને કાંઇ કહેવું પડે નહી." જામાજી બોલતો બોલતો ગયો અને લવજીએ ધાર્યું કે જામાજી એખલો પડયો હશે ત્યારેબી બકબક કરતોજ ગયો હશે.

લવજીભાઇ હવે હમબઇજી પાસે બેઠા અને હમબઇ સાથે પ્યાર મોહબતની વાત કરવાને બદલે હમબઇને જરા બનાવવાનો વીચાર તેના મનમાં વધારે આવ્યો.

" તમોને સીવવાનો ઘણો શોખ હોશે !"

" હા. "

" તે આખો દહાડો તમે સીવ્યા કરો કે !"

" હા. "

" પન ફરવા હરવા જતાં હોશોની."

" નહી."

" કાંઇ મ્યુઝીકનો શોખ ખરો કે ?"

" થોડો."

" મને તો ગાવા બજાવાનો ઘણો શોખ છે."

"સારૂં."

"તમોને ગાતાં હું શીખવું !"

"નહી."

"પન તમે મારી સાથે બરાબર વાત કરોની નો."

"વાત કરતાં મને નહી આવડે."

"ત્યારે શું કરતાં આવડે !"

"સીવતાં."

"બીજું !"

"કાંઇ નહી."

"મારે જો ભગત બની જવુ હોય અથવા ઉંડો અભ્યાસી બનવું હોય તો આએ ધણીઆણી ઘણીજ ગધ બેરતી થઇ પડે" લવજી મનમાં બરબડયો: "નખોદ ગેઇ તો બોલતાંબી ચરગી ટવાઇ જવાની ધાસ્તી રાખેચ. ઠીક છે, એબી અનુસાર મેગન્ગે."

આએ વખતે ખરશેદબાઇ ત્યાં આવી લાગી. તેણી ફરતી ફરતી આવી અને લવજીને તેણીએ પુછયું: "ઓહ! તમારા વચે ઓળખાણ પીછાણ ને દોસ્તીબી પડી ગઇ કે !"

"હાજતો." લવજી બોલ્યો, "ત્યારનો વર થયો હું વાત કરૂંચ ને એવણ સીવેચ. તમે કહાં ગીયાંતાં ?"

"નાસ્તાની તઇયારી કરવા. જામાજી કહાં છે !"

"મારો ઓરડો તપાસવા ગીયાચ."

"ચાલો આવો, આપણેબી તાંહ જઈએ. તમે કપડાં ઉતારો."

લવજીનેબી તેવુંજ જોઈતું હતું કારણ કે આજે ફરજે ધુવડ આગળ બેસવાના કરતાં બોલકણા રમકડાં સાથે વાતચીત કરવાનું તેને વધારે પસંદ કીધુ.

તેઓ બને લવજી માટે તઈયાર કરેલા ઓરડા આગળ આવી પુગ્યાં અને જામાજી તેમને સાંમે મળ્યા. જામાજી ખુશ મીજાજે હસતો હતો પણ તેમને જોઈને ગંભીર બની ગયો અને લવજીને તેનો ઓરડો દેખાડી તે બોલ્યોઃ

"ચાલ, ખરશેદ, મને તારૂં કામ છે, ચાલનો."

લવજી પોતાના ઓરડામાં હરી ઠામ થયો અને હમણા સુધીમાં બનેલા બનાવો વીશે વીચાર કરી મનમાં મકમ ગાંઠ વાળ્યો કે હમબઈ સાથે પરણવાના કરતાં પાંજરા પોળમાં ભુખ્ખી ગાયની માફક જઈને રહેવાનું વધારે પસંદ કરવુ લવજીની પરોણાગત કરવામા જામાજીએ કાંઈ બાકી રાખ્યું નહી. ખવાડવા અને પીવાડવામાં, ફેરવવામાં અને હરાવવામાં, ગાવા અને બજાવવામાં મન ધરાઈ જાય તેવી મોજ લવજીને કરાવી. પાંચ ૭ દીવસ આ પ્રમાણે નીકળી ગયા અને તે અરસામાં લવજીએ પેટભરતી ગમત કરી લીધી બે ત્રણવાર તે જામાજીની સાથે શીકારે પણ ગયો અને શીકાર દરમ્યાન લવજીની પુરેપુરી ખાત્રી થઈ કે દર્યાઈ બટકને ગોળીથી વીંધી નાખવાના કરતાં બંદુકના ધડાકાથી તેમને બીહવાડીને નસાડવામાં જામાજી વધારે કુશળ હતો. બનતા સુધી લવજી જ્યારે બંદુક છોડતો ત્યારેજ જામાજીબી છોડતો અને બટક ઠાર થતું ત્યારે તે કુદકા મારી

પોતાની બંદુકનો તે ભોગ થઇ પડયું હતું એમ જણાવીને નાચી કુદીને ગડબડ મચાવી મુકતો અને લવજી પણ તેને ટેકોજ આપતો.

તાડી પીવા ખજુરામાં તેઓ જ્યાર ત્યાર જતા અને તે વેળા અલ-બનાં અબદુલ તેમની ખીદમતમાં હાજર રહેતો અને લવજીની બધી નોકરી બજાવી પોતાની ફરજ બજાવતો પણ આવતી વખતે લવજીને તેની ગેરસી કરવી પડતી કારણ કે પેટ ભરાય ત્યાં સુધી નહીં પણ ભેજું અને તાંત્યાંથી ભરાય ત્યાં સુધી અબદુલ તાડી પીતો અને કોઇકવાર તો તેને જીવતાં માણસનાં કરતાં મુએલાં મુરદાંને અવતારે ઘેર લાવવો પડતો.

પોતાના આએ જમાજીના ઘરમા રહેલા વસ્વાટ દરમ્યાન લવ-જીએ ઘણી ખબરો મેળવી. તેને માલમ પડયું કે હમબઇને નાની બાલકી મુકીને હમબઇની માતા મરણ પામી હતી અને હમબઇને એક સગીએ પાળી પોસીને મોટી કીધી હતી અને તે સગીની આવી સેવાના બદલામાં તે સગીની રંડાયલી દીકરી સાથે જામાજીએ દાણા પાડયા હતા. ખરશેદ ૧૮ વરસની ઉમરે રંડાઇ હતી અને તેણીનો ખાવંદ બદફેલ પાપી હતો જે આપઘાત કરીને મરણ પામ્યો હતો અને તેની સાથની બે વરસની પરણેલી જીંદગીમાં ખરશેદે તરેહવાર દુઃખ ખમયાં હતાં. જામાજી સાથે ગયાં બે વરસ થયાં તેણીએ નાતરૂં કીધું હતું અને ત્યારથી તેણી ખરેખરી સુખી બની હતી. તે ગામડાની વતની હતી પણ જામાજી સાથે કેટલાંક વરસ રંડાયલી તેમજ નાત્રાંની બાયડી તરીકેની જીંદગી મુંબઇમાં ગુજારેલી હોવાથી તેણીનો રેરત સુધરેલો હતો. ખરશેદ બાઇની માતા હમાણા મરણ પામી હતી અને જામાજી પોતાની દીક-

રીને ઘણો ચાહતો હતો તેમ ખરશેદ પર જીવ જાન આપતો હતો. ખરશેદ હમબાઇ તરફ એક સાવકી માતા તરીકે નહીં પણ સગી માતા તરીકેની વરતણુંક ચલાવતી હતી અને તેથી તેણી ખાવંદની, ખેશાવંદની અને ઓળખીતાં પારખીતાંઓની માનીતી થઇ પડી હતી.

પણ–( દરેક સારી અને ભલી બાબતમાં આએ કમબખત "પણ" આવે છે તેમ આએ ખરશેદના બાબમાં "પણ" આએ નાપાક "પણ" આવ્યો છે કે ) "પણ" ખરશેદની એક મોટી ખોડ હતી તે વહેમી હતી યાને હીંદુ રાહરસમ અને રીવાઝથી પારસીઓમાં દાખલ થયલા ઘણાક વહેમને તે માનતી હતી રાતના ઝાડની હેઠળ કોઇને તે જવા દેતી નહીં; કોઇ ગોંસાઇને ડુકારો કહેવા દેતીજ નહીંજ; નાગપાચમને દહાડે નાગને દૂધ પાતી; હોળી પાલતી ને નારીયલ ચહડાવતી, અને એવા કઢંગા વહેમોને તે માનતી અને તે વહેમને સબબે તરેહવાર પછાડા મારતી અને જામાજી બાપુલ્યા બધું લઇ ચલાવતા. એક દીકરો વારસ પેદા થાય એવી આએ ધણી ધણીઆણીને ભારે હોંશ અને આરજુ હતી અને તે માટે ખરશેદબાઇએ કુંદીઅંધ માનના લઇ રાખી હતી.

પણ હમબાઇની ખરી ખાસીહત લવજી ઘણા દીવસ સુધી પીછાણી શકયો નહીં. એક દીવસે વળી એવો સંજોગ થઇ ગયો કે હમબાઇ પોતાનાં ખરાં રંગ રૂપમાં જાહેર થઇ ગયાં અને તે જાણીને હમબાઇ સાથ નહીં પરણવાના ઠરાવમાં મોટો જબરો વધારો લવજીએ કરી મુકયો

બન્યું એમ કે એક દહાડે લવજી પોતાના ઓરડામાં કપડાં બદલતો હતો તેટલાં અબદુલ દોડતો આવ્યો અને ધડાક કરતું બારણું બંધ

કરી તેને સાંકળ દઇ, ધોલ્યા તળે ભરાઇ બેઠો. લવજી તે જોઇને અજબ થયો. લવજીએ ધોલ્યા હેઠળ જોયું અને પુછયું.

"અબદુલ શું કરેછ! તું નાસો ગોસો રમેછ કે!"

"નહીરે નહી. ચપી જાઓ શેઠજી ચપી જાઓ. નાસો ગોસો રમ્યો તેનીજ ખટપટ થઇ તો."

"અરે પણ છે શું! કાંઇ સમજાવશો!"

"તમે આસ્તે બોલો ની તો—પેલી સાંભળશે."

"પેલી! કોણ પેલી!"

"મારી આગળ આવો, હું તમોને કેહું.'

લવજી આગળ આવ્યો, અને તેનું પાંખડું પકડીને ધોલ્યાની હેઠળથી તેને બહાર તાણી કહાડયો. તેણે અબદુલનો કાન પકડીને કહ્યું. "બોલ, નહીં તો હમણા તારો કાન પકડીને તોડી કહાડશ; બોલ શું થયું! પેલી કોણ? વળી શું ડોહરૂં ડોહી આયો!"

અબદુલે ઝટક મારી પોતાનો કાન શેઠના હાથમાંથી છોડવ્યો અને દીવાળના ખુણામા દબાઇ ચપાઇને ઉભો અને બોલ્યો: "હમબઇજી મારેછ—મનીજ મારેછ."

"કોણને!"

"રામશી દુબરીને"

"કાંય!"

"મારી સાથે નાસોગોસો રમી તેથી."

આએ વખતે રામલી કુંવરીનો મોટે ગોટે રડવાનો અવાજ સંભળાયો માટે લવજી બહાર નીકળીયો. આંગણામાં રામલીને ચોટલો પકડીને હમબઇ મારતી હતી, અને જામાજી તથા ખરશેદ વચે પડતાં હતાં. માહ મુસીબતે રામલીને આએ ધેખરી વીછણના હાથમાંથી તેઓએ છોડવી.

બે ચાર જણાને પુછતાં લવજીને ખબર મળી કે રામલીને હમબઇએ કાંઇ કામ સોપ્યું હશે પણ રામલી ૧૪ વરસની જવાન રમતીયાલ છોકરી તે કામ ભુલી ગઇ અને અબદુલ સાથે નાસો ગોસો રમવા પડી જેથી હમબઇજીનો મીજાજ ચરકયો અને રામલીને જપેટી કાહાડી. રામલીને જપેટવાના પ્રયોગનો છેલ્લો ભાગ લવજીના જોવામાં આવ્યો હતો અને હમબઇ કોઇ સ્ત્રી નહી પણ વંત્રી હોય તેવી તે વેળા બની ગયલી લવજીએ દીઠી

આએ તમાશો જોઇને લવજી પોતાના ઓરડામાં પાછો આવ્યા પણ અબદુલ તો દરવાજો અંદરથી બંધ કરીને પાછો પેઠલો હેઠળ ભરાઇ બેઠો હતો માટે ઘણી અફાડછીખ કરતા ઘણેવારે અબદુલે દરવાજો ઉઘાડયો અને શેઠે વાનેટરને એક ચમટો અમસાવીને શીખામણ દીધી કે ફરીને રામલી સાથે નાસો ગોસો રમવો નહી

અબદુલ ચમટાનો ચમચમાટ પસવારતો બોલ્યોઃ "કદી પી નહી રમું. શેઠાણી મને એમ જો મારે તો હું તો મરી જાઉં."



# પ્રકરણ ૭ મું.

---

## લવજીએ મોજ કીધીબી અને મોજ આપીબી.

લવજી ચેડો, ચવીત્રો અને ચકડોળ હતો એ તો આપણે જોઇ ચુક્યા છીએ. તે પોતાના મામા આગળ જેટલો વખત રહયો હતો તેટલો વખત મામાને એક ઘડીબી જીવ ઠેરવીને બેસવા દીધો હતો નહીં તો પછી જમાજીના ઘરમાં રહેતાં તે જમાજીને કરારે ઠરવા દે તો એક મોજેજો થયલો ગણાય. લવજીભાઇ જે દહાડે આવ્યા તે દહાડેથી દરરોજ એકકું એવું તો ઉત્તમ પ્રકારમ કરી દેખાડયું કે જમાજીનું ભેજું નવી નવી ખટપટ સાંભળવામાં, ખટપટની પટાવટ કરવામાં, ઇનસાફના ચુકાદા આપવામાં, સમજાવત ચલાવવામાં અને બરખડી ફફડી લવજીને મનમાં ને મનમાં બે ચાર સાલ પામરી પણ ઓઢાડવામાં રોકાઇજ રહયું તે દરરોજ સેંકડો વખત મનમાં બોલતો હતો કે "આવી દોલતના ઘોડા જેવી ચાલ છતાં હમણા સુધી જીવતા કેમ પામ્યો હોશે! ને હમણા સુધીમાં એનો એકુ હાથ કે એકુ પગ ભાંગી કેમ નહીં ગીયો હોશે! મામાનેબી કેમ રૂમ રૂમ બોલાવતો હોશે ને કેમ બીચારાને ઘડપણે હેરાન કરતો હશે"

પહેલે દહાડેજ લવજીભાઇએ પોતાની જાત જણાવી દીધી હતી. થયું એમ કે માણુકા દુબરાને તેની બાયડી સાથે જરા તકરાર થઇ કારણ કે મીસીસ માણુકી પોતાના કોઇ જાનવાળા સાથે તાડી પી આવી હતી. માણુકાએ માણુકીનો બરડો બે ચાર ધમ મસીડાથી બેવડ કરી નાંખયો અને માણુકીએ ચીશે ચીશ પાડી.

લવજી આ વખતે જામાજી સાથે ઓટલાપર બેસીને વાત કરતો હતો, બલકે જામાજી પોતાની બંદુકની નીશાન બાજીના તડાકા હાંકતા હતા અને આંધલું હડખું કુતરૂં કેમ ઝનુની બન્યું હતું અને તેને કેમ જામાજીએ પંદર ગોળી છોડવા પછી મારી નાંખયું હતું તેની વાત જામાજી પોતે એખલાજ કર્યા કરતા હતા અને લવજી સાંભળવાનુંજ કામ બજાવતો હતો. લવજીએ માણુકીની ચીશનો અવાજ સાંભલ્યો અને અવાજ સાંભળતાંજ ભડકેલાં ગોધાંની માફક કાન ફફ્ડાવી લવજી દોડયો. તેણે જોયુ કે માણુકીનો એક હાથ પકડી તેણીની પીઠ ઉપર ધમોધમ કુંડી માણુકો ચલાવતો હતો અને બોલ્યો જતો હતો કે, "મારી હહરી નીહ હમજે, મારી હહરી નીહ હમજે!"

લવજીએ તો નહી પુછયું કે નહીં પરછયું ને માણુકાને ધસડી કહાડી, આડો નાંખી, બે ચાર મુકી ઝહાડી, એવો તો બરફાટી કહાડયો કે માણુકાને તો બાપદાદા યાદ આવી ગયા.

મહામુસીબતે માણુકાને લવજીના હાથમાંથી જામાજીએ છોડાવ્યો. માણુકો રડયો ને પછી ઘોડે ચહડયો રાતો રાતજ નોકરી છોડી જવા નીકલ્યો અને ગાંસડા પોટલાં બાધવા માંડયા અને વળી અધુરામાં પુરૂં એ થયું કે માણુકી પોતેજ પોતાના માટી તરફથી મરાવા નીકળી અને બોલી કે, "તું હાનો વચે આયવો! ઘોડા લાયખો, મોહરાં બયરો, હાનો મારા માટીને મારે! તારા હાથ પગ ભાંગે ને તારા બાપના દીકરા મરે" વગેરે.

હા હો કરતાં સમાધાની કીધી અને જામાજીએ લવજીને સોખામણ દીધી કે 'ગામમાં તો એમજ બધું ચાલે. બઇરીને મારે ત્યારેજ ઠેકાણે આવે."

માણુકાને સમજાવવા માટે જામાજીએ તેને અર્ધુ ગલાસ મોવરૂં પાયું અને માણુકીને સમજાવવા સારૂ ખરશેદબાઈએ તેને ચોળીનું કપડું આપ્યું.

આએ તો પહેલા દહાડાની વાત થઈ. બીજે દહાડે જામાજી અને લવજી બટક શીકારે ગયા. જામાજી કેવા નીશાનીબાજ હતા તેનો આ-ગલા એક ઇશારાથી વાંચનારે સમજી લીધું હશે. એક બટકને લા-જીએમ આવું અને તે તળાવવાનાં પાણીમાં પડયું. ત્યાં એક કોલી ઉભેલો હતો તેને જામાજીએ કહ્યું કે "જારે, ઓલું બટક લઇ આવ તો."

કોલી કહે જે "નારે, ઉં નીહ જાઉં. તલાવ મહી ચીકલ ઘનો છે તે મહી બુદી જાઉં તો."

"અરે નહીં ડુબી જાય; જા લઇ આવ." "લવજીએ કહ્યું; "લે, હું તુંને બેઆંની આપુ. જા તો."

"બેઆની હું-અહો રૂપઇઆ આલે તોય નીહ જાઉં તો."

"હવે જાની, લાડકો ના થાની," એમ કહીને લવજીએ તે કોલીને ધક્કો જે માર્યો તે તલાવમાં કોલી પડયો અને જ્યાં તે પડગો હતો ત્યાં પણી ઉંડું હતું માટે માંહે ડુબી ગયો. જામાજી તો હાવરા બાવરા બની ગયા અને ગોધયારૂં કરી મુકયું. લવજી તરતજ કોટ કહાડીને પાણીમાં કુદી પડગો અને તે અછો તરનારો હતો માટે કોલીની ચોટલી પકડીને તેને જીવતો તરફડતો પણ અરધી બેહોશ હાલતમાં બહાર કહાડગો. આ વેલા આસપાસનાં ખેતરો માંહેલાં માણુસો દોડી આવ્યાં હતાં. તેમાં વળી એક જણે દોડી જઇને ચાવડી પર ખબર આપી કે એક પારસીએ કોલીને ડુબાડીને ખુન કીધું; જેથી ફોજદારણી આવી પુગો.

કોલીને સમજાવ્યો અને પઈસા આપી તાડડો પાડયો, ફોજદાર જામાજીનો ઓળખીતો હતો માટે તેને સમજાવી લીધો અને ખટક ખટકની જગાએ રહયું અને બધા બીણાવલા તણાયલા ઘરે પાછા ફર્યાં.

આએ પ્રમાણે દરરોજ લવજી કાંઈને કાંઈ તોફાન મચાવતો હતો, અને જામાજી બેજાર થતો હતો પણ જમાજીને કયાં ખબર હતી કે સર્વથી મોટી બેજારીનો વખત તો હવે પછી આવી પુગનાર હતો.

બીજી તરફ પોતાની ધારેલી ધણીઆણી–બલકે મામાજી માકુજીએ અને ધરમના કાકાજી જામાજીએ ધારી મુકેલી પણ પોતે તેથી ઉલટાજ વીચારથી બાંધેલા મતવાળી–હમબાઈને પણ દુખી કરવામાં લવજીએ કશું બાકી રાખ્યું નહીં.

હમબાઈ ઘણી કરકસર વાળી હતી પણ એકજ બાબતમાં મોટો ખરચ કરનારી હતી. તે ખરચ વાળી બાબત સોથ અને દોરો હતો. નહી તોબી પંદરેક રૂપ્યાની સોથ અને પચીશેક રૂપ્યાનો દોરો તેણીએ ભરી મુકયો હશે. તેણી બોલવામાંબી ઘણીજ કરકસર કરતી; ઘસીને બોલતીજ નહીં પણ તેમ કોઇવાર બોલવામાં એવું તો ઉદાશિપણું દેખાડતી કે તેણીને બોલતી સાંભળીને સામો ધણી તાટ થઇ જતો અને મનસે બરબડતો કે "બાપરે! આએ શું હમબાઈ પોતેજ બોલેછ કે! એ નહીં બોલેલીજ ભલી."

હમબાઈ પાસે બેસીને કોઈ ગોલ–બોલ કરે તે તેણીને ગમે નહી અને તેથીજ લવજીએ કાયદો રાખ્યો હતો કે આખા દહાડામાં ઓછામાં ઓછી ચાર વેળા હમબાઈ આગળ બેસીને "તું–હી હતું" પટપટારો ચલાવવો. એવો તો પટપટારો ચલાવે અને અફાટ જીભ કરે કે હમબાઈ

ફફડી ચટકીને રાહમાં પડે. તે મોહડેથી તો નહીં બોલતી પણ મનમાં વીચારતી કે 'મુઆ સેતાન, તું મારી સાથે લગન કર, પછી જો કે કેવો તુંને પાંસરો બનાવી દેવુંછ–મુઓ ચોંટો ! કયારનો–મારૂં ભેજું ભાજી ખાઇ જાયછ."

દહાડામાં એકવાર તે હમબઇનો સીવવાનો સદરો કેરે છુપાવી દેતો અને તે શોધતાં હમબઇ તતરવીખી પડી જતી અને તે શોધવામાં વળી લવજી તેને મદદ કરતો અને તેમ કરતાં તે એવું તો બધું ઉંધુ ચતું કરી નાંખી હમબઇનો સરસામાન અને સામીગ્રી વેર વીખર કરી નાંખતો કે તે બધું એકઠું કરતાં અને ગોઠવતાં હમબઇનો દમ આખર થતો અને તેણીનું જાડું ચરબદાર બદન થાકીને લુસ થઇ જતું.

હમબઇ પણ દહાડામાં પંદર વખત બરબડતી કે " કોઇ વગુત પરેલો કાફ્ર છે. એ પીડા વરી કહાં ઘેરમાં આવી ! આવ, તું મારી સાથે લગન કર ને પછી જો કે તુંને કેમ રૂમ રૂમ બોલાવુંછ."

જો મરઘી કપાવાની હોય તો મરઘી પસંદ કરવા અને પકડવા જામાજી મરઘાંના ખાંચરા તરફ જાય. એક નાની જગા તારની ઝાલીથી ભરી લેવામાં આવી હતી અને તેમાં મરઘી બટક વગેરે પાલી પોસી રાખા હતી. નાનું જેવું પોલટ્રી–ફાર્મ બનાવ્યું હતું. જામાજીને મદદ કરવા લવજીબી મરઘી પકડવા જાય અને ખાંચરાનુ બારણું ઉંઘાડું મુકી મરઘાંને બહાર હાંકી કહાડે અને આખી વાડીમાં મરઘી પકડવા માણુસો સાથે જામાજી દુમ્બા જેવા દોડે. આવી રીતે લવજી પોતે મોજ મારતો હતો; બીજાઓને સઘલી મોજ આપતો હતો અને ખરેખર જોતાં એક ન્યુસન્સ જેવો થઇ પડયો હતો.



# પ્રકરણ ૮ મું.

## લવજીનો ભેજામાં નવી ચુર.

એક બાબતથી લવજી મનમાં ગુંચવાયા કરતો હતો. તે જોતો હતો કે જ્યારે ખુરશેદ તેની સાથે એખલી રહેતી ત્યારે તે તેની સાથે હરતી બોલતી તરેહવાર મઝાહ મશકેરી કરતી, અને રમતગમતમા દરેક રીતે લવજી સાથે ભાગ લેતી હતી પણ જામાજી આવતો ત્યારે ચુપ થઇ જતી અને લવજીને ઝાઝુ કાંહુ દેતી નહીં. એમ કરવાનું કારણ શું! તે સમજી શકયો નહી અને સમજવાની તેણે કોશેશ કીધી તો તેમાં તે ફાવ્યો નહીં.

જે દહાડે હમબાઇજીની ખરી ખુબી અને મોતેબર ગુણ લવજી જોવા પામ્યો તે દહાડે લવજી અને જામાજી વાડીમાં ફરવા લાગ્યા. લવજીને ખાસ કોઇ મતલબે પોતાની સાથે વાડીમાં ફેરવવાને જામાજી તેડી લાવ્યો હતો એવું લવજી મનમાં સમજી ગયો. તેઓ ફરતાં ફરતાં વાત ચલાવવા લાગ્યા.

"માણસો ને નોકરો ઉપર તો ધાકને ધમકી બરાબર અને મક્કમ રાખવો જોઇયે અને રહેવો જોઇયે લવજીભાઇ."

"બરાબર છે, કાકાજી, તમારૂં કહેવું દરોસ્ત છે." લવજીએ ટેકો આપ્યો અને તરતજ ચેતી ગયો કે હમબાઇનાં છેલ્લાં પ્રાક્રમનો બચાવ કરવાની આ ઘરડાની યુક્તી હતી અને તે પોતાની નેમમા પોતે ફતેહમંદ ઉતર્યો છે એવું ઘરડાને સમજાવવાની હવે લવજીએ યુકતી ચલાવી.

"નોકરોને તો ધમકાવવા જોઇયે ને કોઇવાર તો જરા રતી ફટકાવવાબી જોઇયે. કેમ નહીં બોલ્યા?"

"હાજ તો, હું બી કોઇવાર બરફાટી કહાડું. આજે હુમબાઇજીએ પેલી ચાકરડીને મારી તે જોઇને હું ઘણોજ ખુશી થયો. નોકરોપર ધાક કેવો બેસી ગીયો."

જમાજીએ છુટકારાનો દમ ખેંચ્યો અને તે જોઇને લવજીએ મોંહડે રૂમાલ દીધો. જમાજી મનમાં ધભરાયો હતો કે હુમબાઇની આવી કઠાંતપણાની રીત જોઇને રખેને તેની સાથે ,પરણવાની લવજી ના પાડે પણ લવજીના આવા વીચાર સાંભળીને તેને સધ્યારો મલ્યો.

"ઘર ચલાવવાનું હોય ત્યારે નોકરોને ઠેકાણે રાખવાંજ જોઇયે. કેમ નહીં બોલ્યા લવજીભાઇ!"

"તમારાં મન સાથે હું બોલે બોલ એકમત થાઉં છ કાકાજી, એવી હુમબાઇજી જેવી બઇરી હોય તેજ ઘેર સંભાળે, નોકરોને બરાબર તાલીમ આપે ને માટીને તે સુખી કરે."

ફરીને જમાજીએ છુટકારાનો દમ ખેંચ્યો પણ તેટલાં સામેના ભીંડાના ક્યારા તરફ તેની નજર દોડી અને તે બોલ્યો. "અરરર પેલી બકરી, ભીંડાના ક્યારામાં પેઠી. અરે હાંકરે હાંક. ભીંડા ખાઇ જસે તો. કોઇ છે કે! રામલા, માગુકા, ઘેડ્યા, કાન્યા, બધા કહાં મુઆ!"

એમ કહી જાણે રૂનો ઢેકડો ગબડાવ્યો હોય તેમ જમાજી ભીંડાના ક્યારાની તરફ દોડ્યો અને તેનો દેખાવ જોતો લવજી હસતો ઉભો. થોડો વાર એમ તે ઉભો અને પછી પાછો ફરીને વાડીમાં ચાલવા લાગ્યો તો સાંમેથી ખરશેદ આવતી જણાઇ. તેઓ એક બીજાને જોઇને હસ્યાં,

વાતચીત કરતાં ફરવા લાગ્યાં, ફુલ તોડયાં, અને વળી પેરડી પર ચઢીને ચાર પાંચ પાકાં પેર તોડીને તેણે ખરશેદને જમાડ્યાં. એમ રમત ગમત કરીને તેઓ કલાક એકે બંગલામાં પાછાં ફર્યાં. બંગલાના ઓટલા પરજ જામાજી હાથપગ પછાડતા બુમ બરાડા પાડતા ઉભા હતા અને તેને જોઇને ખરશેદ નીચી નજર કરીને ચુપચુપ વટી ગઇ અને લવજીનો સદરો પેરડી પર ચઢવાથી ફાટી ગયો હતો માટે તે બદલવાને લવજી પોતાના ઓરડામાં ગયો. કપડાં બદલતા તેને દશ બાર મીનીટ લાગી અને તે કામથી પરવારીને તે ઓરડાની બહાર નીકળ્યો અને જામાજીના ઓરડા આગળથી તે પસાર થયો તો જામાજી અને ખરશેદ ઓરડામાં કાંઇ વાત કરતાં હોય તેમ તેને સંભળાયું અને જામાજી ખીજવાઇને બોલતો હોય તેવુ તેને લાગ્યું. તે ચીમાઇને ઉભો અને તેઓ વચેની વાતચીત તે નીચે મુજબ સાંભળવા લાગ્યોઃ—

"મારો જીવ મને અકાગે ઝેર જેવો થઇ પડયોછ." જામાજી બોલ્યો.

"તમે ગાંડા છેઓ ગાંડા." ખરશેદે જવાબ દીધો.

"ગાંડો નથી પણ ડાહયો છેઉં. હું ઘરડો થયોછ તેમ અકલવાળો થયોછ પણ એકજ મુરખાઇ આગે મારાં ઘડપણમાં મે કીધીછ."

"તે મુરખાઇ તમે શું કીધી વારૂં?"

"એજ કે આએ ૫૦ વરસની ઉમરે તારા જેવી એક પચીશ વરસની જવાન ખુબસુરત છોકરી સાથે મેં નાનરૂં કીધુ."

"તમે એને મુરખાઇ સમજતા હોવો તો ભલે સમજો. બાકી હું તો કાંઇ જુદુજ ને ખરૂંજ સમજુછ"

"તું શું સમજેછ; કેહેતો ખરી?"

"એજ કે તમે ૫૦ વરસની ઉમર સુધીમાં કાંઇબી ડાહપણ ભરયું ને અકકલવાળું કામ કીધું હોય તો તે એજ છે કે તમે મારી સાથે નાતરૂં કીધું ને તમે પોતે સુખી થયા."

"સુખી થયો! હું સુખી થયો!"

"હા. તમેબી સુખી થયા ને હુંબી સુખી થઇ."

"તે કેવી રીતે!"

"હુ તમોને જાળવુંછ, તમારી સેવા ચાકરી કરૂંછ, તમારી તનદરૂસ્તીને વરે ગોઠવણ રાખુંછ, તમારાં ઘરનો બરાબર કારભાર કરૂછ, લુટાતું, ચોરાતું અટકાવુંછ, ને ખોટા ખરચ થતા બચાવુછ. એ તમારૂ સુખ નહીં તો શું!"

"પન તારે લીધે હું ચીંતામાં પડુંછ તેનું કેમ?"

"શું કરવા ચીંતામાં પડોછ? હુ તો એમજ સમજુછ કે તમારી સાથે લગન કરીને હું ઘણી સુખી થઇ ને મારાં નશીબને હજાર હજાર દુવા દેઉછ ને તમોને હજાર હજાર દુવા ઇછુંછ."

"પન તું મને ચાહતી નથી." જમાજી દલચાઇને બોલ્યો.

"વળી એ ધખારો તમારાં ભેજામાં કયાંથી આયો! મેં તમોને એવું એકબી કારણ આપ્યુંછ કે જેથી એવો શક લઇ જવાનું થાય?"

"પન હુ શું કરૂં! મારા દીલમાં એમજ ઘડી ઘડી થયા કરેછ કે તું મારા જેવા ઘરડા સાથે પરણીને પસ્તાતી હોશે તેમા જયારે કોઇ જુવાન ને ખુબસુરત માટીડાને કે છોકરાને તું જોતી હશે, ત્યારે જરૂર તુંને પસ્તાવો થતો હોશે એવું મને બસ હમેશાં લાગ્યાજ

કરેછ-લાગ્યાજ કરેછ."

"એ તમારી અદેખાઇ. તમે અદેખા છેઓ. કોઇની માટીડા સાથે હું હસુંછ બોલુછ તાહરે તમુને એમજ અદેખાઇ લાગેછ. પન એ સારૂ નહી. એથા તો નકામો કંકાશ થાય ને આપરાં સુખમાં ખટરો પડે સમજ્યા!"

"ત્યારે તું કોઇ જુવાન ખુબસુરત સાથે વાતચીત કરજ ના કે મને અદેખાઇ લાગેગી નહીં ને આપગ વચ્ચે એમ જ્યાર ત્યાર નકામી ટપાટપી થાયગી નહી."

"મુસલમાનની કાની ત્યારે ઘેરમાં જનાનોજ કાય નહીં રાખના! નહીં તો ઓરડામાં મને ઘાઘી બારણાને તાલું મારી મુકો. જાઓ જાઓ એ તમારાં ધનક મને ગમતાં નથી. હું બધું સમજુછ. લનજી સાથે હું આજે બાગમાં કલાકેક ફરી તેનો તમુને ચચરાટ લાગોછ. પણ બહારીને વરે એવો શક રાખશો તો ઉંધ ને ભુખ જતી રહેશે ને નકામાં હેરાન થશો ને અમથા હારમારબી થશો"

"પણ તું વીચાર તો કર. તું એમ પરાયા માટીડા સાથે ફરતી ફરે ત્યારે મને ચટકો નહી લાગે!"

"શાનો ચટકો લાગે? એ તો મારાં કરતાં નાહની ઉમરનો છે. એટલુંબી તમે માટીડા જેવા માટીડા સમજતા નહી?"

"તારી ને એની ઉમર વચ્ચે ઘનો તો બેત્રણ વરસનો ફરક હોશે. એમ તો પચીશ વરસની છોકરી ને વીશ વરસના છોકરા વચ્ચે લગનબી થાયછ કની!"

"ત્યારે તમારો શું એવોજ વીચાર છે કે મારે લવજી સાથે હસવું બોલવુંબી નહીં ને વાતચીતબી હરગીજ નહીં?"

"હું એમ કહાં કેહુંછ જો? જરા રતી વાત કીધી નહીં કીધી, જરારતી હસ્યાં નહી હંસ્યાં, જરારતી બોલ્યાં નહી બોલ્યાં, એટલે થયું. તું એની સાથે વાડીમાં એખલી ફરવા જાય તે મને નહી ગમે. એ ગમે તેપણ જવાન તોફાની છોકરો. એનું નામજ લફંગા લવજી છે."

"ચાલો વારૂં એમ તો એમ હવે હું એની સાથે એખલી વાડીમાં ફરવા જવશ નહીં. બસ હવે? મારા જાન, તમે ખુશી તો મારે મનસે મારો ખુદા ખુશી."

"ને તું મગન તો મારે મનસે આખી દુન્યા મગન સમજી મારી ખતર્લા—ચાલ આવ—મારી આગળ આવ."

લવજી હવે કાંઈ વધુ સાંભળી શકયો નહીં અને તેને વધુ સાંભળવાની જરૂર પણ હતી નહી; જે તેને સાંભલ્યું હતું ને પુરતું હતું.

લવજી પોતાના ઓરડામાં પાછો ગયો અને એક ખુરસીપર બેસીને પહેલાં તો પેટ પકડીને ખુબ હસ્યો. પછી તે મનસે બરબડયો. "અરે તું મરેરે ખુદા, આએ તેં શું કોફરાન જગાડયું! ખરશેદની વીચીત્ર વરતણુકનો ભેદ ભરમ તો કેઠો આએ દેખું. ખરશેદ ખરેખરી શુઢ લેડી છે. હું તો એને મારી સગી બહેન મીશાલે ગણુંછ. એને માટે મારી કોઇબી બદ દયાનત છેજ નહીં. તે એની બદી અને પાપથી ખુદા મને હમેશાં દુર રાખે એવી મારી તો રાત દીસની દુઆ છે અહીં રહેતાં મને હવે કઢાળો આવેછ પણ હવે નવી નમુજ

ગમતમાં કંટાળો લાગવાનો નથી. આએ બુઢા બુઅખને બનાવવામાં અને વધારે ને વધારે અદેખો કરવામાં હું હવે કારસ્તાન ચલાવું. બુઢાને આજથીજ છંછેરવા ને ભંભેરવા માંડું. યાર ગમત છે રે ગમત છે!"

આ પ્રમાણે લવજી બરબડયો અને તેના વીચારો-વાંચનાર ડીયર તે જાણ્યા છે માટે તને સમજ પડી ગઇ હશે કે તે વીચારો-ઘણા ભલા, નેક અને અકલ પસંદ તો હતાજ નહી. જો કોઇ બીજો ડાહ્યો માણસ હતે તો ખરશેદથી તદનજ દુર રહેતે અથવા તો આએ મકાન છેવટનું છોડી જતે. પણ લવજીભાઇ જુદીજ મટીના બનેલા હતા આ વીચારો તેની ખાસીહત બતાવતા હતા. તે ભલો ને નેક હતો એવું સાબેત કરનારા તે વીચાર હતા પણ મસ્તીની ચુરમાં કોઇવાર કેવું નખોદ વળી જાય છે, કોઇવાર કેવો છુટ સટો-સટનો મામલો થઇ પડે છે, તેનો ખ્યાલ આએ તફાની લફંગા છોકરાને આવ્યો નહીં. તેને તો કોઇબી રીતે તોફાન મસ્તી કરવાની હતી અને તેવાં કામને માટે તેને લાગ મલ્યો હતો અને જમાઇ જેવું ઓઝ્યું તેના હાથમાં સપડાયું હતું. તેણે મનમાં યુકતીઓ રચી અને પલાન ઘડી કહાડયા અને તે મુજબ તુરતા તુરતજ અમલ કર કરવા માંડયો. એક દહાડો કે એક કલાક થોભે તેવો આપણો લવજી હતો નહીતો.

—•—

## પ્રકરણ ૯ મું.



## જામાજીની મુક્તી.

લવજી ઘોડાપર બેસીને પોતાના મામુલ મુંજબ ફરવા ગયો અને ફરીને પાછો આવ્યો ત્યારે વાડીમા દાખલ થતાં તેણે જોયું કે જામાજી અને ખરશેદ ઓટલાપર હીંધોળા ઉપર બેસીને લેહેરે લેહેરે હીંજકા ખાતાં હતાં અને હસી હસીને વાત કરતાં હતાં તેણે પાંચ છ ગુલાબના ફુલ તોડયાં અને બગલામાં તે જઇ પુગ્યો. ઓટલાપર ચહડતાં તેણે હસીને, જરા મેગોચેંગો થઇને તે ગુલાબનો નાનો તુરો ખરશેદને આપતાં કહયું. "તમે ગુલાબ જેવા ખુબસુરત છેઓ વાસ્તે આએ ગુલાબ તમારેજ લાયકના છે."

બુઢોતો આએ સાંભળતાંજ હીંજ ખાતાં અટકી ગયો અને ખરશેદને "ઠેકયુ" કહી તે ગુલાબ લેવાની ફરજ પડી. ટોપી ખોલામા લઇને ખરશેદના પાસાંમાં મજેહ તરેહથી લવજી ભાઇતો દસ્યા અને હસી હસીને એવીતો મધુરતાથી લતાફત અને શાહેરીની સરેહ સાથે ખરશેદ સાથે વાત કરવા માંડી કે તેના ધરમના કાકાજીના મજગમાં જવાળા સળગી. બુઢો ફફડયો, ચટકયો, પાંચ પંદર ટપકીરના સરૂકા લીધા, મરથી ઓટલાપર ચહડી આવી તેને ખાસકું મારીયું. માંખ કતાળો આપતી હતી તેને ટુવાલના ઝટકા લગાવી ઉડાડીને પાંચ પંદર આલ દીધી અને તરેહવાર ધનક ચલાવ્યા પણ લવજી બંદો જે ખરશેદ સાથે નખરાં કરવા બેઠો તે તેણે જામાજી તરફ જાણીને જોયુંબી

નહીં ને ખરશેદને જોવા દીધું બી નહીં કારણ કે ખરશેદ અને જામાજીની વચ્ચે તે બેઠો હતો

આખરે જામજીએ ખરશેદને કહયું. "તું જાની ખરશેદ, ગાંધનીમાં જોની. બધું તઇયાર છેકે નહી."

"હાજી, જાઉંછજી." ખરશેદ બોલી અને આવી રીતે છુટકારો થયો તેથી તે મનમા ખુશી થઇ કારણ કે તેણી મનમા તો એવુંજ સમજી કે લવજી બીચારો ભોલાપણમાં હસ્તો બોલતો હતો અને જામાજી નકામા વહેમ લઇ જતા હતા માટે જામાજીને વધારે વહેમી બનતાં અટકવાનું થાય તેમ કરવું.

પણ ખરશેદને ઉઠતી જોઇને લવજી બી ઉઠયો અને બોલ્યો "ચાલો, હું બી ગાધનીમાં આવુંછ મે આટલા દહાડા થયા તમારી ગાધણીતો જોઇજ નથી. જોવું તો ખરો કેવી છે કેવી નહી."

"ચાલ ત્યારે તો હું બી આવુંછ." જામાજી બી ઘસડાયા.

જામાજીએ બોલ બોલ કીધું પણ લવજી તેને કાહુંજ શાનો દે! તેતો ખરશેદને તરેહવાર સવાલો પુછયાજ કરે અને જરા જરામાં ખરશેદની ખુબસુરતીનીજ તારીફ કરે અને તેમ જામાજી બળીજળી જાય.

આખરે તેઓ પાછા ફર્યાં અને લવજી પોતાના ઓરડામા કપડાં બદલવા ગયો અને ઘણી બાજીઆણી પાછાં લડતા પીખાતા પોતાના ઓરડામાં ઘોંધાયા.

બપોર સુધીતો જેમ તેમ ગાડું ગબડયું પણ બપોરના એક વાગે જામાજી જાણે પંચોતેર વહાણ ડુબી ગયાં હોય તેમ હાય ને અફસોસમાં પડયા. કાંઇ ખાસ અગતના કામગારૂ જામાજીને પરેનને ઘરે

જવાનું હતું. કોઇ જમીન સંબધી લખાન પતર કરવાનું હશે માટે પટેલ આગળ જવાને સારૂં કાગલ્યાં ઓચરયાં ખટપનર વગેરેનું પોટલું બાંધીને જામાજી તઇયાર થયો. પણ ઘરથી નીકળવાના બુદ્દાતે વામા તામા કરે. લવજી આગળ ખરશેદને એખલી મુકીને કેમ જાય કોઇ તોર શોધી કહાડવાની જામાજીએ ઘણી કોશીશ કીધી અને કોશીશ કરવામાં બેંજાની મદદ લેવાને સારૂ બેજાંને જાગરૂત કરવા માંડયું. એ દહાડાના ઉગેલા બાલના ખુપરા ઉખેડી નાંખી, ચામડી ફાડી નાંખી ખોપરી ફોડી નાંખી ખુદ બેજું ધવડી કહાડવાની તેની ધારણા હોય તે તેણે પોતાના રીછના જેવા પંજાથી, જેમ ખમણી ઉપર આપણે નારીયલની કાટલી ખમણ્યે તેમ-ખુરૂર ખુરૂર કરતું માથું ધવડી ખવડી કહાડયું. આખરે બેજું જાગરૂત થયું અને એક નામ-ચીન યુકતી બેજામાથી ચપ કરતી બહાર નીકળી પડી

તચાકડી ફોડી એક નાની જેવી કુદકરી મારીને જામાજી ઉઠયા જે કુદકરીથી જમીન ધ્રુજી રહી અને તેની ઘણીઆણી ખરશેદ, જે તેનીસાંમે ચોખા ચુંટતી બેઠી હતી તે એવી તો આ કુદકરીથી ચોંકી કે તેણીના હાથ માહેલી ચોખાની ખુમચી પડી ગઇ. પણ આ બનાવ ઉપર જરાબી ધ્યાન આપ્યા વના જામાજી સરસંગ દોડયો.

આગલા ઓરડામાં હમેશ મુજબ નીચીમુડી અને અરધી વીચેલી આખ સાથે હમબાઇ સીવની બેઠેલી હતી અને તેણીની પડોસમા બેસીને લવઙ લાવણી લલકારતો હતો. લવજી જાણતો હતો કે કોઇ પાસે બેસીને ગડબડ કરે તે હમબાઇને ગમતુ હતું નહીં અને તેથીજ તે પાસે બેસીને ખુબ ખીજવી પોતે મોજ મેળવતો હતો ગીત ગાવા સાથે તે

તાન શુર લેતો, પગના ઠોકા લગાવતો, તાળડા ફોડી તાલ લેતો અને બનતી અફાડ ઝીખ કરી મુકતો.

હમબાઇ બરબડ કર્યા કરતી અને વળી લવજી તેણીને અવાર નવાર પુછતો કે "તમોને લાવણી ગમેછ કની! કેવી મજાની ગાઉછ હું! ઘણી મજાની છેની!"

હમબાઇ પાનછેરયું હીલાવીને હુકમાં પટાવતી અને આવું ઉતેજન મલવાથી લવજી વધારે અને વધારે શુરપર ચહડતો અને વધારે જોરમાં લલકારતો.

આવી રીતે અહીં ઢોંગ ધતુરા ચાલતા હતા તેટલામાં જમાજી તેમની આગળ આવી પુગ્યો અને બોલ્યો.

"લવજી દીકરા જરા એમ આવતો"

"શું કેહોછ કાકાજી! જરા અહી ગાવા બેઠોછ."

"મારે તારી સાથે કાંઇ વાત કરવીછ. એમ આવ બાવા એમ આવ." મોહડેથા તો જમાજીએ "બાવા દીકરા" કહયું પણ મનમાં શુ કહયું તેતો ભગવાન જાણે.

લવજી ઉઠયો અને કાકાજીએ પસવારી પટાવીને લવજીની પીઠ ઉપર હાથ મુકયો અને તેવણ ઘણીજ પ્રીતથી બોલ્યા. "જોની બાવા હું હમણા ઘણું કામ છે તે પટેલને ઘેર જાઉંછ તે તું—"

"જાઓ, જાઓ, બેલાશક જાઓ, ફુરેહ કરી આવો. હું અહીજ રહેવાનો ને ખરશેદબાઇ સાથે વાત ચીત કરવામાં મને સોહવાઇ જશે તમે ચીંતા કરતાજ ના."

"પણ તું સાંભળની બાપુ. મને તારૂં જરા કામ છે."

"હા તે કાંઇ કામ હોય તે સોંપી જાવોની. હુ કામ કરતો જવશ ને ખરશેદબાઇ સાથે વાત કરતો જવશ કે જેથી કામકાજ જે હોશે તે જલદી જલદી થઇ જશેને—"

"અરે પણ તું વચે ના બોલ્યા કરની તો. હું તુંનેબી મારી સાથે પટેલને ઘેર લેઇ જવા માંગુંછ."

"તે હું આવીને શું કરશ ?"

"સારાં માણસ સાથે તુંને ઓળખાણ પડશે તો કોઇ દહાડે તુંને કામ લાગશે ને કામકાજ હોશે તે થઇ જશે."

"હવે ઓળખાણ પીછાણ કોઇ દહાડે પાડયા કરશું. તમે મને અહીંજ બેસવા દેવો"

"મને તારી મદદબી લેવાની છે."

"મારા જેવા નાહાન નાહલા છોકરાની તમોને શું મદદ જોઇયે વારૂં ? તમે બાવન હાથ ને બત્રીશ દાંતના એવા બાર હથ્યારા માણસ છેઓ કે તમે પથરમાં લાત મારીને પાણી કહાડો. તો પછી હું નાચીજ, નબળો, નાજુક, નરમ, નાહાન, નાકઉવત—"

"બસ રે હવે બસ. ઘણી ફીલસુફી ના કર. બે ચાર ઇંગ્રેજી કાગળ વાંચવાનાં છે તે તું આવીને પટેલને બરાબર સમજાવ." બુઢાને બીજવાત તો ઘણો ઉપજ્યો અને એવું મન થયું કે પગમાંથી ખાસડું કહાડીને દુકતાને ઝપેટી કહાડે પણ પેદા જેવો હોઠ કરડયો અને નરમ પડી ગયો અને પટાવીને કહયું: "દીકરા તું એટલું મારૂં કામ

નહીં કરે ! કલાક એકમાં તો પાછા આવશું. પછી ગમે તેટલું ગાજે વગાડજેની; તુંને ના કોણ કહેછ ! મારો ડાહ્યો દીકરો. જોઉંછ તો, જા તો, તઈયાર થઇ જાતો."

લવજી મનમા સમજ્યો કે "આએ બુઢો અદેખાઇને સબબે યુકતી કરેછ ને મને મારી કુટીને લઇ જવા માગેછ, એવીજ મતલબે કે કોઇબી સુરતે ખરશેદથી હું દુર થવા પામું. ઠીક છે, બુઢા, એની તરફ લવજી લફ્ગો છે તે તું ભુલી જાયછ. તારી ખોડ હું મોકું તોજ મારૂ નામ લવજી."

તેણે કહયુ. "એમ છે, ત્યારે તો ચાલો કાકાજી, સેવક તઈયાર છે, ઓય કપડાં પહેડીને આવુંછ."

લવજીએ હવે હમબાઇને કહયું. "હમબાઈજી હુ જાઉંછ હં."

"વારૂં." હમબાઇએ હમેશ મુજબ ટુકોટચ જવાબ દીધો.

"જલદી પાછો આવશ હં."

"વારૂં."

"તમે સંભાળીને રહેજો હં."

"વારૂં."

"આવીને પાછો હું તમારી આગળ ગીત ગાવશ હં."

"વાંઆઆરૂં." એમ કહીને સીવવાનો સદરો જમીનપર પટકી હમબાઇ ત્યાંથી ઉઠીને ચાલતી થઇ.

"કાકાજી, એ હમબાઇ એમ કાંય કરેછ?"

"હવે તું ચાલની. પછી હું તુને બધું સમજાવશ. ચાલ, તારા ઓરડામાં જઇને કપડાં પહેડી આવ."

જામાજી ઓટલા ઉપર ઉભા રહીને લવજીની રાહ જોવા લાગ્યા. અલબત્તાં ખરશેદ પાસેજ હતી. એક ઘડીબી હવે ખરશેદને વીલીલી મુકવી નહીં એવા હડહડતા સોગંદ જામાજીએ લીધા હતા, લવજીને તઇઆર થતાં ઘણો વાર લાગ્યો જેથી કાકા તો રખછરીમાં પડયા. બે ત્રણ માણસને બોલાવવા દોડાવ્યાં અને મનમાં હજાર વખત બરબડયો કે "કોઇ નાપાક જાદો ઘેરમાં આયોછ. નબોદ ગીવો હમબઇ સાથે અહરાઇને પટતો હોય તો બલા દુર થાય."

કાકાજીનો પાકીને પોરો થયો ત્યારે લવજી ભત્રીજા આવી લાગ્યા અને બેઉ જણા સાનસલુકે માફામાં બેઠા. માફામાં બેસવા અગાઉ લવજીએ ખરશેદને શેક હેંડ કીધી અને ઘણીજ નરમાશથી, મધુરતાથી અને ફેશનેબલ ધપે કહયું કે "હું જલદી આવશ હું–તમે ચીંતા ના કરતાં. આવીને પાછી વાતચીત કરશું."

આએ સાંભળીને જામાજીના કલેજામાં હોળી સળગી.

ખરશેદને જવાબ દેવાની ફરજ પડી અને તેણીએ કહયું "હાજી, સાધવો, જલદી આવજો."

આએ સાંભળવાથી જામાજીના કલેજાની હોળી ઉપર ઘી હોમાયું. તેણે ડોળા કકડાવ્યા અને ખુરશેદ નીચી નજર કરીને ઘરમાં ચાલી ગઇ અને આએ કાકાજી ભત્રીજાજીની જોડી માફામાં બેસીને પટેલના ઘર તરફ હેંડવા માંડી.



## પ્રકરણ ૧૦ મું.

### લવજીનું માથું ભાંગતું અને જામાજીને માથે લોહી ચહડી જતું અટક્યું.

આપણે આગળ વાંચ્યું છે તે મુજબ જામાજીનો વજીફો પારડી ગામની પાદરે, ગામથી થોડેક છેટે ખુલ્લી જગાએ આવેલો હતો. પટેલનું ઘર ગામમાં છેક બીજે છેડે હતું જેથી જામાજીનાં મકાન અને પટેલના ઘરની વચે લગભગ ખારસુ દોઢ માઇલનું છેટું હતું. આખે રસ્તે જામાજીએ માફો હાંકયો અને લવજી મજેહથી માફામાં આડો થઇને પડયો અને પડયો પડયો વળી થોડી ઘણી સલગરી પણ મુકતો રહયો અને જામાજી સાથે વાતચીત કરતાં જેમાં તેમાં ખરશેદ બાઇનું નામ વચ્ચે લાવ્યાજ કીધુ અને ખાસ કરીને ખરશેદબાઇની ખુબસુરતીની વખાણ કરવામાં તો ભલા કચીને બાજુએ બેસાડયો.

"કાકાજી તમોને કામ ધંધો નથી તે છતાં ઘેરમાં ઘણું સોહ-વાઇ જતું હોશે" લવજીએ ધીમેથી વાત છેડી.

"ઘરમાંની કામકાજ તો ખરૂંજ તો." જામાજીએ જવાબ દીધો; "કાંઇને કાંઇ કામ નીકળયાજ કરે બા."

"પણ કામ નહીં હોય તોબી તમારાં આવાં ખુબસુરત ધણી-આણીથી તમોને ઘણુંજ સોહવાઇ જતું હોશે." લવજીએ નીયમ રાખેલો "ખુબસુરત" બોલ ઉપર ખાસ ઘણોજ ભાર મુકીનેજ બોલનું. "હમણાઇજી ઝાઝાં બોલકણા નથી પણ તમારાં ખરશેદબાઇ

એવાં બોલકણા એવાં મલાવડાં અને એવાં ખુબસુરત છે કે એવણુ સાથે વાતચીત કરતાં બે ઘડી જીવ વેરાઇ જાયછ."

"હમબાઇ તો જરા શરમાલ છે." ખરશેદની વાત અખાડા કરીને હમબાઇનીજ વાતપર જામાજીએ લવજીનું ધ્યાન ખેંચ્યું. "રહેતાં રહેતાં એતો ઠેકાણે આવી જશે. દીકરા તું એક કામ કર. તું આખો વખત હમબાઇની પાસેજ બેસી રહે. ને ફરવા હરવા તેનીજ સાથે જા ને કોઇની અરાસે જાજ ના પછી જોજેની કેવી આપસી મેલે મલતાવડી થશે."

"જો એમ કરૂં તો પછી તમારાં ખરશેદબાઇને ગુસ્સો લાગે. તેવણુની સાથેબી હસવું બોલવું જોઇયે ને ફરવું હરવું જોઇયે. કેમ નહીં બોલ્યા જામાજી કાકા!"

જામાજી કાકા શું બોલે! તેનુ કપાલ બોલે! જામાજીને તો જબરી અકરવકર થઇ અને પોતાનો ખીજવાત તેણે ગરીબ બીચારા બળદયાની પીઠ ઉપર કહાડયો. તે ચુપજ રહયો, અને કશું બોલ્યોજ નહી પણ આની તરફ શયતાનજાદો લવજી હતો. તે કાંઇ ચુપ બેસે! તેણે તો બુઢાને છંછેરવાનું ચાલુજ રાખ્યું.

તે બોલ્યો; "તમારાં ધન ભાયગ કાકાજી કે તમોને આવી સારી ને જવાન ને શોભીતી ને ખુબસુરત બયરી મલીછ."

"બયરાંની વાત શું કર્યા કરેછ દીકરા! એવી વાત આપુને નાહીં-ડાને છાજે નહીં." જામાજીએ નરમ ઠપકો આપ્યો.

"કાકાજી મને તો બયરાંઓને વરે વાત કરવાનો ઘણોજ શોખ.

તેમાં ખરશેદબાઇ જેવાં કોઇ ખુબસુરત બઇરાં જોવું ફની તો તેની પડોશમાંથી ખસુજ નહીં ને બસ તેની ને તેની સાથે—"

"લવજી, તું પેલી લાવણી કેવી મજાની ગાતો તો. જરા લશ્ક-કારની દીકરા, હું બી તો સાંભળું." જમાઇજીએ કાંઇબી કરીને આએ દુકતાનુ ડાચું બંધ કરવાની કોશેશ કીધી

"આએ ગાડાંના આંચકા ઉંચકીમાં મારાથી ગવાય નહીં, કાકાજી. બાપરે, હુ તો બધો દોડરઇ ગીયો. તમારાં ખરશેદબઇ આવા માફામાં બસતાં તો ઘણાંજ દોદરઇ જતાં હશે તેવણ્ એકતો નાજુક બદનનાં ત તેવણ બીચારાં—"

"અરે જોયું કે પેલું સામે દેખાયછ તે દેહરૂં. પેગોએલું." દાંત કચકચાવીને જમાઇજીએ કહયું કારણ કે વાત ઉડાવવાની તેણે એક બીજી કોશેશ કરી જોઇ. "કહેછે કે એ ઘણુંજ જુનું ને પુરાનું છે. સાંજના આપરે જશું. જોવા લાયક છે જો."

"જરૂર જઇશું, ને સાથે આપરાં ખરશેદબાઇનેબી લેતાં જઇશ. તેવણ જોઇને ખુશ ખુશ થઇ જશે."

"ખરશેદે તો દેહેરૂં જોયલું છે. આપરે બેઉ જણા જશું ને તાંહથી ફરી હરી ખજુરામાં જઇ મજાની તાજી તાડી પીને રાતના આવશું."

"તમારે ઘેરે થોડી તાડી ખરશેદબાઇને વરેબી લેતા જઇશુ. તેવણુનેબી તાડીનો ઘણોજ શોખ છે."

જમાઇજીને એવી ચીડ ચહડી કે પગણીનો ફટકોજ લવજીના

માથા ઉપર લગાવે પણ તેમ કરવાનું ધરડાથી બન્યું નહીં કારણ કે એટલામાં તો પટેલનું ઘરજ આવી લાગ્યું.

જો પટેલનું ઘર આવતાં બીજી પાંચ મીનીટનો વાર લાગતે તો તે અરસામાં જમાઇ જરૂરજ લવજીને ઝપેટી મ્હાડતે અથવા તો ગુસ્સા ને ખીજવાતમાં જમાઇને માથે લોહી ચહડી જતે.

જ્યારે જમાઇ અને લવજી પટેલને ઘરે જઇ પુગ્યા ત્યારે પટેલ જમાઇની રાહ જોતોજ બેઠો હતો પટેલ, ટલાટી, કુલકરણી વગેરે ભેગા થયા હતા.

પટેલનું ઘર બેઠું અને નીચી બાંધણીનુ હતું. રસ્તાની જમીનથી પટેલના ઘરનો ઓટલો દોઢ કે બે ફીટ ઉંચો હતો જેથી રસ્તાનું સઘળુ ખુળાકૂં ઉડીને ઓટલા ઉપર જમા થતુ હતું.

ઓટલા ઉપર વેપારીની પેઠી જેવી એક નાની પહેડી હતી. જમીન ઉપર લાગેલા દેવદારના પેટારાના બે પાંચ પાટયાં મુકી તે ઉપર ગુણ-પાટમાં ભરેલા કાથાની પટલી ગોદરી પાંઠરેલી હતી અને એક ભાગેલા ખડયા ખરખર પેટી મુકેલી હતી.

આ પેટીની સાંમે પલાંઠો વાળીને એક પટલો મરે ચરે જેવો એક લાંબુ સોરત્યું હોય તેવો કારકુન બેઠો હતો અને એક માણસના હાથની છેલ્લી આંગળી જેટલી નાની ઠુમકી કલમથી એક કાગળમાં છેક નીચે સુધી ડાકું ખોસીને તે કાંઇ ચીતરયા કરતો હતો. આ કારકુન ઘણો, ઉધ્યોગી હતો કારણ કે લખતો જતો, ધોત્યાંના છેડાથી ધુલારૂં ઉડારતો જતો અને વળી બબે મીનીટે રસ્તાનાં રખડેલ કુત્રાં ઓટલાપર ચહડી

માગતાં તેને " હરરે " કરીને હાંકયો જતો.

જામાજી અને લવજી આવી પુગ્યા કે કારકુને તેમની તરફ ડોકું ઉંચકીને જોયું અને જામાજીને જોઇ સલામ કીધી પણ માફાના પાછલા ભાગ ઉપરથી આપણો લવજી કુદીને બહાર નીકળ્યો ત્યારે તેને કોઇ સાહેબ કે કોઇ મોરો પારસી અમલદાર સમજી કારકુણ જપ કરતો ઉભો થયો, ધોતયું સમું કીધું અને ટોપી બરાબર સરખી પહેરીને બહુ નમીને અદબ અદાથી નમસ્કાર કીધા.

લવજીએબી દમમાંજ હાલ્લું હીલવ્યું અને બને જણા માહે દાખલ થયા. લવજીને જોઇને તરતજ પટેલે ખુંટીપરથી બંદી કહાડીને પહેરી લીધી કારણ કે ફકત ધોતયાં ઉપરજ પટેલજી તો ગદેલા ઉપર આલોટ્યા મારતા હતા. તલાટી અને કુલકરણી પણ સમા થઇ ગયા.

" માફ કરજો પટેલ મોડું થયું." જામાજીએ આવતાંના વારમાં કહયું: "આએ અમારા મુંબઇના પરોણા આવેલા છે અને એવણ તમારી ઓળખાણ કરવા માંગતા હતા માટે લઇ આવ્યો છુ. એવણનું નામ લવજીભાઇ છે.'

" મોડું થીયું તેની કાંઇ ફકર નીહ હેઠજી બેહો. હેઠજી આપ ઇહા પધારો." લવજીને પટેલે કહયું અને પોતાની ટોપી કહાડી તે વડે ગડેલો પખોડી લવજીને માટે જગા કીધી; પણ લવજી તો દુરજ બેઠો અને બોલ્યો; " બેસી રેહો પટેલ. તમે તમારૂં કામ ચલાવો; હું અહીંજ બેસું છ. તમારી ઘણી મહેરબાની છે."

" ભાઇ ઘના હમજદાર ને ડાહયા મનીખ છે.?' તલાટીએ અક્કલ દોડાવીને લવજીની પરીક્ષા કીધી.

"અરે ડાહ્યાને સમજદાર તો એવા કે હવે શું કહીયે?" જામાજી બોલ્યો: "ચંચલ્મી ઘણો છે ને હુશીયારીનું તે પુછવુંજ નહીં."

"મોઢરાંપરથીજ ખાનદાની ને ભલો લાગતો છે તો." હવે કુલકરણીએ પરીક્ષા કીધી; "હુધરેલાની વાતજ જુદી ભાય."

"અરે ભાઇ વાતજ જુદી છે તું હવે કામ ચલાવ." જામાજીએ કહયું: "હવે દસ્તાવેજને કાગલ્યાં કહાડો."

પટેલ, ટલાટી, કુલકરણી, જામાજી અને વળી બીજા બે સાક્ષી ગવાહી આવેલા તે ગડબડ ગોધયારૂં કરીને એવી તો વાતચીત કરવા લાગ્યા કે લવજીને થોડોકવાર ગમત ઉપજી તેઓ બે મીનીટ શાંતીમાં ગુપચુપ વાત ચલાવે અને વળી બે મીનીટ એવા તો બુમ બરાડા તે સાત આઠ માણુસો સામટા ગજાવે કે જો તે વખતે એક બંબગોળો ફુટ્યો હને તો તેનો અવાજ્થી એ બરાડા વચે સમાઇ જતે. એમ સમજુતી અને વાંધાઓ વચે કામ ચાલ્યું. લવજીએ પહેલી પાંચ સાત મીનીટમાંજ જોઇ લીધું કે આ કામમાં તેની કશ્બી મદદની જરૂર હતીજ નહીં અને જામાજી તેને ખાસ ખરશેદથી દુર કરવાની મતલબેજ અહીં ઘસડી લાવીને બેસાડ્યો હતો બલકે નજર કેદ રાખ્યો હતો.

પણ આએ કેદમાંથી કેમ છુટકારો મેલવવો તેનો આખો પલાન લવજીએ મનમાં ઘડીજ રાખ્યો હતો. તે ગડેલાપર બેસતાં કંટાલ્યો; પગ લાંબા ટુંકા કીધા, પછી જરા ઉઠયો; આમ તેમ ફર્યો અને પછી ઓરડામાંથી બહાર નીકળ્યો.

જમાજી તો પોતાના કામમાં એવા ચકચુર અને મશગુલ થઇ ગયા હતા કે લવજીની હાજરી અને તેને રોકી રાખવાનો ખ્યાલ ભુલીજ ગયા. જમાજીએ પટેલ સાથે ઘણીવાર કામ પાડયું હતું અને જમાજીના હુલ્લા હાથ અને મીત્રાચારીનો પરીચય તેમજ પટેલના મદદનીશોને ખ્યાલ હતો તથા અનુભવ મળેલો હતો માટે જે કામ દોઢ મહીને થવું જોઇયે તે દેઢ કલાકમાં પટી ગયું અને જમાજી બધું કામકાજ કરીને પરવાર્યા કાગળ પતરના પાછા બોચકાં બાંધ્યા અને તે બોચકાં બે હાથે જેમ તેમ ઉચકીને જમાજી ઉભા થયા અને લવજીને માટે આસપાસ જોવા લાગ્યા.

"બાવા, ભાઇ, દીકરા, કહાં ગીયો !" જમાજીએ મોટેથી હાંક મારી, "લવજી બા સાંભળોછ કે ! (એનુ નખોદ જાયરે ! વળી કહાં દટાઇ ગીયો !) લવજીભાઇ, લવજીબા, બાપાવા આવ તો, કહાં છે તું ! (બેહેરોબી થઇ ગીયોછ કે કેમ ?) અરે લવજી સાંભળોછ કે ?" જમાજીએ બોલવાનું ચાલુ રાખ્યું અને વલાયામા મુકેલા બોલ મનમા બરબડયા અને બાકીના બોલ વધારે અને વધારે જોરમાં બરાડયા.

"બહાર ફરતો હોહે. ચાલોની જમાજી ભાય આપરે બહાર જાઇને જોઇયે" પટેલે સુચના કીધી, તલાટીએ ટેકો આપ્યો, કુલકરણીએ વધુ ટેકો આપ્યો જેથી આ આખી કમીટી પોટલાં લઇને બહાર આવી.

એટલામાં આવતાં કુલકરણી અને તલાટી તો ઠંડે થઇ ગયા અને પટેલ અને જમાજી એક બીજાનુ મોહડું જોતા ઉભા અને પેલો ઉંઘણસી કારકુણ તો કાગળમાં આંખ ખાસીને નાનકડી કલમથી

લખવામાં ગુંટાઇજ રહયો. લવજીનો પટો મળે નહીં. પણ તેની સાથે માફાનોખી પટો મળે નહી માફો નહી જેવાથી અને સાથે લાગો લવજીખી ગુમ થવાથી જામાજીના હોંશ કોશ ઉડી ગીયા અને તે તો ધીંદાફચ પડી ગીયો, બને હાથ માંહેલાં બંને પોટલાં જમીનપર ધભ કરતાં પડી ગયાં. પણ મહોડાપરનો તે ધીકાશ એક ઘડીભરનો હતો કારણ કે બીજીજ ઘડીએ ગુસ્સા અને ખીજવાટથી તેનો ચહેરો લાલ મરઘાની માજર જેવો થઇ આવ્યો અને તરેહવાર વહેમ, વીચાર, શક તેનાં નાનાં નબળાં અને નરમ ભેજાંમાં ઉભા થયા



## પ્રકરણ ૧૧ મું.

### ઘાંચીનું ગાલ્લું.

જામાજીએ પેલા મરે હાલ કારકુણને સવાલ કર્યો "અરે ભાઇ કારકુણ, મારો અહીં માફો હતોની."

"હતો તો ખરો"

"તે હમણા નથી."

"હાવે—નીહ મીલે."

"તે કહાં ગીયો!"

"એહ તીફ્રા—ઓલી ફારે."

"પન ટહાં? ઓલીકારે તે હું શું સમજું?"

"તે ઉંઘ તે કહાં હમજતો છું જે!"

"પન કોઇ લઇ ગયું કે બલદયા ઘસડી ગીયા?"

"કો લીઇ ગેલુંજ તો"

"કોણ? કોણ!"

"એ તમારી હાથે આવેલો પેલો જાંગલા જેવો પારહો"

"પારહો? સત્યાનાશ કયારે લઇ ગીયો?"

"કલાક એક થીયો ઓહે બાપા."

"એનું સત્યાનાશ જાયરે એનું! ઘેરમા કોઇ માણસ નથી આયુ પણ બરૂ પાપ આયુંછ"

"કાંઇ મને કહેલું હેટજી?" કારકુને પુછયુ.

"નહી બા, તુને નથી કહેતો. એ પોર્યો તો મને ઘેલો દીવાનો બનાવી નાંખશે હવે શુ કરૂં!"

"હું બોયલા હેટજી."

"મરની મુગો મુંગો. તુંને કોણ બોલાવેછ? એ નબોદ ગીયો ઘેરજ ગીયો હોશે ને પેલીબી તાંહ એખલી છે એ બે એમલાં મળશે ને બે એખલાં કોણ જાણે—"

"એ કોણ હેટજી?

"હવે તું મુંગો મરી રહેછ કે નહી! એક લાત મારશ કની તો આએ તારી દીવાસળી જેવી કમરજ તોડી નાખશ જા અરે પટેલ—ઓ પટેલ—કહાં ગીયો?"

પટેલ તો પાછા ઓરડામાં જઈને ગડેલાપર બેઠા ગયા હતા તેવણે ત્યાંથીજ જવાબ દીધો: "ઓહ ઈંહા છું. હું કેહત છો બાપુ."

"તારો માફો હોય તો આપની મને ઘરે જવા."

"માફો તો મારો મારી ઘેરવારી લીઇ ગેલી."

"ત્યારે બીજું કાંઇ છેજ નહી?"

"મારી હલારીની થોરી રૂપાલી છે. જરા લંગરી થીઇ ગેલી આપું! ચાલહે!" પટેલે સવાલ કર્યો, 'કીહે તો મગાવી આવૂં"

"નહી. નહી. તે નહી ચાલે." જામાજી બોલ્યો કારણ કે તેણે તે ઘોડી "રૂપાળી"* ને જામાજીએ બર બર જોયલીબી હતી અને પાછા-ણેલીબી હતી. તેનું નામ "રૂપાળી" હતું પણ નામ આપનારને "રૂપાળાં" નો ખ્યાલ એવોજ હશે કે પીખાયલા ચુડાયલાં, સાવરણીના પીરતાં જેવા પુછડાં, નાંખની ટીચણીથી પુછડીના છેડા સુધીમાં પંદર જગાથી ઉખડી ગયલા બાલ અને ઘસાઇ ગયલું ચામડુ તથા ફુડી નીકળેલા હાડકાં, તેમજ આગલા પગના વાંકા ગુટણુ તથા પાછલા પેગા પગ વાળાં જાનવરને "રૂપાળું" નામ બધ બેસતુ થતું જોઇએ. આવા એક જાનવરને "રૂપાળી" કહેવામાં આવે છે એવું જામાજી જાણતો હતો તેમ વળી તેને અનુંભવ પણ મળેલો હતો કે રૂપાળી પર બેસતા વખતે ત્રણ માણુસોએ તેને પકડવી જોઇએ, અને પહેલું ડગલું ભરવાને તેને સમજ આપવા સારૂ બે માણુસે આગળથી ખેંચવી જોઇએ અને બે માણુસે પછવાડેથી દપેનાં લગાવવા જોઇએ અને અરધે રસ્તે જવા પછી તે અડીને ઉભી રહે અથવા પાછું ઘર તરફ ચાલવાનું મન કરે

ત્યારે નાનો નાટક થઈ પડે આમ હોવાથી જામાજીએ તે તાબેદાર જાનવરની મદદ લેવાની સાફ ના પાડી.

પટેલ આ વેળા પાછો બહાર આવ્યો હતો અને તે બોલ્યો; "પચન ભાઇ તમારા માફા કીફ ગીયલા!"

"ગીયો જહાનમમાં. તુ કોઇની ગાલ્ની માફા કાંઇ હોય તે મંગાવી આપનીનો." જામાજીએ ખીજવાઇને કહ્યું

"ગાલ્ડી કે માફા અવડાં ફીફાથી મીલે! પચન તમો કીહો તો પરોહી ઘાંચીનું ગાલ્ડું મંગાવુ તે ચાલહે!"

"તે તો; સઉ ચાલસે લવની, મંગાવની."

પટેલે ઘાંચીને ઘરે કારકુનને મોકલવા કહાડયો. કારકુને વળી નમુનાદાર ચપલાઇ બતાવી. હળવેથી કલમ મુકી, શાહીના ખડયાને બુચ દીધો, લખેલાં કાગળ ઉપર રેતી છાંટી, બધ બસ્ત કીધું, પેટી બરાબર બંધ થઇ છે કે નહી તે પાચ વાર તપાસી જોઇ, પગરખાં શોધી ખોળીને ખાંકડા હેઠળથી કહાડયા, તે પખેડી ઝટકીને પેહેરયાં અને એમ હજાર ખેમાણુપાટીને તે ઘાંચીના ઘર ફતર ગોકળગાયની જડપે દોડયો. જે હજાર ખેમાણુ દરમ્યાન જામાજીનું લોહીએવુ તો ઉકળી આવ્યું કે તે તો જામાજીનો જીવ જાણે કે જામાજીનો ભગવાન જાણે

ખારસી વીશ મીનીટ વહી જવા પછી કારકુન પાછો આવ્યો, અને બોલ્યો કે "ઘાંચી પુછતો છે કે ગાલ્ડું કીફા લી જવું છે ને મારનુ ભરવું છે. તે કેહી જે બળદયા થાકેલા છે તે લાંબુ ચાલહે નીહ, ને ગાલ્ડાંનો આક તરફી ગીયેલો તે ઘણો ભાર મુકાંહે નીહ."

"પણ તું અમના છેક રેહી રેહીને ક્હાંથી આવો!"

"તે ઘાંચી ઉંઘેલો હતો, તે મારા દહરાને જગાડતાં મુહીબત થી. તમે જલદી કીહી દેવો તો. ફરીને ઉંઘી જાહે તો પાછો જગાડવો ભારી પરહે. જવાબ હું દેઓ!"

"તું પાછો દોડ, ને કહે કે દુર જવાનું નથી; ગામની પાદરેજ જવાનું છે: ને ભાર બાર કંઇ નથી, ફકત હુંજ બેસીને જવાનો છેઉ. જાનીતો–દોડનીતો." જામાજીએ દોડા દોડી કીધી અને તેની જડપમાં વધારો કરવા જામાજીએ તેની પીઠ ઉપર નાહ્લો જેવો આંચકોબી મારયો.

પંદર મીનીટે કારકુન પાછો આવ્યો અને બોલ્યો કે "ઘાંચી કીહે છે કે પઇહા હું આલહે! પછી ખટપટ નીહ થાય."

"જે માંગશે તે આપશ, રૂપો આપશ, બે રૂપીઆ આપશ, ત્રણ રૂપીઆ આપશ; દોડરે તું દોડ. કહે તેને."

કારકુન પાછો દોડયો અને થોડે વારે તે પાછો આવ્યો અને બોલ્યો, "ઘાંચી કીહે જે—"

"મુઓ તારો ઘાંચી ને તુંબી સાથે. અત્યારમાં તો હુંજ પગે ચાલનો ઘેરે જઇ પુગતે. વળી શું ટુંકો હુકો લાયોછ. કેહી મરની!" જામાજીએ હાથપગ પછાડીને પુછયું.

"ઘાંચી કહીએ જે ગાહ્લાં મહી ગાડી ટકયા નીહ મીલે તે કેહો નો ઘાહ પાંદરીને લાવું."

"મને બા કંઇ જોઇતું નથી. જેમ બને તેમ જલદી જેવું હોય તેવું ગાહ્લું લઇને આવ–બસ બીજું કાંઇ નહીં."

કારકુન બાપડો આમ ઘકેલા પછાડામાં પડેલો આખરે દર પડયો

અને તેમજ આખરે કલાક એક એમ આકડા તફડી થયા પછી ઘાંચીનું લાંબુ ગાલ્લુ આવીને બારણામાં ઉભું રહયું.

આપણે આગળ વાંચ્યુ છે તે મુજબ જામાજી પારડીવાળો મજબુત સંગીન બાવળની ગાંઠ જેવી કાઠીનો ધીમચાં જેવો હતો. ગાલ્લું આવીને હજુ તો બરાબર દરીહામ થઇને ઉભું નહી તેટલા તો માહે બોચકાં નાંખી, મારી પડુકરીને જામાજી તેમાં ચડડી બેઠા જેમ થતા આખું ગાડું ધુજી ધરકી રહયુ અને ધોરનાં પાસાં ઉપર હાંકવ બેઠેલો ઘાચી આંચકો લાગના ઉઠળાઇ પડતા સહેજમાં બચી ગયો.

ઘાચી ખીજવાઇને બોલ્યો. " એ ઇમ હું કરે ? એક તો મારો આંક ધીલો છે ને અમોલો અમેલો બેહનો હોય તો બેહ, નીહ, કર ઉતર પાછો. જો વાત લાયવોતે."

" માફ કર, બા, માફ કર ચાલ ચાલ હવે જલદી હાંક."

" માપ કરાવા આવેલો." ગાલ્લું હાંકતાં ઘાચી બોલ્યો, " એરો પારહો તો ટબી નીહ જોયલો. એ તે કઇ રીત છે ?"

ગાલ્લુ ટસુક ટસુક ચાલ્યું અને જામાજીને તલ પાપડ થાય કે કયારે ઘરે જઇ પુગું. જો ઉડાતું હોતે તો ઉડનેબી ખરો.

" બાપા હાકની, બાપા હાંકની " એમ જામાજી ઘડી ઘડી કેહયા કરે અને ઘાંચીએ પહેલાં તો બે ત્રણ વાર જવાબ દીધો ને પછી બરબડયો કે "બોયલા કર તારે મનહે ગમે તે, કાંઇ હાંભરવાનું નીહ ને કોઈ હમજવાનુંબી નીહ."

જામાજી બોલ્યા કરે અને ઘાંચાએ કોડું દીધુંજ નહીં ત્યારે જામાજીનું પાકો આવ્યું અને તેણે હવે જરા દમદાટીથી કામ લેવા માંડયું. તેણે કહ્યું. " જોરે એ ઘાંચી તું જોરમાં નહીં હાંકસે તો હુ

પઇસા નહીં આપશ. યાદ રાખજે. તારા મનમાં તું કઇ સમજતો હોશે."

ઘાંચીએ તો દોર ખેંચીને બળદયા ઉભા કરી દીધા.

"કેમરે! અટકયો કેમ?"

"પઇહા આપવાના તું અવડાંથીજ વામા તામા કરે તે ઉં ગરીબ મનીખ મારેર્યો જાવા."

જામાણીએ જોયું કે દમદાટી પોતાનેજ ભારી પડી ગઇ હતી માટે હવે સમજાવટ ચલાવી. "અરે એતો અમથો હું બોલ્યું'છ રે. તું ગરીબ માણુસ બીચારો મેંહનત મજુરી કરે તો પછી પઇસા નહીં આપું? એમ કઇ થાય? ચાલ ડાહયો થા—હાંક."

"ના બાપા, મુને તારીપર ભરૂહો નીહ આવે તો. પેહલાં પઇહા આળે તો આગ્હ્લું હાંકું, નીહ કર પાછું ફેરવું."

"પન હુ કઇ નાસી જવાનો છેઉં. એમ હઠીલો કેમ થાયછ?'

"ના ભાય; ઉ એકનો બે નીહ થાઉં તો, હગા બાપનો વીહ-વાહ નીહ કરૂં. પઇહા આલે તો હાકુ, નીંહ તો આ ઉભો."

"લે, જોંસ, આએ બે રૂપ્યા. એનું નખોદ જાય તે આજે બધાજ કેમ મને હેરાન કરવા નીકલી પડયા."

"બે કાંય? તયણુ જોઇયે, એક રૂપઇયો તો પેલા મુરદાલ કારકુનને દલાલીનો આલવો પરહે. ભાય, તયણુ આલે તો હાકું."

જામાણીએ ફ્ફડીને ગજવામાં હાથ ઘાલ્યો પણ ત્રીજો રૂપ્યો ગજવામાં હતોજ નહીં.

"જોની ભાઇ મારી પાસે બેજ રૂપ્યા છે. ત્રીજો રૂપ્યો ઘેરે જઇને આપશ. ચાલ હવે હાંકરે હાંક, જીવ ના તોડાવ."

"બેજ છે તો અહીંજ ઉતર. અરધું ભાડું આલે તો અરધીજ

મજુરી કરીને પાછો ફરૂં. અરધાંનું અરધું, ને આખાંનું આખું."

જામાજીએ કાલાવાલા કીધા, પટાવ્યો, સટાવ્યો, ગાલ વટીક દીધી, પાંચ માણુસ તમાશો જોવા ઉભા તેઓએ ફજેટોબી કીધો પણ ઘાંચી બંદો એકનો બે થયો નહીં. આખરે જામીનગીરીમાં પોતાની રૂપાંની તપકીરની દાબડી જામાજીએ ઘાંચીને રાખવા આપી અને તે ખરેખરી રૂપાંનીજ છે અને તીનપાટની નથી તેની ખાત્રી કરવા ઘાંચીએ પથર પર ઘસી જોઇ અને તે પછી આગે સ્વારી આગળ ચાલી.

દુખે પાપે જામાજી કાકા પોતાને ઘરે આવી પુગ્યા પણ તે આવી પુગે તેની બે કે અઢી કલાક અગાઉનો લવજી ઘરે આવી પુગ્યો હતો અને તેણે પોતાની રીત મુજબ કાંઇક ખભેરૂં જગાડયું હતું તથા કાંઇક નવું કારસ્તાન તે કરી ચુકયો હતો.

જામાજી તો ભડાક કરતો ગાલાંમાંથી કુદીને ઉતર્યો અને ફરબે વાછરડાંની માફક વાડીમાં દોડયો. પણ ઘાંચી પછવાડેથી દોડતો આવ્યો અને જામાજીની દોરતાં પછવાડે ઉડતી દગલી પકડીને જામાજીને અટકાવ્યો.

"ઉભો રેહ, હાઉકારના પેયરા, નાહે કહાં? પેહલાં પઇહા આલ. જો ભારૂં ચુકયવા વના દોયરો તે–તારો પલ્લો નીહ છોરૂં તો. આપ પેહલા પઇહા."

"અરે પન ઘેરમાં જઇને મોકલું. પાસે હોતે તો રસ્તામાંજ નહીં આપતે? એટલુંબી સમજી નથી મરતો?"

"તે ઉં કાંઈ હમજુ નીહ. તું ઘર મહી ભરઇ બેહે તો વરી તુંને કહાં હોધવા પકરવા આઉં?"

જામાજીએ નોકરોને હાંક મારી અને ઘણા બુમ બરાડા પાડી જીવ જીખાતી નાંખ્યો ત્યારે એક નોકર આવ્યો અને તેની પાસે સારાં નસીબે એક રૂપેો હતો તે લઇને ઘાચીને જોંસ્યો. ઘાંચીએ એક હાથે જામાજીની દગલીનો છેડો પકડીજ રાખ્યો અને બીજે હાથે રૂપેો પાંચ સાત વખત પથર પર ઠોકી તે ખરો હતો એવી ખાત્રી કરીને આટીમાં ખોસ્યો અને આએ પ્રમાણે ઘાચીનું દેવું ચુકવી, પોતાની ગીરવી મુકેલી દાબડી છોડાવી, તેમજ દગલીનો છેડો પણ ઘાચીના હાથથી છુટો કરી જામાજી સડસડાટ વાડીમાં પેઠા અને ધમધુકાર ઘરમાં ગયાં.



## પ્રકરણ ૧૨ મું.

---

### ધણી ધણીઆણીની ખટપટ.

ઘાંચીથી છુટકારો મેળવતાંજ જામાજી એકદમ ધસારાબંધ ઘરમાં ગયો અને હમબઇ બેસીને સીવયા કરતી હતી તેણીને તેણે પુછયું, "પેલો લવજી કયાં છે! ખરશેદ કયાં છે?"

"બેઉ સાથે છે." પોતાની ધપ મુજબ હમબઇએ ટુંકો જવાબ દીધો અને સીવવાનું ચાલુજ રાખ્યું.

"એટલે! સાથે છે એટલે સુ!"

"કેઠે બેસીને વાત કરતાં હોશે. વળી બીજું શું!"

"એ લવજી કયારે આયો!"

"મેં ઘડીયાળ જોયલું નહી."

"પણ આવીને કીધું' શુ! બોલી મરની બરાબર."

" આવીને અહીં ઉભો રહયો."

" ને પછી!"

" પછી બેઠો."

" ને પછી ઉઠયો "

" એનું નખોદ જાયરે એનું. જાણે તેહસ્ર કરવા બેઠીછ બરાબર બોલતીઅી નથી. એ સીવવાનુ આગ લગાર." હમબાઇના હાથમાંથી સીવવાનો સદરો ખેચી લેતા તેણે કહયું પણ તેમ કરતા સીવવાની સોય ભચાક કરતી જામાજીના ફરમે આંગળામાં ભોકાઇ ગઇ જેથી તેની ભેજાંની આગરી વધારે ઘસી જઇ અને દાંતની બત્રાશી કચ કચી ગઇ

" પણ બાવાજી તમે શાના બુમ બરાડા પાડોછ! આવો ઘેર શોબીતોજ જમાઇ શોધી કહાડયો તે પછી એમજ તો. મને પરણાવવા નીકળયા કે બઇરીને પાછું નાતરૂં કરાવવા નીકલ્યા! દોર કે બે કલાક થયા એ આયો ને આવીને ખરશેદબાઇને કહેજે મારે તમારી સાથે ખાનગી વાત કરવીછ તેથી ખરશેદબાઇ તેની સાથે ઉઠીને ગેઇ. પછી કોણ જાણે શું થયું. હું અહીજ બેસી રેહી."

"બેસી રેહી! હજામરી જેવી બેસી રેહી! તે ઉઠીને જોતે જાને કેની. એનું નખોદ જાય. બધું કોરૂ વેગણુ થઇ ગીયુંછ." એમ બોલતો ખરશેદને સોધવા જામાજી એમથા તેમ દોડવા લાગ્યો અને છેવટ બગીચામાં એક મોટાં ઝાડને પડખે તે બનેને ફરતાં તેણે જોયાં તરતજ તેણે તે તરફ ચાલવા માંડયું પણ તેટલાં તો લવજી ત્યાંથી ખરશેદબાઇને શેકહેંડ કરીને ચાલતો થયો.

ખરશેદબાઇ આગળ દોડવું કે દોડીને લવજીની ગરદન પકડવી

તે પહેલાં તો જામાજીને સુજ્યું નહીં અને ડામાડોળ મનમાં વીચાર કરતો હતો તેટલાં લવજી તો બગીચાનાં જાંપામાંથી બહાર નીકળી દુર ચાલી ગયો માટે ખરશેદબાઈ ઉપરજ ધુળારો લઈ જવાનું જામાજીએ દરૂસ્ત વીચાર્યું.

ઝનુનમાં તે ખરશેદબાઈ આગલ જઈ ઉભો અને બે હાથની મુઠી જોસમાં વાળી, પોતાના પગના અંગુઠા ઉપર ઉભો થઈ, જીના ડોળા જેમ તેમ બહાર કહાડી, ગલાંની નેસ તણાઈ આવે તેમ જીવ જીકાતી તે બોલ્યો.

"શું કરતી તી ! હમણા હઈ તું શું કરતી તી !"

ખરશેદબાઈએ ધીમેથી જામાજી તરફ જોયું અને નેણુ ચહડાવી ધીમેથીજ કહ્યું: "શું કરતીતી? તમે જોયું કની! લવજી સાથે વાત કરતીતી! તમારી નજર પડી કની!"

"વાત કરતીતી? ચોરી છુપીથી વાત કરતીતી?"

"ચોરી છુપીથી! ચોરી છુપીથી વાત કરવાની હોતે તો મારો કે લવજીનો ઓરડો નહીં હતો કે! આખી વાડીના ખુણા ખાંચરાં નહીં હતાં! ચોરી છુપીથી વાત કરનારાઓ એમ જાહેરમાં ખુલી વાડીમાં પાંચ પંદર માણુસો ને નોકરો જોય તેમ ફરતાં હોશે? જાઓ, જાઓ જરા અક્કલ પકડો."

"પણ તું વાત શું કરતીતી? મને તે કહે."

"તમે રીતે ભાતે પુછશો તો કેહવશ. એવા વીકાલી ભુંડ બનીને બોલશો તો તમારી અરાસેગી નહીં આવશ."

"વાહ! આવો મારા પ્યાર લાડનો બદલો કે!"

"હું તમારી તરફ વફાદાર રેહીછ. ખુદાના કસમ છે વફાદાર રેહીછ. બીજા બધાને હું મારા ભાઇબાપ ગણુંછ ને ખાત્રીથી કેહુછ, જો મારા હાથમાં સુખડ લોબાન આપો તો તે હું આતશપર મુકીને કહેવશ, અરદી બેહસ્તના કસમ લઇને કહેવશ કે જેવી હું શુધ છેઉં તેવોજ લવજીબી છે, જેમ હું લવજીને એક ભાઇ તરીકે ચાહુંછ તેમજ લવજી મને બહેન તરીકે ચાહેછ."

"ત્યારે એ મને પટેલને ઘેર એખલો મુકીને નાસી કાંય આયો?"

"તે હવે તમે એને પુછો. હું શુ જાણું! મેં પુછયું ત્યારે કહેજે એને સોહવાયું નહી અને ગદેલાપર બેસતાં ગુરા અકડી આવા તેથી ચાલી આયો. આપણી હમબાઇ બેવકુફ છે. આવા શોભીતા જવાનને એ કોહું વટીક દેતી નથી. બોલાવેછ તો બોલતીબી નથી. ત્યારે એ શું કરે? ખુદરતી રીતે એને મારી સાથે વાતચીત કરવા ગમેછ ને તેમ વાત કરેછ તેમાં શું નખોદ વળયું! શું ખોટું થયું?"

"તું ખરૂં કહેછ કે એને તારી આગળ એકબી વાંધા ભર્યો બોલ કહયોજ નથી કાંઇ ખોટી વાત—"

"એક બોલબી વાંધા ભરેલો એ બોલતે કે કાંઇ ખોટી વાત એ કરતે તો તે હું સાભળતે કે? એને અહીં ઉભો રહેવા દેતે કે? મારાં ઘરમાં એ વસી શકતે કે? તમે અદેખા પડીને ખીજવાઇ જાઓછ તેથી તમોને એ વધારે વાંધાં ભર્યો લાગેછ. તમોને શક ઉપજેછ તેથી એનું દરેક કામ તમોને વધારે શક ભર્યું જણાયછ."

"સો વાતની એક વાત." જામાજી નરમ પડીને બોલ્યો: "એ

દુક્તાને હું અહીંથી રવાનાજ કરીજ દેઉંછ. કાલને કાલ ગાંસડાં પોટલાં બાંધીને મોકલીજ દેઉંછ. એ નથી હમબાઇ સાથે મળી જતો કે નથી હમબાઇ એની સાથે મન મુકીને વાત કરતી તો પછી હવે એને અહીં દાબી મુકીને શું અચાર ભરવાનું છે! એના રહેવાથી આપુને ખટપટ થાય અને એ નીરદોશ હોય તોબી એને વરે નકામો શક ઉપજ્યા કરે તેને બદલે એ ભરયો પુરયો સધાવે તો સારૂં."

"જેમ તમોને ઠીક લાગે તેમ કરો. મને કાંઇબી વાંધો નથી. એ કીયો મારા બાપા કાકાનો દીકરો થાગછ કે હું ના કહેવાની છેઉ. પન જામાજી તમો મારે વરે આવા વીચાર રાખોછ તેથી મારૂં દીલ ઘણુંજ દુ:ખી થાયછ ને મારૂ મોત થઇ જાયછ. મને તમે આવી હલકી ધારોછ એ તમુને છાજે નહીં મારે વરે તમોને એકબી હલકો વીચાર આવે તે અગાઉ મારૂં મોત આવે તે ભલું." એમ બોલી આએ નાજુક રૂપાલી બાઇ રડી પડી અને તે જોઇને ભોલો ભલો જામાજી કલવાઇ પડયો અને સાથે લાગો વળી ખસ્યાનોબી પડયો.

આએ ધણી ધણીઆણી હવે સમજુતીપર આવ્યાં અને કાંઇક ઘેલાં ચેડાંબી તેઓએ કહાડયાં, હચ્યા માફ માંગી અને સમાધાની થઇ. તેઓ બને અકેકની પાંખડી પકડી હરતાં રમતાં મોજીલાં બનેલાં ખુશ મીજાજે અને ગેલ ગમત સાથે પાછાં ઘરમાં આવ્યાં અને તેઓ ની ખટપટનો સારો સમાધાનીથી નાવેડો સેવટનો આવી ગયલો તેઓએ ધાર્યો. પણ આએ સમાધાનીનો નાવેડો સેવટનો હતો કે? લવજીને રવાના કરવાની ઘરડા જામાજીની ધારણા હતી પણ તે ધારણા પાર પડે તે અગાઉ તે ફરીને વધારે રમખાન મચવાશે નહીં તેની જામીન·

ગીરી શી હતી ?

જામાજી અને ખરશેદ ઘરમાં આવ્યાં અને લગભગ પાંચ વાગ્યા હતા અને જામાજીનો ચાહેનો વખત કયારનો થઇ ગયો હતો માટે ખરશેદે ઉતાવળ કરી જપાટામાં તેને ચાહે કરી આપી અને સાથે વળી પરેથા પણ હાજર કીધા.

સાંજ પસાર થઇ ગઇ અને જજકલું શરૂ થયું. હજી લવજી-ભાઇ પાછા પધાર્યા હતા નહીં. રાત પડવા આવી પણ લવજીભાઇનો પટોજ લાગ્યો નહીં. રાત પડી અને આગળ વધી પણ લવજીભાઇની અસલ નસલ જણાઇ નહીં. ગામડે ગોડે સાત વાગામાં તો સઉ કોઇ ઘરેબારે જઇ સુકે છે અને આઠ વાગે ત્યારે તો બહુ મોડું થઇ ગયલું ધારવામાં આવે છે માટે આઠ વાગા તોભી લવજીભાઇ પાછો ફર્યોજ નહીં તેથી આએ જોડાને ચીંતા ઉપજી. લવજીને શું થયું હોશે ? જામાજીએ જોયુ કે તેને માથે લવજીની સલામતી અને સંભાળની જોખમદારી એક રીતે રહેલી હતી માટે લવજીની ગેર હાજરીથી તેને બહુજ બેચેની ઉપજવા લાગી. જેવો હોય તેવો ભરયો પુરયો પોતાને ઘરે જાય તો ભલે. એવો ખ્યાલ જામાજી કર્યા કરે અને ચટપટ કર્યા કરે અને ચીનામાં આમથી તેમ ને તેમથી આમ ધકેલા ખાયા કરે અને વળી જેટલું બને તેટલું બોલ્યાભી કરે.

ખરશેદ પણ ઘણી ચીતામાં પડી. બાવાજીએ ધમકાવી હતી માટે રૂસાઇને હમબાઇજી તો પોતાના ઓરડામાં ઓઢી પોઢીને સુઇ ગેયલાં ને કહેલું કે મારા જીવને ગમતું નથી તેથી ખાવાની નથી.



# પ્રકરણ ૧૩ મું.

## જગધરપ્રસાદ ગુરૂનો ચેલો.

" લવજી ક્યેઠે ગુમ થઇ ગીયો હશે કે આંખ આડું થયું હોશે તો માકુજી મટનબાપને શું જવાબ દેવશ ને શું મોહડ઼ે દેખાડશ !" જમાજી રડમસ થઇને બોલ્યો. " એ કહાં પાપ મારા ઘેરમાં આયુ ! આયોજ ત્યારનો એક ઘડીનો મને કરાર લેવા દીધો નથી. એના મામાનેબી કોણ જાણે કેમ દાંતમાં ખાસડું આપતો હોશે. એવા દીકરા ને ભાનેજ ને ભત્રીજા નહીં હોય તે ભલા. કોઇ સાત ભવ વાંજ્યાં રહેજો પણ એવા દીકરા ના જણુતા જો. નખોદ ગીયો તો જાણે ઉડતાં ચલ્યાંજ પકડવાનું બાકી રાખેછ. હવે કરૂં કેમ ! કહાં જાઉ ! કોણુને પુછું ! કોણુને મોકલું ! "

કદાચ જામાજી આએ પ્રમાણે આખી રાત તાહી કરયા કરતે પણ ખરશેદ તેને ધમકાવ્યો. " ઓ વાય, એમ દુશમન પટપટારો સાનો લેઇ બેઠાછ ! કેઠે જાઓની જોવોની, પરાયો દીકરો ઘેરમાં આયો તો પછી તેને શોધી કહાડવો જોઇએ. પેલા માકુજી તોફાન કરશે તે કંઇ સમજોછ કે ! જાઓ, પટેલને તાંહ ખબર આપો, પોલીસમાં તપાસ કરો."

આખરે જામાજીએ દગલી પાઘડી પહેડી અને માંફો જોડાવ્યો. જામાજીને ઘરે બળદની બે ત્રણ જોડ હતી માટે બપોરના બળદયાની જે જોડી થાકેલી હતી તેને બદલે બીજી જોડી જોડાવી અને લવજીની શોધમાં નીકળવા તઇયાર થયા.

જામાજીએ ખરશેદને કેહયું. "હું જાઉં ને લવજી આવે તો!"

"આવશે તો જમાડશ ને કહેવશ કે સુઇજા,"

"ને તેની આંગળ તું એખલીજ બેસસે કે!"

"તયારે કેમ માય માસીને ભસતાંમાંથી તેડી લાવું! વળી તમે એજ તમારૂં આગલું પીજન પકડયું કે!'

"તું તાહરે આપણા ઓરડામાં જઇને સુઇ જા ને અંદરથી સાંકળ દે. રામલાને કેહી મુક કે લવજી આવે તો જમાડે ને કહે કે બાઇની તબીયત ઠીક નથી તે પોહરેલાં છે. હું આવું ત્યારેજ બારણું ઉઘાડજે. કેમ!"

"ચાલો એમ તો એમ, તમુને રાજી રાખવા કેદ પડશું. પછી કંઇ છે!" ખરશેદ અફસોસ કરીને બોલી.

રામલાને ઘટતો હુકમ જામાજીએ અને ખરશેદે આપ્યો અને ખરશેદ પોતાના ઓરડામાં ગઇ અને ઓરડાના બારણાને માહેથી સાંકળ દીધી તે બધું જોઇ પોતાની ખાત્રી કરીને પછીજ જામાજી લવજીની શોધમાં નીકળયો, પણ જામાજી ભવીષ વરતી શકયો નહીં અને આવી રીતે તેણે ધણીઆણીને કેદ કરવા જેવી નાલાયક રીતી વાપરી હતી છતા તેને અકરાવવાને એક બનાવ ભવીષમાં ભરાઇ રહેયો હતો તે તે જાણી શકયો નહી.

લવજીની શોધમાં જામાજી પટેલને ત્યાં પોલીશ ચાવડીપર, ખજુરામાં વગેરે ધકેલા ખતા કલાકો સુધી અફડાતો હતો તેટલાં આપણે આપણા ભલા લાબડીવાળા લવજી ભાઇની ખબર અંતર લઇશું અને

તેવણે શું પ્રાકરમ કીધું અને કરે છે તે જોઇશું. તે દુકતાએ વળી કાંઇ નવો રંગ જમાવ્યો હતો, નવું કારસતાન કીધું હતું, ભોળી ખરશેદને જુદીજ રીતે ભમાવી હતી અને વળી બંહાર નીકળીને નવુંજ દારૂખાનું સળગાવ્યું હતું.

પટેલને ઘરથી તે જામાજીને રખડતા મુકી નાસી આવ્યો ત્યારે તે પોતેજ માફો હાંકી લાવ્યો હતો કારણ કે તે ચંચલ ચપરાક છોકરો જ્યાર ત્યાર વલશાડ જતો હતો ત્યાં બળદ હાંકવામાં પરવીણ બની ગયો હતો અને ગાલ્લીઓની "કહડા કહડી" કરવામાં ને શરત દોડાવવામાં તેણે નામ કહાડયું હતું અને પોતાનું તે બાબેનું નામ અને નોક જાળવી રાખવાને સારૂં તે હમેશાં વલશાડના મામાજીના બંગલાનાં તબેલામાં શરતનાં તેજી અને કીમતી ઘોધા રાખતો હતો. આમ હોવાથી તે પટેલને ઘરેથી નીકળેલો સડસડાટ બંગલે આવી પુગ્યો અને પહેલા તો પરેથા અને ચાહેતું નખોદ વાળયું અને તે પછી પોતાનુ કારસતાન ચલાવ્યું.

તે ખરશેદ આગળ ગયો. રખેને જામાજીને પાછો શક ઉપજે એવી ધાસ્તીથી ખરશેદ આએ વખતે હમબાઇ પાસે બેઠેલી હતી અને સુરવાલ વેતરી કાતરી આપતી હતી.

લવજીએ કહયું. "ખરશેદબાઇ, મારે તમુને કાંઇ વાત કહેવી છે."

"હા બા, બોલોની શું છે!"

"જરા ખાનગી છે, એમ આવોની." લવજીએ જવાબ દીધો અને પોતાની ઘણી નામરજી છતા ખરશેદબાઇને ઉઠીને જવું પડયું

અને તે દેખાવ બરાબર જોવાને સારૂ પોતાની અરધી ઉઘડેલી આંખ જોર જબરદસ્ત કરીને હુમાબાઇએ પોણી ઉંઘાડીને મનમાં બરબડી; "હોઇરે માય!"

ખરશેદ અને લવજી ઓટલાપર ગયાં. લવજી હીંડોળાપર બેઠો અને ખુરશેદ એક માચી પર બેઠી.

લવજીએ કહયું. "બહેન ખરશેદબઇ આએ તમારી હુમાબાઇ એમ મારી સાથે ઉચે મોંહડે કેમ છે!"

"એ ઉચે મોહડે નથી લવજી, એનો તો એવો સ્વભાવજ છે. એ એકાંત ને એક મારગી ઘણી છે કોઇવાર બોલેજ નહીં ને પાચ પંદર દહાડે વળી એવું બોલે કે આપરે અજબ થઇયે." ખરશેદે પોતાની સાવકી દીકરીના ગીત ગાયાં.

"એને હું એવી હાથમાં લેવશ કે તમે જોઇને અજબ થશો બહેન ખરશેદબાઇ," પોતાના કારસ્તાનનું પહેલું બીઆનું લવજી ભાઇએ મુકયું, "તમે એમ ના ધારતા કે હું તદન નાદાન ને બેસમજ છેઉં મે બી જગધરપ્રસાદ મહાચંદ ગીરીવાસી ગુરૂના હાથ નીચે તાલીમ લીધીછ હો."

"તે શું! ગુરૂ કોણ!"

"તમે નહી જાણુતાં! મારા ગુરૂએ બે ચાર નુસખા શીખવ્યાછ. મારાં ઘરની પડોશમાં એક બીચારી બાઇ ઘણી કંટાળેલી, માટી ઘણો અભાગ્યો. પછી ગુરૂએ દેખાડેલા નુસખા મુજબ એક ચીઠી એવી મેં આપી કે બઇરીનો ગુલામ તે માટી થઇ ગીંગો." લવજીએ નાખ્યું

હાંકવા માંડયું.

"વાહ—ત્યારે તો તમે કંઇ હુનર જાણોછ"

"ત્યારે આપણે શું જાનતાતા! ગુરૂ જે જાણેછ તેની આગળ હું તો ખાખ રાખ છેઉં. અમારા સગા દોશી ડોધીખાઉની બઇરીને છોકરા થતાં તાં નહીં. તે તેને એક એવુ માંદરયું બાંધી આપ્યું કે છેક ચાલીસ વરસની ઉંમરે બે જોડ છોકરાં જન્માં. સમજ્યાં મારાં બહેન!"

ભાઇ બોલ્યાં અને બહેન સમજ્યાં.

ખુરશેદ ચુપ થઇને વીચારમાં પડી અને લવજીએ જોયું કે ટુકાનો તીર આબાદ લાગ્યો હતો કારણ કે ખરશેદના વહેમ વીષે તે પુરેપુરો માહીતગાર થયલો હતો.

થોડેવારે ખરશેદ બોલી. "ભાઇ લવજી, તું મને તારી બહેન જેવી ગણેછ કની!"

"લાખ વખત. ખુદા સાહેદ છે હું તમોને બહેન તરીકેજ ગનુંછ ને બહેન તરીકેજ ચાહુ છ."

"ત્યારે તું મારૂ એક કામ નહીં કરે દીકરા?"

"એક શુ! એકોતેર કેહો તો કરૂં."

"જોની મારા જમાજી પાસે પાંચ પઇસાની પુંજી છે."

"પાંચ સાત લાખ રૂપ્યા તો કહેવાયછ."

"હશે તે જે હોય તે. પન કમનસીબે અમારે તાંહ કોઇ વારસ જનમ્યો નથી. અમોને આટી બઇયરને રાત દીસ એજ બરાપો છે.

એક દીકરો થાય તો અમારાં જેવાં સુખી કોઇ નહી"

"તો લેવોની તમુને એક માંદરયું બનાવી આપું. પણ તમે જાણોછ કે બહેન ખરશેદબાઇ, એ વાત કોઇને કહેવાય નહીં જો. જો કોઇને એ વાત કેહી તો માદરયું આપનારનું ને લેનારનું બેઉનું નખોદ વળે જોઇ તપાસીને કામ કરવું હોય, સઘળું ખાનગી રાખવુ હોય અને વીશ્વાસ મુકવો હોય તોજ એ કામ કરજો નહીં તો માંડી વાળજો. અગાઉથી કેહી મુકુંછ; પછી કહેશે જે કેહયું નહીં."

"નહી લવજીભાઇ હું તદનજ બધું છુપું ને ખાનગી રાખશ. એટલું મારૂં કામ કરી આપ, બધી મરી જાઉ."

"ત્યારે જોવો હું કેહેતુ તેટલી ચીજ તઇયાર રાખજો. અહીં બને તો અહીંવાં ને નહીં તો મુંબઇમાં તઇયાર રાખજો." લવજીનો એવોજ વીચાર કે જામાજીને સટાવવાનું અહી ચાલુ રાખવું એટલુંજ નહીં પણ મુંબઇમાંબી ચાલુજ રાખવું બલકે જાવેદાન સુધી ચાલુ રાખવું.

"શું શું ચીજ?"

ગજવામાંથી પોતાની પાકીટ બુક કહાડી તેનું એક પાનું ફાડી તે કાગળ અને મુખડપેન લવજીએ ખરશેદના હાથમાં આપીને કહયું. "લેચો લખો. કારી મરઘીની પુછડીનું પીછું, સફેદ મરઘાના જમના પગના વચલાં આગળાંનું નખ, કાગડાનો પગ, ને બીલાડીના કાનને બાલ. એ બધું કલેરાંપર મુકીને ભુંજી કહાડવું અને તે પછી છુડી જીણી ભુકી બનાવીને મલમલના કટકામાં તેની પોટલી બનાવવી. એ પોટલી બનાવીને મને આપજો અને પછી જે કરવું છે તે હું કરી

દેખાડશ"

ખરશેદબાઇએ તો આએ બધું ચપચપ લખી કહાડયું અને તે કાગળની કાપલી ચાવી ગજવામા મુકતાં તેણી બોલી: "હવે પાંચ છ દહાડામાં અમે બધાં પાછાં મુંબઇ જવાના છેઇયે.; તાહ અમારે બંગલે તમે મળવા આવજો. એ બધું તઇયાર કરીને તાંહ હુ તમુંને આપશ."

"પણ ફરીને કેહુંછ કે કોઇ આએ વાત જાણે નહીં. જામાજીને બી ના કહેતાં ને કોઇ બીજાંને બી ના કહેતાં જો."

"કદી નહીં કેહું, મરી જાઉં તો નહી કેહતું. તમે ખાત્રી રાખજો." ખરશેદ મગન થઇ આશામાં બોલી.

હવે તેઓ ઓટલાપરથી ઉતરી વાડીમાં ફરવા લાગ્યાં અને હસવા બોલવામાં વખત સપાટામાં પસાર થયો. જામાજી કેવા ધકેલા ખાતો હશે અને ખીજવાતો હશે તેનો વીચાર કરીને લવજી મનમાં હસતો હતો પણ ખરશેદ બાપડી ભોલી જામાજીના થાકની અને વહેમની વાત તદનજ ભુલી ગઇ અને પોતાની જવાનીની જુમમાં તે આમ તેમ લવજી સાથે દોડદા ધામવા લાગી અને આખી વાડી તેઓ ખુંડાળી વળ્યાં. તેઓએ પેર પાડયાં, ફુલ તોડયાં, સેતુરના જાડને પીખી કહાડયું અને એમ ગમત મેળવી ખુબ મજાહ કીધી. એમ કલાક એક નીકળી ગયો અને એક જાડ હેઠળ તેઓ ઉભાં રહી આબાના જાડ ઉપર આવેલા મરવા જોવા લાગ્યાં.

આ વેળા આપણા જામાજીને આવી પુગ્યા. લવજીએ જામાને દુરથી જોયો અને જામાજીને વધારે શકીલો બનાવવા કાજે તે ખરશેદને શેક-

હેંડ કરી ફરવા જવાને માટે ચાલી ગયો.

જામાજી અને ખરશેદ વચ્ચે શુ વાતચીત થઇ તે તો આપણે સાંભળી છે પણ આપણે એ પણ જોયું છે કે લવજી સાથે પોતાને શું વાત થઇ હતી તે ખરશેદે જામાજીને કહી હતી નહીં અને તેણીએ જામાજીને પોતાનો પહેલો સવાલ પાછો યાદ આવવા દીધોજ નહીં.

લવજી આવું કારસ્તાન કરીને વાડીમાંથી બહાર નીકલ્યો અને એતરો કુદાવતો આમ તેમ ફરવા લાગ્યો તેટલાં તેણે દુર એક જમાએ માણસોનું ટાળું ભેગું થયલુ જોયું જેથી ત્યાં શું તમાશો હતો તે જોવાને લવજી ત્યાં જઇ પુગ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### ગંભીર ગરબડનો ગોટાળો.

પેલાં દુરથી દેખાયલાં ટાળાં તરફ લવજી ગયો અને તે ટાળામાં ઘુસ્યો સાહેબ જેવો પોસાક અને ખરેખર દેખાવબી સાહેબ જેવોજ માટે અલબતાં ગરીબ ગામડયાઓએ ખસીને તેને જગા આપી.

લવજીએ જોયું કે ભઇઆજીઓ પોતાના બટેર (પક્ષી) લડાવતા હતા અને તે લડાઇ જોવાની લોકો મજાહ લેતાં હતાં. વલી લવજીએ એબી જોયું કે તેની હાજરીથી તે લોકો ખુશી થયાં હતાં નહી અને બે ત્રણ જણાઓએ તો તેને ગરબડીને ચોપરવાલીબી પોતાની દેશી

ભાષામાં ચલાવી જે સાંભળી અને સમજીને લવજીને ગુસ્સો તો ઉપ-જ્યો પણ અખાડા કરી ગયો.

આએ પ્રમાણે તે લોકોને ગુસ્સે થવાનું કારણ હતું. એવું બન્યું હતું કે આગલીજ સાંજે એક યુરોપીયન મુસાફરે એક મોરને ગોળીથી ઠાર કીધો હતો અને તેથી ગામડયાઓ ઘણા કચવાયા હતા અને લવજીને જોઇ તેઓએ એવુંજ ધાર્યું કે મોરને ઠાર કરનાર તેજ હતો. એમ ધારીને તેઓ લવજી ઉપર ખીજવાયા હતા. પણ લોકની કે ભલા ધનેતરના ખીજવાતની લવજીને શું દરકાર હતી ! જો તે જાણતે કે તે લોકો આ કારણે ખીજવાટ દેખાડતાં હતાં તો ઓરબી તેમને વધારે ખીજવવાની કોશેશ કરતે, એવો તે ભલો હતો.

બધાં લોકો મોટું કુંડાળું થઇને બેઠા હતા અને ઉભા હતા અને બે બટેર ઝનુનમાં એકકસે લડતાં હતાં તે જોઇને લોકો બુમ બરાડા પાડતા હતા. વળી આ લડાઇ ઉપર નાણાની હાર જીત પણ ચાલતી હતી. એક જોડી લડી રહી પછી બીજી લડાવી અને પછી ત્રીજી લડાવી લગભગ અંધારૂં થવા આવ્યું હતુ માટે આએ છેલ્લીજ લડાઇ હતી એવું લડાઇના કારોબારીઓએ ઠરાવ્યું. આ લડાઇ સર્વથી વધુ ઝનુની નીવડી અને આખરે એક બટેર હાર્યું અને નાઠું. તે બટેર— નાસીને લવજીની તરફજ દોડતું આવ્યું અને છેક પોતાની લગોલગ આવવા દઇને તેને લવજીએ જોરમાં એક ઠોકરની લાત જે મારી કે તે તો ઉકરૂં કુકરૂં થઇને તરફડતું તરફડતું કુડાળાંની વચ્ચે જઇ પડયું અને આંખ બંધ કરી પોતની છેવટની મંજલે ચાલતું થયું.

આએ જોઇને લોકો પેહેલાં હરનફાળ બની ચુપ થઇ ગયાં અને

પછી તેઓએ એકદમ તોફાન મચાવી મુંકયું. એકજણુ મોટેથી બરાડી ઉઠયોઃ "એ હું! કાલે મોર માયરો, આજે ટીટરને માયરૂં ને કાલે મનીખને મારહે?'

"મારો, એનેજ મારો?" બીજાએ કહયું.

બધા એકદમ "મારો મારો" કરીને ઉઠયા. લવજીએ જોયું કે હોસ્પીટલમાં જવાનો સોદો થયો હતો માટે તેણે એક મુક્રી પોતાની ઉપર ધસી આવનાર એક માણસના થોભરાંમાં લગાવી તેને ચટોપાટ નાંખ્યો, બીજાને ગોલાંટ ખવાડી ગબડાવી દીધો અને ત્રીજા ઉપરથી કુદીને નાઠો. બટેર મારવા ઉપરાંત માણસોને પણ માર્યા તેથી લોકો ઝનુની બન્યાં અને જે હાથમાં આવ્યું તે લઇને લવજીની પુઠે દોડયાં. આ વેળા અંધારૂં થયું હતું અને લવજી પોતાનો રસ્તો બરાબર જાણતો હતો નહીં. તે કુદકા ભુસ્કા મારતો નાઠો અને એક ખેતરમાં પેસી ગયો. ઉઘાડે પગના ગામડયાઓ દોડવામાં તેના કરતાં વધારે ચપળ હતા માટે તેઓ તેની નજદીક આવવા લાગ્યા હતા માટે તેણે એક તરફ વળાણ લીધી અને એક ગીચ ઝાડીમાં તે ભરાઇ ગયો. આ ઝાડીમાં ગુઠણ સુધીનો કીચલ હતો જેમાં લવજીભાઇ ફસી પડયા, પણ તે ગુપચુપ ત્યાં દબાઇને ઉભોજ રહયો અને ગાંડા ગોવાલ્યાંની માફક ગામડયાઓનું ટોળું સરભોગ સીધું દોડતું ગયું તે તેણે ચીમાઇને અંધારૂં છતાં જોયું.

"એ કીહા ગીયો--ગીયો કીહા?" કરતાં લોકો તેને શોધવા લાગ્યા અને લવજી તો બીલાડાની માફક ચું કે ચાં કરયા વના સ કો ચાઇને પોતાની જગાએ ઉભોજ રહયો. લોકોએ આમ તેમ શોધવાનું

આછુજ રાખ્યું અને પછી તદનજ અંધારૂં થયું હતું મારે લોકો ધીમે ધીમે પોતાને વગે સગે થઇ ગયાં. તો પણ લવજી પોતાની છુપાવાની જગાએ બીજો અરધો કલાક છુપાઇજ રહયો અને પછી તે ધીમેથી બહાર નીકળ્યો. તે ખરડાઇ લચરાઇ ગયો હતો અને ઝાદીના ડાળ પાંખડાંથી તેના ચહેરા ઉપર સહરેતા પડયા હતા.

તે બહાર નીકળીને બરબડયો: "જીવતો બચ્યો ખરો. આજની સાંજ વણી યાદગાર રહી જશે. આજે રાતે એવો બનાવ બન્યોછે કે મારી જીંદગીમાં નોંધી લેવા જોગ છે."

પણ લવજીને કયાં ખબર હતી કે આજે રાતે એવા બીજા ઘણા બનાવો બનવાના હતા જે તેને આખી જીંદગીભર યાદગાર થઇ પડનારા હતા! ભવીષના પરદામાં તે કેમ જોઇ શકે!

લવજી હવે ઘરે જવા લાગ્યો પણ રસ્તો ભુલ્યો. આમ તેમ ઘણો અહડાયો અને કોઇને પુછવાની પણ તેની હીંમત ચાલી નહીં કારણ કે જેને તે પુછે તે તેની પુઠે દોડેલાં માણસો માહેલો રખેને એક હોય એવી તેને ધાસ્તી હતી. આખરે હીંમત કરીને રસ્તે જતી એક ઘરડી ડોસીને પુછયું અને તેણીએ નીશાની આપવાથી ખરે રસ્તે પડયો અને છેક મોડેથી જમાજીના બંગલામા તે આવી લાગ્યો. આ વખતે જમાજી તેની શોધમાં થોડાજ વખતનો રવાનો થયો હતો. તે ચુપચુપ પોતાના ઓરડામાં ગયો અને જોય છે તો અબદુલ મજેહ તરેહથી જમીનપર લાંબો છર થઇને ગરોગર ઉંઘતો હતો. તેને આ પ્રમાણે જોઇને લવજી ખુશી થયો કારણ કે તેનો પોતાનો હાલ અવતાર કોઇને દેખાડવા જેવો હતો નહીં તેણે ચુપચુપ પોતાના દીલ ઉપરના સઘળાં કપડાં

ઢ્હાડી નાંખ્યાં અને સદ્દરો તથા સુરવાલ દીલમાંના બદલી નાંખ્યાં.

તે ભુખો દાંસ થઇ રહેલો હતો માટે તે પોતાના ઓરડામાંથી બહાર નીકળી નીચે ઉતર્યો. આ બંગલો એક મજલાનો હતો. તે રાંધણી તરફ જતો હતો તેટલાં રામલો તેને સાંમે મળ્યો અને તેને જોઇને બોલ્યોઃ "છાબ ખાવાનું લાઉં કે!'

"હા, જલદી લાવ."

રામલાએ દોડી જઇ ભોજણ લાવીને હાજર કીધું અને મોટા મોટા દણુસા મારીને લવજી જમવા મંડી ગયો. જમતાં જમતાં તેણે રામલાને સવાલો કરવા માંડયા

"રામલા બાઇ લોક જમ્યાં કે!"

"ના છેઠજી. નાહ્લી બાઇને મોટી બાઇના જીવને અસુખ સે તે પોહરી ગીયેલાં ને મોટા છેઠ તો બાહર નીછરી ગીયેલા."

પણ રામલાની વાત ઉપર લવજીનું ધ્યાન ઝાઝું લાગ્યું નહીં કારણ કે જમવાના ઓરડાની બહાર બીજાં માણસોને પોતપોતા વચ્ચે વાત કરતા તેણે સાંભળ્યાં.

તે બે માહેલા એક બોલ્યોઃ "કીહેજે મારા છોકરાએ તો લાતે લાતે ગુંદી ગુંદીને પચી, તી, ટીટર મારી લાખેલાં.'

"તે અવે બધા હું કરહે?" બીજાએ પુછ્યું.

"હું કરે? તેને બધા છોધતા છે એમ તો કાહે. ઘરેઘર ને વાડીએ વાડી છોધે. ઇક્‌બી છોધવા આવછે હો."

"તે હું કો જાંગલો હતો કે!"

"કો કીહે જે જાંગલો ઉતો, ને કો કીહેજે તે તો પારછો ઉતો ને વરી કો તો કીહી જે કાબુલી મછલમાન ઉતો."

લવજીના તો ટાંકા ઢીલા થઇ ગીયા. ઉતાવળે ઉતાવળે તેણે ખુબ તરેહથી ખાઇ લીધું અને પછી તે પોતાના ઓરડામાં ઉતાવળે જવા નીકળ્યો. તે જમવાના ઓરડાની બહાર નીકળે છે તેટલાં તેણે વાડીમાં પાંચ સાત માણસોને આવતાં જોયાં અને તેઓ વળી મોટે મોટે બોલતાં અને ગડબડ કરતાં હતાં. "એને મારી નાંખવો જોઇયે" "પોલીસમાં મોકલવો જોઇએ" "માથું ભાંગી નાંખું" એવા બોલો બી તેણે સાંભળ્યા.

તે તો આવો દેખાવ જોતાં અને આવા બોલ સાંભળતાંજ ઘભરાયો અને દાદર ઉપર બબે ફાંડયે સપાટામારીને ચહડી ગયો અને પોતાના ઓરડા તરફ દોડયો અને ઓરડાનું બારણું ઉઘાડવા ગયો તો અંદરથી બંધ થયલુ તેને માલમ પડયું.

ઓરડાનું બારણું અંદરથી બંધ થઇ જવાનું કારણ હતું. આપણે આગળ વાંચી આવ્યા છીયે તેમ લવજી જ્યારે કપડાં બદલવાના પોતાના ઓરડામાં આવી પુગ્યો હતો ત્યારે તેણે અબદુલને ઉંઘતો જોયો હતો. લવજી જમવાને સારૂ નીચે ઉતરયો તે પછી અબદુલ જરા જાગ્યો અને શેઠ આવ્યા કે નહી તે જાણવાને તે ઉઠયો અને લવજીના કપડાં અને યુરોપીઅન ધપની ટોપી ત્યાં જોઇને ધાર્યું કે શેઠ આવીને ઉંઘાઇ ગયા હશે અને એમ વીચાર કરીને તેણે બારણું બંધ કરીને અંદરથી અડગરો દીધો અને પાછો સુઇ ગયો

અને બરદો નાંખતાંજ પાછો મુઆંને મળવાજ ગયો.

આમ થવાને સબબે લવજીએ પોતાના ઓરડાનું બારણું બંધ થયલું જોયું. હવે કેમ કરવું કોઇ માણસોનો અવાજ વધારે નજદીક આવતો સંભળાયો અને વળી કોઇ દાદર આગળ આવીને હરૂસે વાત કરતું હોય તેમ પણ લવજીને સંભળાયું. તે પોતાના ઓરડા આગળથી ખસીને બીજા ઓરડા આગળ ગયો અને તેનું બારણું ઉઘાડવાની તેણે કોશેશ કીધી. જોર કરીને જીવપર આવીને તે ઓરડાનું બારણું તેણે દાબ્યું તો અંદરથી બારણાને દીધેલી સાંકળ તરાર કરતી ભાંગીને ઉડી ગઇ અને બારણું ધરાર કરતું ઉઘડી ગયુ.

જેવું બારણું ઉઘડયું કે લવજી તેમાં ઝપાટાબંધ દાખલ થયો અને તે ઓરડામાં એક ઘોલ્યો જોયો કે તરતજ તેની કુરતની ઉંચકી મારી છલાંગને ઘોલ્યાપર ચહડી ગયો. પણ તેની અજાયબીનો શું પાર ! ઘોલ્યાપર એક બીજુ માણસ સુતેલું હતું અને તે માણસ કોઇજ નહીં પણ ખરશેદબાઇ પોતે હતી.

ખરશેદબાઇ ભર ઉઘમાં પડેલી હતી અને ઘોલ્યાપર છલાંગ મારીને લવજી જેવો ચહડયો કે ખરશેદબાઇ જપકી ઉઠી અને બોલી " ઓ માયરે ! એ કોણ ?"

લવજી તરતજ સમજી ગયો કે કાંચુ કપાયું હતું. તે બીજીજ છલાંગ મારીને ઘોલ્યાપરથી કુદીને પાછો જમીનપર આવ્યો પણ તેને વધુ ભટકાવનારો દેખાવ ત્યાં હાજર હતો. તેની સાંમેજ જમાજી હાથમાં હરીકન ફાનસ લઇને ઉભેલો હતો તેણે લવજીને ઘોલ્યાપરથી કુદી ઉતરતાં જોયો અને વળી તેણે ઉંચકાઇ ગયલી કુરતનીના છેડાને

સઞળે ઘોડ્યાપર ખરસોદને બેઠેલી પણ જોઇ. કેવું સાંટક !

જમાઈ તો ગુસ્સા, ઝનુન અને અજાયબીથી ગોયા શુંગલાઇજ ગયો. તેને મોહડે ફીણ ચહડી આવ્યું અને માથે લોહી ચહડી નહીં ગયું એ એક મોજેજો થયો. તે મોહડેથી બોલી શકયો નહીં પણ હાથ પગ હીલાવી શકયો. તેણે હરીકન લેંપ જમીનપર મુકી દીધું અને પડોશમાં એક ખુરસી હતી તે ઉંચકીને છુટી લવજી તરફ ફેંકી.

પણ લવજી આ સઘળો મામલો જોઇ કેવું કાંટાનું કટેસર થઇ ગયું હતું તે ચેતી ગયો અને તે નાઠો. દરવાજામાં તો જમાઈ પોતેજ ઉભેલો હતો અને જમાઈના હાથી જેવાં જોરનો તેને-પહેલેજ દહાડે કીધેલી શેકહેંડ અને બગલગીરીથી અનુભવ મળ્યો હતો માટે તે તરફ જવું અને વાઘના દાચાંમાં જાણી જોઇને હાથ આપવો બરાબર હતું એવું તે જાણી શકયો માટે તેથી ઉલટી દશાએ તે દોડયો. તે ઉલતી દીશાએ બારી હતી અને સપાટામાં બારીપર ચહડી તેની બહારની પાળ ઉપર તે ઘડીભર ઉભો રહયો અને બીજીજ પળે બારીની પાળ હાથમાં પકડી અધર થોડીક પળ લટકી તેણે જમીન તરફ નખાવી દીધું. પણ ખુદ તે જમીન ઉપર પડયો નહીં, પણ કોઇ માણસના બદન ઉપર પડયો. તે જે માણસના બદનપર પડયો હતો તે તેના વજન અને જટકાથી ગોલ મોરકુ થઇ ગયો અને જમીનપર ગોલાંટ ખાતાં તે બોલ્યો:

"પણ નખોદ ગીલા એ થયું શું ! જાણે અધુરૂં હોય તેમ પુરો દોદરો કરેછ કે ! ઘેરથી નીકળતી વખતે કોઇ કારી બીલાડી તો આડી નહીં ફરી ગેઇતી ?"

તે અવાજ લવજીએ સાંભળ્યો અને ઓળખ્યો. તે અવાજ તેના હેતવંતા મામાજી માકુજીનો હતો. પણ વધારે જાણવા સાંભળવા તે થોભ્યો નહીં. બટેર મારવા માટે કોઈ પકડવા આવશે તેની તેને ધાસ્તી હતી. ખરશેદની સાથે જોવાથી જામાજી તેનો ગુદરેશદલો બનાવી નાખશે તેની તેને ચીંતા હતી અને મામાજી તેનું આંદર ભરી દેશે તેની તેને ફકર હતી માટે જેવો તે જમીન ઉપર ગોલાંટ ખાઇ ગયો તેવોજ પાછો ઉઠયો અને સદરા અને સુરવાલપરજ-ઉઘાડે પગે અને ઓડે માથે-વાડીમાંથી નાસી, જાંપામાંથી પસાર થઇ ચાટોકલ તે જંગલ તરફ દોડયો.

તે દોડયો-યા હોમ જોરમાં દોડયો-કયાં તે જતો હતો તેનો ખ્યાલ કર્યા વના દોડયો અને બહુ દુર નીકળી જવા પછી હાંફ ચઢયાને સબબે તે થોભ્યો અને બનેલા બનાવો યાદ કરી તે બેઅખત્યાર હસવા લાગ્યો. કેવું રમખાણ તે કરી આવ્યો હતો અને કેવી ગંભીર ગડબડ તેને મચાવી હતી તેનો તેને ખ્યાલ આયો હતો ખરો પણ તે હમેશની રીત મુજબ તે સઘળું રમુજી બનેલું ગણી લીધું અને તેમ ગણી લેવાને સબબેજ તે હસવા લાગ્યો



## પ્રકરણ ૧૫ મું.



### માકુજીનું સરઘસ.

માકુજી બુમ બરાડા પાડના ધુળમાં આલોટયાં મારતા હતા ત્યારે બંગલાના ઉપલા મજલાની એક બારી ઉઘડી અને તેમાંથી નાનુ તર-

ભુચ જેવું એક માથું બહાર આવ્યું અને હમબાઇનો અવાજ સંભળાયો. "એ કોણ મુઓ જીવ ઝીખાતેછ! એ છે કોણ!"

આ વેળા એક નોકરે જવાબ દીધો. "એ તો આપરા લવજી ભાઇના મામાજી માકુજી આવેલા."

"મુઓ ભાણેજ જેવો લફંગો છે તેવોજ મુઓ મામોણી લુચ્ચો લાગેછ." હમબાઇ બોલી. "રાત પડી જીવ સાનો કહાડતો હોશે! સીક માણસ સુતેલું છે તે જોઇ નહી મરતો કે! મુઓ કાફર, મારી હીર જેવી ઉંઘ લાધી ને બધી નકામી ગડબડ કીધી. મુઓ વરી ગવંડરનો દીકરો આયો કની તે સપારૂં લાયોછ."

મામાજી જેમ તેમ ઉભા થયા અને મનસે બરબડયા "આએ આપરી ભવીપની વહુ જોઇ કે! લવજી એવી માશુકથી નાસી ગીયો તેમાં હું હવે અજબ થતો નથી."

ખરેખર; ખરશેદબાઇએ તેજ સાંજે લવજીને કહયું હતું તે ખરૂં જ હતું કે હમબાઇ ઘણું બોલની હતી નહી પણ પાંચ પંદર દહાડે જ્યારે બોલતી ત્યારે અજબ પ્રકારનું બોલતી અને તેજ મુજબ હમણા અજબ પ્રકારનુંજ તે બોલતી હતી.

પણ હમણા રાત પડી છેક મોડેથી આપણા જીભરાયા માકુજી મટનચાપ મામા અહીં ક્યાંથી એકાએક કુદી નીકળ્યા! એ બાબતનો બરાબર ખુલાસો આ ટાંકણે આપવો જોઇશે.

માકુજીએ પોતાના એકપુરા ભાણેજ ઉપર ત્રણ ચાર કાગળ લખ્યાં હતાં પણ લવજીભાઇ એક તો કામના કુરા ને દીવાસળીના જુરા

પડયા તે કાગળનો જવાબ લખવાની તેને ફુરસત મળી નહીં. મામાનો તાંત્યો જરા રતી સાજો થયો હતો માટે મામાએ ધારયું કે "ચાલો આપરેજ જઇને ભાણેજની જરા ખબર તો લઇયે; એ વળી ત્યા શુ વેપાર ધંધામાં રોકાઇ ગયોછ ને શું આખું ભાંજીને આટો કરેછ તે જરા જોઇએ તો ખરા ને જમાઇને મળ્યે ભેટયે તો ખરા."

એવો વીચાર કરીને મામાજી કાંઇબી જણાવ્યા વના એકાએક નીકળી પડયા. સાજના ચાર વાગે તેવણે બળદનો માફો જોડાવી, તેમાં ખુબ તરેહથી ગોદરાં, તકયા, સુજની ચારસા સીચાવી માહે પોતે બેઠા એવી મતલબે કે પોતાના તરતના સાજા થયલા પગને ગાલ્લી ચાલવાના આચકા ઉંચકી લાગે નહીં.

આએ માફાને લવજીની પસંદગીના ઝરત તોફાની અને તેજી બળદયા જોડેલા હતા અને માકુજીએ ગણત્રી કીધી હતી કે "આવા બળદ હોવાથી ઘણું તો પાંચ વાગ્યામાં પારડી પુગી જઇશું અને છ વાગ્યા અગાઉતો બધાં મલી ભેટી નવા જુના થઇ જઇશું." તેવણુની એવી ગણત્રી હતી ખરી પણ વીધાતાની ગણત્રી વળી જુદીજ હતી માટે તેવણ અરધે રસ્તે રવડી મુઆ.

થયું એમ કે હમેશ મુજબ માકુજીએ પોતાની સાથે પોતાના એડીકા ચપરાસી કાસમને લીધો હતો અને કાશમ ગાલ્લી હાકવા બેઠો હતો. જાતના મીયાંજી પડયા અને ગામડાંનાં લોકો વચે જરા ભપકો અને દમામ દેખાડ-વાનો શોખ થઇ આવ્યો તથા ગાલ્લી જપાટામાં હાંકવાંની તાલીમ પોતાના ડાહ્યા ડોહરા નાના શેઠ લવજી તરફથી લીધેલી એટલે ટેસ્તમાં મીયા આવી ગીયા અને બળદયાઓના પુછડાં મરડી જપાટામાં ગાલ્લું હાંકવા

માંડયું. બે પાંચ વાર માકુજીએ બુમો પાડી ગાડી ધીમે હાંકવાને ફરમાવ્યું અને એક વાર તો ગાલ્લીમાં બેઠા બેઠાએજ લાકડીનો ગોદો કાસમની ગરદનમાં લગાવી ગાલ્લી ધીમી હાંકવાની સમજ આપી.

આએ પ્રમાણે માકુજી પારડી તરફ આવતા હતા તેટલાં વચે વાંકી નદી આવી અને નદીમાં ગાલ્લી ઉતારી. વલસાડમાં આ નદીને માટે કહેવત છે કે "નદી બાંકી તો કયા મીયાસેબી બાંકી!" તેમ મીયાએ તે નદીમાં પણ બળદયાં દોડાવવાનુજ ચાલુ રાખ્યું આથી થયુ એમ કે નદીમાં પાણીની હેઠળ મોટો પથર છુપાઇ રહયો હશે તે પર ગાલ્લીનુ એક પઇડું ચહડી ગયું, ગાલ્લી ઉભી થઇ ગઇ, આંક ભાંગી ગયો અને માકુજી, ગોદરાં, સુજની, ટકયા સઉ ઢગલો થઇને નદીમાં બચકોરાયાં.

બળદોએ તોફાન કીધું; ઉલ્ટાઇ ગયલો માફો એક બળદ પશ્ચીમ તરફ ખેચે ને બીજો ઉતર તરફ ખેચે, માકુજી માથાથી પગ સુધી તરયા ઝાટક થઇ ગયા; માકુજીની પાઘડી તો જાણે જે સ્તનાં છીજરાંનો ઢગલો અને ગોદરાં ચારસા તકયા તો જાણે પાણીના પોપચા; તેમાં વળી માકુજી શેઠના ચસ્કેલા મીજાજનું તો પુછવુંજ શું!

બે ત્રણ દુબરા ધેરયા દોડી આવ્યા અને તેમની મદદથી પહેલાં તો "હાઇ ડોસ–હાઇ ડોસ" કરીને માકુજીને ઘસડી ખેચી, ઉંચકી સાંચકીને કીનારે હાણયા અને પછી ગોદરાં સુજનીનો ખીચડો લાવવામાં આવ્યો અને તે પછી બળદયાઓને ગાલ્લીથી છોડી કીનારે લાવતાં એકુ માણુસનું પેટાખાનું બળદયાએ ફોડી નહીં નાખ્યું એ અજાયબી ઉપજાવનારી બાબત હતી બને કારણુ કે પોતાને પસંદ કરીને લાડમાં ઉધાર-

નાર નાના માલેક લવજીભાઈના જેવાજ આ બળદયા ઝાપકીવાળા હતા અને જે બી માણસ તેમની આગળ જતો તેને ધરી ધસીને માથું મારવાનીજ ચંચલાઇ તેઓ દેખાડતા હતા.

બધું ખુરચણ કીનારે આવ્યું અને માકુજી પોતાના પગને નામે રડયા કરે કારણ કે રખેને સરદી લાગી જાય તેની તેને ધાસ્તી હતી.

પણ હવે કરવું કેમ!

આએ વખતે એક ભલો ભાઠેલો મદદે આવ્યો. તેને સુચના કીધી, કાસમે ટેકો આપ્યો અને માકુજીને તે સુચના ધ્યાનમાં ઉતારવાની તથા કબુલ કરવાની ફરજ પડી કે તે ભાથેલાનાં ધરમાં હાલ તરત તો માકુજીએ જવું, પોતાનાં કપડાં કહાડી ભાઠેલાના કપડા પહેડવાં અને ભાંગેલો આંક કહાડી નાંખી નવો નાંખવામાં આવે તે અરસામાં કોઇ માણસને ગામમાં મોકલી કોઇ ગાડુ ભાડુતી મગાવવું અને માકુજીને ગામમાં પધરાવવા. આએ નકકી થયું અને દરખાસ્ત એક મતે પસાર થઇ. તે ભાઠેલો ખેડુત હતો અને ખેતરમાં તેનું ઝુપડું હતું જયાં પાણીનાં ટીપાતા ટપકાતા માણેકજી જઇ ચહડયા અને ત્યાં પોતાના કપડાં કહાડી ભાઠેલાએ તઇયાર કરેલો વાગો પોતાના તન બદનપર સણગારયો.

વળી માકુજીએ પહેરેલો વાગોબી નામચીન હતો. બંડી અને ધોતયું બીજુ કાંઇજ નહીં. માકુજીનો જીવ સુવ્રઇને કમકમીને ખારસ્તે હાલ થઇ ગયો કારણકે બેહસ્તી એક તો ભણનાર ગણનાર અને ધર્મી સકર્મી શારી તે સદરોબી બદનમાંથી કહાડી નાંખવો પડેલો તે જીવ ઘણોજ બીચારાનો કચવાયો.

ભાથેલીએ કપડાં ચુલ્લાહ આગળ સુકાના મુકયાં અને ભાઠેલો

તથા કાસમ માકુને નવો આંક બેસાડવાનાં કામ ઉપર સરવળ ચલાવતા ઉભા ત્યારે એક કુબરો ગામમાં ગાડી લેવા દોડયો.

ગામડાંમાં માણુસો કેટલી જડપથી કામ કરે છે તેતો સઉ કોઇ જાણે છે. બાર દહાડે અઢી કોશની મજલ કરવા જેવો મામલો હતો. કામ કરનારાઓ કામ કરવાને બદલે ગોરાયા કરવામાં વધુ રોકાના હતા માકુજીનેતો એવું થાય કે એ પાંચ માણુસો હાથમાં આવેતો તેમને ખુબ તરેહથી લાકડી લાકડીએ મારે તો જરા જીવ ઠરે.

હળવે હળવે વખત વહેતોજ ગયો અને ભીણુાયલાં કપડાં સુકામાં નાખ્યાં તે માકુજીએ પેહડયાં, માથે હાથ દઇને બેઠા, બળાપો કાધો, જળાપો કાધો, જરા એમ તેમ ફરયા પણુ તેથી જો કે વખત વહેતો ગયો તો પણુ છુટકારો થયો નહીં. આખરે ગામમાંથી ગાડું આવી લાગું અને તેમાં ચીકાર ઘાસ ભરીને માકુજી બેઠા અને પાછા પારદી તરફ ચાલ્યા.

ગાડાંના છેક છેડાપર કાસમ તો ગુપચુપ ચોરની કાની બેસીજ રહયો કારણુ કે માકુજીનો બધો ધુબારો તેની ઉપરજ હતો પણ કાસમ અવાર નવાર બીહી બીહીને એટલોજ ઇશારો કરતો હતો કે બલડયા બડા બદજાત હતા અને હાથમાં થોભ્યા નહીં તેથી આએ હોનારત અને અકસમાત થયો હતો.

છેક મોડેથી થાકેલા લુસ થયલા, ભુખા દાંસ, દોડરાયલા હાડમાર થયલા માકુજી ઘરે આવ્યા અને બાયેલાને એવી રકમ આપી કે તેણે પ્રાથના કીધી કે આવા અકસમાત દરરોજ થાય તો સારૂં અને આએ શોઠયો જ્યારે-

બી આએ તરફથી જાય ત્યારે આવોજ ખરચામુદ્દી બને તો એક બે નવાં ખેતર ખરીદવાનું બને.

કાસમ આએ વણીફ્રામાં અગાઉ પોતાના શેઠની સાથે આવી ગયો હતો માટે સઘળાં ખુણાં ખાંચરાં જાણી રહેલો હતો માટે તેણે ગાડી ટુંકે રસ્તે લેવડાવી અને વાડીના પાછલા જાંપા આગળ ગાડી ઉભી રખાવી. શેઠને ઘર સુધી મુકવાને ત્રણ ચાર દુબરા સાથે આવ્યા હતા કારણ કે શેઠે આપેલી ચેરીમેરીથી તેઓ એવા તો મગન થઇ ગયા હતા કે શેઠની નોકરી ચાકરી છેવટ સુધી કરવાનો અને બની શકે તો બીજો એક પુરવનનો પાન પાવલો લેવાનો તેઓએ ઠરાવ રાખ્યો હતો. આએ સરઘસ વાડીમાં દાખલ થયું અને જે માણસોને જોઇને તથા જે શબ્દો સાંભળીને લવજી ઘભરાયો હતો તે માણસો આએ સરઘસવાળાંજ હતાં અને તે શબ્દો માકુજીનાજ હતા અને તેવણુજ બરાડા મારી કાસમ ઉપર હજુ ધુગારો ચલાવતા હતા, અને તેનેજ દમ ભરાવી ઘોંખ્યારૂં કરતા હતા.

પાછલે દરવાજેથી જ્યારે માકુજી દાખલ થયો. ત્યારે તેજ વખતે આગલે દરવાજેથી જામાજી દાખલ થયો. તે લવજીને શોધી ખોળી થોડી ઘણી બટેર સંબંધી બાતમી મેળવી પાછો ફર્યો હતો અને દરવાજાપરથીજ તેણે જાણ્યું કે લવજી તો ઘરે આવી ચુકયો હતો માટે પહેલાં ખરશેદ કહાં હતી તે જોવા તે દોડયો અને તે જોતાં તેને શું દીઠું અને તેને શું થયું તે તો આપણે જાણી ચુક્યા છીએ.

લવજી છલાંગ મારીને નાઠો અને જામાજી શુ કરવુ તેની મુઞ-

વણુમાં હતો તેટલાં માકુજીના ખરાડા અને હમબાઇનો ચીચવાટ તેણે સાંભળ્યો માટે ખરશેદને ખખડાવવાનું, તેની સાથે મારામારી કરવાનું ગાળો દેવાનું વગેરે મુલતવી રાખી તે નીચે દોડયો અને ઘણા આવકાર તથા સભ્યતાથી તેણે માકુજીને બા ઇઝને ઘરમા લીધા.

થોડા વખતમાં બધું ઠગીઠામ થયું પણ ખરશેદ તો ઓરડામાંથી બહાર નીકળીજ નહીં કારણ કે પોતાના જીવને અસુખ હતું એમ જણાવી તે ઓરડામાં ભરાઇજ બેઠી અને હમબાઇ પણ ઓરડામાં ભરાઇજ રહી

જામાજીએ પોતાથી બની તેટલી ખીદમત અને પરોણાગત માકુજીની કીધી, તેને જમાડયો અને રખેને તેને સરદી લાગી જાય અને ગાઉટનું જોર પાછું થઇ આવે તેની ધાસ્તીમાં તેના આખાં બદનપર ગરમ કીધેલો બ્રાંડી અને મરીની ખુબ તરેહથી ભર ચોપડ કીધી, પગ ઉપર પાંચ પદર ફલાનેલના પાટા લપેટયા, ગરદન અને ગલાંની આસપાસ ગલે બધે વીટાલ્યા, માથું મોહડું સઉ ઢંકાઇ જાય તેવી કાન્થા ટોપી પહેડાવી, ધોલ્યાપર સુવાડયા. ઉપરથી બે બંડુસ અને ચાર સુજની ઓઢાડી અને એમ તેવણુને ગરદન માર્યા.

આએ બધું કામ પુરૂ કરવા પછી જામાજી કાકા ખરશેદબાઇ કાકી આગળ પોતાનો પીટો ખાલી કરવા અને ખુલાસો મેળવવા પોતાના ઓરડામાં ગયા.

હવે આએ ધણી ધણીઆણીને પોતાનું માથું છુખી લેવાને, માકુજીને સુજની બંડુસ હેઠળ દટાઇ રહેલા ઉંઘતા દઇને અને

હમબાઇને બરબડની છોડીને આપણે લવજીની પુઠે જઇશું કારણ કે આપણને હવે આએ પારડીના વણીકામાં શોભત્રાની અને ત્યાંના બનાવો જાણવાની હાલ તરત ઝાઝી જરૂર નથી.



## પ્રકરણ ૧૬ મું.



## નવી મુલાકાત-નવી દોસ્તી.

"મોત્યા દીકરા, ચાલ; ચાલ મારા મોત્યા; મારો બાપો કરૂં, ચાલતો; હેડ." એક બળદનો એકકો ધીમેધીમે ઉડવાડા તરફ જતો હતો. બે માણસ જેમ તેમ દબાઇ ચંપઇને બેસે તેવી તે નાની છાબડી હતી અને તે નાની ગાલ્લીને એક તેવું નાનું ઘેટાં જેવું ગેણ્યું જોડેલું હતું. તે ગેણ્યું ફરએ હતુ અને માસ અને ચરબી બદનપર એટલી ચહડેલી હતી કે ગાડું ઘસડવાના કરતાં પોતાનું બદન ઉંચકીને ચાલવા મારે તે બલદયું વધુ મહેનત કરતુ હતુ. તે છાબડીમાં બેઠેલો માણસ તે બળદયાના જેવોજ ફરએ ગામડયો બળદયાંને–જેનું નામ મોત્યો હતું તેને ચાલવાનું ઉતેજન આપવા સમજાવી પટાવીને કહેતો હતો અને ગેણ્યાંને તરેહવાર ડાહી ડાહી અક્કલની વાત સમજાવતો હતો.

"ચાલ મારા બાપા, તારી હેહાણી આજે મગન નીહ થાવાની જો. મને કીયેલું કે 'હાંભરે કે! પનર રૂપ્યા વના ઘાહ વેચતો રખે' ને ઉંએ તો હારા ચઉદ મહી વેચેલું ને તારી હેહાણી જારેજ઼ર તોરી લાખહે ને ભલું ભલું બોલી હભલાવહે. મોત્યા, બાપુ, ચાલ."

બળદયું ધીમેધીમે હેંડતું હતું તેટલાં તે એકદમ ભડકયું, તેના આગલા પગ જમીનથી થોડાક ઉંચકાઇ ગયા, પાછા જમીનપર પડયા અને તે ચારે પગે દોડયું. આમ થવાનું કારણ હતું. એક જબરૂં મોટું વજન ગાડીના પાછલા ભાગ ઉપર આવી પડયું હતું જેથી ગાડી ઉલાર થઇ હતી અને એવો જબરો ઝટકો લાગ્યો કે આ હમેશનું ઠંડું બેસ ગોવ્યુ પણ કોઇ અસાધારણ મોટો બનાવ બનેલો સમજી ભડકીને દોડયું હતું. આ આંચકા અને ઝટકા તે ગાડું હાંકનારને પોતાને પણ લાગ્યા. તે કુરબે ગામડયાનું નામ પેસલાભાઇ હતું. જાતનો અલબતાં પારગી હતો. ઉમર ૪૦ કે ૪૫ ની જણાતી હતી.

આ વેળા તરતનો ચાંદ ઉગ્યો અને દેખાવ ખુશનુમા લાગતો હતો પણ આ ગરીબ ભોલો ગામડયો ડોકું ફેરવીને પોતાની પીઠ પાછળ જોવાની હીમત કરી શકયો નહીં કારણ કે રખેને કોઈ ભુત ભમાટાનો ચાળો હોય એવી તેને ધાસ્તી પેઠી હતી. તે તો દાંત કચકચાવીને દોર બે હાથે ખેંચીને ધધણતો બેસીજ રહ્યો અને બળદયું થોડેક જોરમાં દોડવા પછી ઠંડુ થઇ ગયુ અને ગાડાંમાં બેવડો વજન થવાથી વધારે ધીમું પડી ગયું.

આ વેળા ગાલ્લીના પાછળા ભાગ ઉપર પડેલા વજન તરફથી વાજ આવ્યો. "કેમ પટેલ! કયાં ચાલ્યા!"

ભુટ દાકણ કાંઇ એમ બોલે નહીં એવું પેસલો નાનપણથી બાપઇ મમઇને મોહડેથી શીખ્યો હતો માટે તેણે હીમત ધરી અને "કોણ છે ભાય!" કરીને તેણે માથું ફેરવીને જોયું. એક માણસ ખોડે માથે, ઉંધાડે પગે, ખરડાયલો લચરાયલો, સુરવાલ અને સદરા ઉપર બેઠો હતો.

તે આપણો નામાંકીત લવજી લફંગો હતો.

તેને જોઇ પેસલો ધભરાયો અને કલવાઇ પડીને બોલ્યો. "અરે ભાય, મારી પાહે કાંઇ નીહ મીલે. આ દમણી છે, જોઇયે તો લીજા. તુ છે કોણુ ?"

"તું શું ધારેછ ! હું કોણુ હોવશ વારૂં !"

"વાટ પાડો તો નીહ !"

"વાટ પાડો હોય તે તો છરી ચુલ્યા, બાટલી બટા લઇને આવે. હું તો વટેમારગુ છેઉં. સમજયો !"

"આવો વટેમારગુતો આજેજ દીઠલો."

"તું કહાં જાયછ !" લવજીએ પુછયું. "તારૂં નામ શું !"

"ધરે." પેસલાએ જવાબ દીધો. "ને નામતો પેહલો."

"તે તારૂં ઘેર કયાં !"

"હોડ ફ્રયાં માં,"

"તયારે આજની રાત મને તારે ધરે લઇ જા."

"અરે નારે બાપા, તુને કહાં લીજાઉં ! મારી ઘેર મારી બપઇ મને મારી લાખે ને તુંનેઓ કુપી પીખીલાખે."

"તે તારી ઘેરવાલીને હું સમજાવી લેવશ. બઇરાંને કેમ સમજાવી પટાવી લેવાં તે હું બરાબર સમજુંછ."

"નારેના. તું ઊતર મારા બાપ. માપ કર ને તારે રહતે હેરડે ચાયલો જા. મોંડો ઉગારો મુક બાપા મોંડો ઉગારો મુક." બે હાથે

સલામ કરીને પેસલો કરગરીને બોલ્યો.

પેસલાએ દમણી ઉભી રાખી દીધી અને લવજીએ તેને ઘણોખી સમજાવ્યો પણ તેતો નાનો નાજ કહે.

આ વેળા પછવાડેથી કોઇ માણુસ દોડતું આવતું હોય એવું લવજીને દેખાયું. ચાંદરણાની મદદે તેણે જોયું કે તે પાછળથી આવતો માણુસ ઘણો છેટે હતો અને હાથમાં તથા માથાપર કાંઈ બોજો લઇને દોડતો હતો. હવે ઘભરાતમાં પડવાની લવજીની વારી આવી તેણે પેસલાના હાથમાંથી બલદનો દોર ઝુટાવી લીધો અને પોતેજ બળદને હાંકવા માંડયો; પણ પેસલાએ પાછી જુટમારી અને એમ અરસ પરસ ઝટકા ઝટકી ચાલી જેથી બલદયું બાપડું જંજાળમા પડયું અને તે એમથી તેમ લપેરા ખાઇને ઝાડીમાં ઘુસી ગયું અને સડકની પડોશમાં તરતનુંજ શીયાળુ પાકને માટે પાણી પાઇને તઇયાર કરેલું ખેતર હતું તેમાં ગાડી બલદયું લવજી અને પેસલો જીખાઇ પડયા.

આ વખતે પેલો પાછળ દોડતો માણુસ તેમની આગળ આવી પુગ્યો અને તેને જોતાંજ લવજી બોલ્યો:

"ઓહો કોણ? મારો અબદુલ."

"હા શેઠજી, મારી ફરજ બજાવવા આયોછ."

"ને આએ બધું શું લાયો!"

"તમારાં કપડાં ચપડાંને પોરટ ફુલ્યો"

"તે બધું કોણે મોકલ્યું?'

"હુંજ લાયો શેઠજી ને મેં મારી ફરજ—"

" પણ તુને  શું સુજ પડયું ?"

" મેં તમોને નાહસતા જોયા શેઠજી ને મેં ધાર્યું કે હવે તમે પાછા ફરશોજ નહીં."

' કાંય પાછો નહીં ફરૂં ?"

" પાછા ફરોતો તમોને પહેલાં તો ખરશેદબાઇ હવારીને ખાઇ જાય તેની તમોને ધાસ્તી, તેથી વધારે ધાસ્તી એ કે જામાજી તમારૂં માથુ ફાડી નાખે, તેથીબી વધારે મોટી ધાસ્તી એ કે મોટા શેઠ માણેકજી તમારી ગરદન તોડી નાંખે, તેથાબી હજી વધારે મોટી ધાસ્તી એ કે બટેર મારવાને સારૂ ગામડયા તમારૂં ખુન કરે, અને સુઉથી મોટામાં મોટી ધાસ્તી એ કે તમે પાછા ફરો તો તમોને જોર જુલ-લથી હમબાઇ સાથે પરણાવી દે. તેથી મેં ધાર્યું કે તમે પાછા ફરશોજ નહી."

" વાહ, ગણત્રી તો સારી કીધી. ને આએ બધું કહાંથી લાયો ?"

" મેં તમારા ઓરડામાં જઇને બધું તમારૂં એકઠું કીધું અને લઇને છુપેથી નીકળી પડયો."

" શાબાશ, ફરજ તો સારી બજાવી." લવજી ખુશી થયો કારણ કે પારડીમાં ખરચવાને સારૂ મામાજીએ જે રૂ. ૫૦૦ આપ્યા હતા તેમાંથી ફકત તેણે બે પાંચ ખરચ્યા હતા અને બાકીના તેની પાસે સલામત રહેલા હતા જે આ સરસામન સાથે અબદુલ લઇ આવ્યો હતો અને પઇસાથી ભલા ધનેતર સાથે કામ પાડી શકાય છે એમ તે જાણુતો હતો.

આવી રીતે જ્યારે પોતાની ફરજના સમજદાર નોકર સાથે લવજી વાતચીતમાં રોકાયલો હતો ત્યારે પેસુ જુદીજ જંજાળમાં પડેલો હતો. તે માથાથી પગ સુધી કીચલમાં ખરડાઇ ગયો હતો અને તેનું બળદ્યું ચતું પડીને આસમાન તરફ તાંત્યા કરીને એવી રીતે તરફડતું હતું કે જાણે તે હવા ઉપર ચાલવાની કોશેશ કરતું હોય.

પેસલાએ બળદયાંને ગાલ્લીથી છુટું કીધું અને અબદુલની મદદથી છાબડીને બહાર કહાડી અને તેમ કરતાં અબદુલ-પગ લપસી જવાને સબબે-બે વાર કીચલમાં ઝબાયો જેથી હાલ અવતારમાં તો પેસલા અને લવજીના દેખાવના નમુના જેવોજ અબદુલ પણ બની ગયો.

પોર્ટમ્યુલ્યો અને હેંડ બેગ અબદુલ લઇ આવ્યો હતો માટે વરતજ હેંડબેગ ઉંચાડીને તેમાંથી રૂપ્યા પંદર રોકડા કહાડીને લવજીએ તો ચપક દેતા કે પેસલાના હાથમાં પકડાવી દીધા અને રૂપ્યા ઝપક કરતા જમકવાથી પેસલાની સઘળી વલાણુ અને વરતણુક ટપક કરતી બદલાઇ ગઇ અને આવા પરોણાને પોતાને ઘરે લઇ જવાને અને રાતભર રાખવાને તે કબુલ થઇ ગયો.

હવે તેનું ઘર "નજદીક હતું" એવું પેસલાએ લવજીને જણાવ્યુ માટે સઘળું હાઉસન જાઉસન ચાલ્યું અને પોતાના ખરડાયલા લપટાયલાં કપડા ઉપર સોજાં કપડાં પહેડવાનું લવજીએ દરૂસ્ત વીચારયું નહીં અને જ્યારે ઘર નજદીકજ છે તો ત્યાં જતાંના વારમાં કપડાં બદલી નાંખવાનું લવજીએ ઠરાવ્યું. પેસલો પાછો દમણીમાં બેઠો અને સર સામન દમણીમાં મુકયો અને તેઓ ધીમે ધીમે આગળ ચાલ્યા.

રસ્તે ચાલતાં લવજીએ અબદુલને પુછ્યું.

"અબદુલ મારા જવા પછી જામાજીને ઘરે શું થયું ! મને જરા બરાબર ખુલાસાવાર કેહની."

"કંઇ થયુંજ નહી. ને થયું હોય તો તે હું જાણતોબી નથી. હું તો જાગી ઉઠયો અને મને રામલાએ કેહયું કે "તારો શેઠ, એમ ઉડવાડાની સડક તરફ નાઠો છે" તેવોજ હું બધું સામરી સુમરી એકઠું કરીને તમારી પાછળ આયો"

થોડેક ચાલવા પછી લવજીએ પેસલાને પુછ્યું. "પેસલા તારૂં ઘેર હજી કેટલું દુર છે!"

"એ આએ પહને આયવું રે અવેતો બહુંએ નજીક છે. એ.એ જાઇ પુગહુ."

"નજીક છે-નજીક છે" ને જયાંનું ત્યાં. એ ગામડાઓનો કાયદોજ છેકે દોઢ માઇલ હોય તોબી "ઓએ આયવું--એ પહને" એમ ફર્યાજ કરે અને તેમ કરતાં કરતાં ગુરાની કડી થઇ ત્યારે તેઓ એક નાનાં ગામડાંમાં દાખલ થયા.

પારડી પછી ઉડવાડા ગામ આવે છે અને ઉદવાડા અને કોલકની વચ્ચે સોડફડયું નામનું ગામડું છે જે મોટે ભાગ પારસીઓથી વસ-યલું છે તે ગામડાંમાં ઘણા ખરા અતી ગરીબ પારસીઓ વસે છે જેઓ મોટે ભાગે ખેતી વાડીનો ઉદયોગ કરે છે અને બેત્રણ ગામડાંઓ "મોટે ઘર"ના કહેવાય છે જેઓ સારી ગુજાસના છે જેમાં આપણો પેસલો પણ એક "મોટે ઘર"નો કહેવાતો હતો

રસ્તે ચાલતાં એક વાત સંભળાવીને પેસલાગે લવજીના કાન અગાઉથી ખોલી મુકયા: " ભાય, પરોના, તારૂ નામ હું ?"

" મારૂં નામ લવજીભાઇ."

" તો લવજી બાપા, મારી ઘરવાળી બચઈ જરા મીજાજની તીખી બહુ ઓ. હંભાળને કામ લેજે. જો તીને ઇમ લાયગું કે તારાં જેવાં મનીખને ઘર મહી લેવો નીહ તો આખું ગામ તો હું પચન નગરહેઠ ને પટેલબી આવીને હમજાવહે તોબી ઉબરમાંબી ઉભો ન્હેવા દેવાની નથી ચેતી રાખજે બાપા "

" ઘરમાં તુંને તારી બાયડીજ છે કે ! " લવજીએ પુછયું.

" એક મારી પોરી છે તીનું નામ માકી. તીનું વીહાલબી કરી રાખેલું. અમારાં વરોદરાવાળા કોલાભાઇના પોયરા દોલુબા હાથે ગોઠવી રાખેલી. મારો પોતાનો પોયરો તો કલકતા મહી નોકરીએ હધાવેલોને એકબો પચી રૂપ્યાનો પગાર પારે તે પોતાની મા ઉપર પચી રૂપ્ય મોકલે. પોયરો ભલો." દીકરાની બાવાએ વાખવાખી કીધી.

" બીજું કોઇ ઘેરમાં છે કે !"

" બીજું કોન હોય ભાય ? આપે નોકર, ચાકર, ઢુગરાં, બીજું કોન ! પચન આપુને બહુ મોરૂં થોઇ ગીયેલું તે મારી ઘેરવારી બચઇ અત્યારમાં તો ભલું ભલું બોલતી ઓહે."

એ ભલું ભલું બોલતી ઘરવાળીને કેમ સમજાવી લેવી તે આપણો લવજી બરાબર જાણી રહેલો હતો માટે તેને જરાબી ચીંતા ઉપજી નહીં અને જો બની શકે તો જેટલી બચઇની ભલું-ભલું બોલ-

જાની શકતી હોય તે સઘળીજ ખપાવી દેવાની યુકતી ચલાવવાનો લવજીએ વીચાર રાખ્યો.

જેમ જેમ ઘર નજદીક આવતું જાય તેમ તેમ પેસલાનો અવાજ ધીમો થતો જાય અને લવજીનેબી કાલાવાલા કરતો જાય કે, "બાપા ધીમે બોલ રે આહતે બોલ. પેલી મરી ઘેરવારી હાંભલહે–બાપા ધીમે ચાલરે, પગ ના અફાડરે."

એમ કરતાં એક ઘર આગળ આ ટોળી આવી ઉભી. તે ઘર નાનું અને એક મજલાનું હતું અને તેની પડોસમાંજ કોઠાર હતો.

ઘરનું બારણું બધ હતું અને તે બારણુ બહુજ હલવે હલવે થોડી ઘણાજ હરસેના અવાજે પેસલો બોલ્યો. "કીકલા, હરીયા, બારણું ઉઘારતો"

"પન તારી બઇરીને હાંક મારીને તેરની." લવજીએ સુચના કીધી.

"લે–મારા ગરા ગામ ગીયેલાકે! તીને બોલાવુતો તે વરી એવું દુજાતનું બચ્ચું કે લાખ લાખ ગાર દીયે."

પણ આએ પ્રમાણે રાજવંશી પોશાક અને દેખાવમાં બહાર લાંબો વખત ઉભું રહેવાનું લવજીને ગમયું નહીં અને તણે પોતેજ બારણું એવું તો ગડગડાવી ખખડાવી કહાડયું કે ઘરમાં સઘળાં માણશો ભડકીને જાગી ઉઠયાં.



# પ્રકરણ ૧૭ મું.

---

## બળવાન લાગણીના બે ગમખાર જીગર.

"એ રાતપરી કોન બારના સાથે પછાડા મારતું છે! મુઓ પાછો છાકટો થઇને મોરી રાતે આયોકે!" એક ચીચવાયલો અવાજ સંભળાયો. "મુઓ ચોર, રખડી રઝલીને કોન જાને કહાંથી આયો"

"એ મારી ઘેરવારીરે મારા બાપ!" લવજીના કાનમાં લાગીને ધ્રુજતા હઠરતા અવાજે પેસલો બોલ્યો.

થોડેવારે બારણું ઉંઘડયું અને આએ ત્રણની સુંદર ખુબસુરત ત્રગડીને જોઇને અને તેમનો માથાથી પગ સુધી તદન કાલો શીદીભાઇ જેવો અવતાર દેખીને બયઇ ચીશ પાડીને નાઠી અને "ચોર-ચોર-ખુન-ધાડ" કરીને એવી તો બુમો તેણીએ પાડી મુકી કે તે બુમો સાંભળીને ઘરના નોકરો તેમજ બે ચાર આડોસી પાડોશીઓ દોડી આવ્યા.

ઘરનું બારણું ઉંઘાડું હતું માટે લવજી તો ઘરમાં બે ધડક દાખલ થયો અને એક ખુણામાં એક પેટારો પડેલો હતો તેપર ખુશાલ બેસી તમાશો જોયા કીધો. અબદુલ કોઠારમાં ભરાઇ ગયો અને ગાય બાંધેલી હતી તેના પગ આગળ સંકોચાઇ સુઇ રહ્યો. ઘરના નોકરો અને આડોસી પાડોસીને હાથે પેસલાનો ખુરદો થઇ જતે પણ પેસલાએ બુમાબુમ પાડીને કહ્યું કે "એ તો ઉંહ છું રે ઉંહ પેહલો છું રે-બાપા મારતા રંખે-ઉંહ પેહલો છું-પેહલો છું."

પેસલો છે એમ જાણી કેટલાક પડોશી હસયા કેટલાક બીજ-વાયા અને કેટલાકોએ બેચાર ચોપરવાડી ચલાવી અને સઘળા ચાલતા થયા અને સઘળું શાંત થયલું જોઇ બચઇ, જે રસોડાંમાં ચોખાનાં ખલાં પાછળ ભરાઇ બેઠેલી હતી તે ચીમાંઇને પહેલાં તો બહાર જોવા લાગી અને પછી હળવેથી બહાર નીકળી અને પેસલાનો અવાજ સાંભળી હીમત પકડી પેસલાની પાસે આવી.

"અરે એ તો ઉંહ છું-તારો-પેહલો-તું કાં ઘભરાતી છે! બચઇ, આવ મારી પાહે આવ. ઉંહતો પેહલો છુ રે પેહલો."

"પેસલો છે તે મુઓ એવો દઇત દાકણ જેવો થઇને કહાંથી આયો! મુઓ તો જાને ધાડપાડુ."

"એ તો વાટે આવતાં પરી ગીયેલો. મારી હાથે મોટો હેઠયો આવેલો છે, તુએ જોયલો કની!"

"તે સેઠયો મુઓ ઘાંચી જેવો ભખી ખાધેલો દેખાતો હોસે. વરી કોન રૂતા ખુતાને ઉપારી લાયો!'

"અરે હેઠયો છે. પઇહા વારો છે. મુને પનર રૂપ્યાબી આલ્યા. જો-આ રીહા." ઓટીમાથી રૂપ્યા કહાડીને પેસલાએ દેખાડયા.

"હેં, પંદર રૂપ્યા!" બસ-મામલો ફેરવઇ ગીયો. બચઇના મન ઉપર તરતજ ઉલ્લની અસર થઇ ગઇ. રૂપ્યા તરફ ટગર ટગર જોતી બોલી, "તહારે તો પઇસા વારો હોમેજ. કહાં છે તે કહાં છે!"

લવજી જે આ સઘળો તમાશો જોતો હતો તે હવે બહાર આવ્યો અને બચઇ આગળ આવીને બોલ્યો. "બાઇ તમુને તકલીફ પડશે,

પણ માફ કરજો, હું ને મારો નોકર હુંઇ રહેવા માંગે છ. જો બે દહાડા રાખશો તો મહેરબાની. મારાને મારા નોકરના દર રોજના ખરચના દરરોજ બએ રૂપ્યા હું આપીઆ કરશ."

નકી થઈ ગીયું બએ રૂપીઆ તે આએ નાનાં ગરીબ ગામડાંમાં તો નાની જેવી પુંજી. હવે બચઇનું રંગરૂપ અને જમાંદરાજી બદલા ઇજ ગયાં.

એક તરફથી લવજીની માનજત અને મદારત થવા લાગી અને નોકર ચાકરોએ અબદુલ્લ મીયાને કોઠારમાંથી શોધી ખોળી કહાડી તેની ગોરસી કરવા માંડી. એકદમ ગરમ ખલખલતું પાણી તઇયાર કરી દીધુ, લવજી પેસલો અને અબદુલ્લ બચ કોરાયા. બાજરાની રોટલી અને દહીથી હોજરૂં ભરી કહાડયુ અને તાજા તરફડતા બની ગયા.

આ અરસામાં એક નાની ઓરડી સાફ સુફ કરી ઝાટકી ત્યાં લવજીને માટે ખાટલો નાંખી રાખ્યો અને એમ બધી તઇયારી સપાટામાં થઇ ગઇ અને છેક મધરાત થઈ ગયા પછી લગભગ બે વાગે લવજીભાઇ પોઢીઆ અને જેવા ખાટલા પર પડયા કે તેવાજ તેવણ ભર ઉંઘમાં પડયા કારણકે આખા દીવસની સખત મહેનત જેહમત હારમારી અને અફાડ જીકથી તથા હાડકાં પાસળાં દોડરાં થઇ ગયાં તા તેમજ ગરમ પાણીએ દીલ સેકયું હતું માટે તે તરતજ ઉંઘમાં પડયો અને તેમજ પેસલો અને અબદુલ્લ પણ ઉંગાઇ ગયા.

આ પ્રમાણે આએ યાદગાર દીવસ અને રાત અનેક જાણવા જોગ બનાવો સાથે ખતમ થવા પામી.

બીજે દહાડે સવારે લવજી ઘણો મોડેથી જાગ્યો અને દાતણ પાણી કરવા અગાઉ તેણે પહેલું કામ એ બજાવ્યું કે બચુને બે રૂપ્યા આપીને કહ્યું કે "આજના અમારા ખરચના રાખજો."

"કંઇ નહી મરૂ, મરીજાઉં બચી, ઘર તમારૂંજ સમજજો ને જોઇયે તે માંગી લેજો. શરમાતા ના જો મારા સમ છે."

ભવીપનો પલાન ઘડવાને હવે લવજી બેઠો હાલ તરત એકાએક પારડી કે વલસાડ જવાનું તેને વાજબી ધાર્યું નહીં. એવાં દારૂખાનાને તે આતશની આંચ લગાડી આવ્યો હતો કે તેનુ ભડકુ બે પાંચ દહાડામા સમી જાય એવુ હતુ નહી માટે આઠ દશ દીવસ આએ એકાંત વાસમાંજ ગુજારવાનુ તેણે દરૂસ્ત વીચારયું અને તેથી તે આએ નાનાં ગામડાં સોડફડયામાંજ હાલ તરત ટપકી મારી ગયો.

પેસલાનાં નાનાં કુટુંબની સાથે લવજીને ઘણી દોસ્તી પડી ગઈ. બચુઇ મધ્યમ કદની અને ચબરાક આશરે ૩૭-૩૮ વરસની સ્ત્રી હતી અને ઘણીજ કલાંત ગણાતી હતી પણ પોતાનું કલાંતપણું તે જોઇ તપાસીને અને જ્યા ચાલે ત્યાંજ ચલાવતી હતી અને તેટલા માટે તેણીએ લવજી સાથે તદનજ ઉલટી રીતે કામ લેવા માડયું હતુ.

પણ આએ નાના સુખવાસી ઘરમાં એક પુનમનો ચાંદ હતો અને તે જવાન માકી હતી પેસલાની દીકરી માકી આશરે ૧૭ કે ૧૮ વરસની હશે અને ચીત્રોમા કોઇવાર આપણે પર્યાંના પીકચર જોઇયે છીયે તેવો તે હુબહુ નમુનો હતી. હસતી બોલતી નાજુક નખરાંબાજ તે છોકરી હતી, અને અજબ જેવું હતું કે તે ગુજરાતી અને થોડું

ઘણું ઇંગ્રેજી શીખેલી ભણેલી હતી આવી રીતે આ ગામડાંમાં રહેલી છોકરી આવું શીક્ષણ કેમ મેળવી શકી તે લવજીને અજબ લાગ્યું, માટે તેણે તેહકીક કીધી તો જણાયું કે માઝીની એક માસી વડોદરામાં રહેતી હતી અને માસીએ તેણીને પોતાની દીકરી કરી લીધી હતી. માઝી ઘણાં વરસો સુધી પોતાની માસીને ઘરેજ રહેલી હતી અને ત્યાં લગભગ મુંબઇ જેવા સુધરેલા સંસાર અને સોસાયટીમાં તે આવી બની હતી, આવું શીખી હતી અને આવી સ્થીતીએ પુગી હતી. હમણા થોડા દીવસને માટે તેણી પોતાની મા બાપને ઘરે આવેલી હતી અને પોતે વડોદરાની માફકજ જીંદગી ગુજારતી હતી તથા કપડાં ચપડાં પહેરતી હતી માટે તેણીને ગામના લોકો "સુધરેલી જાંગલી" ને નામે ઓળખતાં હતા. તેણીની માસી તવં-ગર હતી અને તેથી તેણીની પાછળ સારો ખરચ કરીને તેણીને સુખ અને લાડમાં ઉછારી હતી અને તેમ વળી ખુદરતે તે પરીજાદ બાનુના મગજ અને જીગરમાં ઉતમ ગુણો ભરેલા હતા જેથી તે સઉની માનીતી થઇ પડી હતી. ગરીબોને તે મદદ કરતી, બીમારની સારવાર કરતી, દુખીની દાઝ ધરતી અને મોહતાજ તરફ દીલાસોઝી દેખાડતી.

આ જવાન છોકરીને વડોદરાના કોઇ સારાં ખાનદાનમાં અદરા-વવામાં આવેલી હતી જે બાબેનો ઇશારો પેસલો અચાર અગાઉનો લવજી આગળ કરી ચુકયો હતો. લવજી જે સઘળી બાબત ને રમુજ ગણુતો હતો, સઘળી ચીજને હશી કહાડતો હતો, તે આએ જવાન જોબન વંતી છોકરીને જોઇને ખરેખર ડાહ્યો અને અસીલ બની ગયો અને તે છોકરીના મનમાં પોતાને માટે કશોબી ખોટો ખ્યાલ નહીં

આવે એવું તેણે ઇચ્છયું. એમ ઇચ્છવાનું, એવી રીતે અસીલ અને ડાહ્યો બનવાનું, આવી રીતે વરતણુંકમાં ફેરફાર કરી નાંખવાનું કારણ શું! ફીલસુફો અને સાયરો કહે છે કે પ્યારનું એ પહેલું પજરણ હતું-મોહબતની આ પહેલી દખલ હતી-જીગરના જુસ્સાનો આ પહેલો ઉભરો હતો.

લવજી ઉપર જ્યારે આવી અસર માકીએ કીધી હતી ત્યારે લવજી માટે માકી ઉપર પણ તેવીજ અસર થવા પામી હતી. પ્યાર અને મોહબત કેવી કાફર ચીજ છે તે તેણીબી સમજવા લાગી અને તેણીની રીત ભાતમાં પણ ફેરફાર થઇ ગયો. લવજી તેણીની સાથે ફરવા લાગ્યો, કલાકો સુધી તેણીની પાસે બેસીને વાતો કરવા લાગ્યો; તેણીનું ગાયણ સાંભળવામાં મોજ લેવા લાગ્યો અને તેણીને પોતાનું ગાયણ સંભળાવવા લાગ્યો. લવજીનું નામ ઠામ સઘળું માકી જાણી શકી.

આવી રીતે નાટક ચાલતો હતો ત્યારે આપણો લાંબો તાર જેવો અબદુલ્લ મરઘીઓને દોડાવવામા, ગાય ઢોર ને કુદાવવામાં, ગધેડાં ઉપર સવારી કરવામાં અને પેટ ભરાય તેટલી તાડી પીવામાં દીવસ ગુજારતો અને જાવેદાંન સુધી આએ ગામડાંમાંજ પડી રહેવાનું બને એવું તે ઇચ્છતો હતો

પંદર દીવસ નીકળી ગયા અને હવે લવજીએ જોયુ કે આ ગામડાંમાંથી પાવડો ઉઠાવવો જોઇયે. તે હવે રવાના થનાર છે એમ જાણી બચાઇ દલગીર થઇ કારણ કે દરરોજના મળતા બે રૂપયા બંધ થઇ જવાની તેણીને ચીંતા હતી, પેસલો દલગીર થયો કારણ કે તેની હાજરીને સબબે બગાઇ ખુશમીજાજે ફરતી હતી અને તેને પીખપીખ કરતાં

જરા દપટ પડેલી હતી તે પાછી પોતાની અસલ જાત ઉપર જશે એવી તેને ફકર હતી; અબ્દુલ દલગીર થયો કારણ કે મોજનો જીવ જંજાળમાં નાંખવાંનો વખત નજદીક આવતો હતો; માકી દલગીર થઇ કારણ કે પોતાના જીગરમાં છાપ બેસાડનારને તે સદાની ખોહતી હતી; લવજી પોતે દલગીર થયો કારણ કે આ હુરીને હમેશને માટે છેલ્લી સલામ કરનાર હતો.

તે રવાના થનાર હતો તેને આગલે દીવસે માકી સાથે બેસીને તે વાત કરતો હતો. અલબતાં બન્ને ગમખાર હતાં.

"માકી તમે મને કોઇ દહાડે યાદ કરશો કે!"

"પહેલાં તમે કેહો. તમોને હું યાદ આવશ કે!"

"હું ધારૂંછ કે હું તુંને કદીબી ભુલશ નહી માકી; પણ તું તો લગન કરીને તારે સાસરે જશે ત્યારે ગરીબ બીચારા ભુલા પડેલા ભટકતા લવજીને કયાંથી યાદ કરવાની!"

"હું લગન કરશ! કદીબી નહીં."

"માકી તું એમ ના બોલ. હું તુને મારાં ખરાં જીગરથી ચાહુંછ અને તેથીજ તારૂ સુખ તે મારૂ સુખ હું સમજુંછ. તું કાંઇબી નાદાની ભર્યું કરશે તે મને ગમશે નહીં તું પરણશે પછી બધું ભુલી જશે અને આજનો દહાડો યાદ કરીને તારી બેસમજ ઉપર હંસશે. મને ભુલી જવાની કોશેષ કરજે.'

"ને તમે મને ભુલી જવાની કોશેશ કરશો!"

"ખુદા જાણે. હું કહી શકતો નથી. હમણા તો મને એવું

લાગેછ કે તું ભુલાઇ શકશે નહીં. મારા મામાજી એવા દાધા બહ્યા છે કે હું તારી સાથે બીજી કોઇબી ગોઠવણુ કરવાને અથવા કોઇબી વચન આપવાને ચાહતો નથી."

આ વેળા બચાઇ ત્યાં આવી અને તેથી વાત અટકી.

બીજે દહાડે લવજી તઇયાર થયો. તેણે પોતાના નોકર અબદુલને બોલાવ્યો અને કહયું. "તું મારો સર સામાન લઇને મુંબઇ જા અને મારા દોસ્ત મંચેર મવાલીને ઘરે જઇ પુગજે ને ત્યાંજ રહેજે. હું આવું ત્યાં સુધી ત્યાંજ રહેજે ને ઘેરમાંથી બહારબી નીકળતો ના. કેઠે ગીયો આયોછ ને મેં તે જાન્યુછ તો યાદ રાખજે આવીને તારૂ માથુંજ ભાંગી નાખશ. હું તુને ચીઠી આપુંછ તે મંચેરને આપજે અને તેને કહેજે કે હું થોડા વખતમાં આવી પુગશ."

અબદુલને આમ કહી રવાના કીધો અને તેને ઉદવાડાના સ્ટેશન પર પુગાડયો અને ને પછી લવજી પોતે પારડી જવા નીકળ્યો. તેણે એક ભાડુતી ગાલ્લી કીધી અને રવાના થયો. તે રવાના થયો તે વેળા માકી અતીશય દલગીર થઇ ગઇ હતી. પેસલો તો બચ્ચાંની માફક રડી પડયો અને બચાઇ તો માય બાપ ફરીને નવેસરથી મરી ગયા હોય તેવું મોહડું કરીને ઉભી.

લવજી આખરે આએ સુખી ઘરમાં શાંતી અને સુખમાં દીવસો ગુજારી, સુખની યાદ અને જીગરમાં એક બળવાન પેદા થયલી નવી લાગણી લઇને નીકળ્યો અને પોતાની પાછળ એક તેવીજ બળવાન લાગણીવાળું ગમખાર જીગર મુકી ગયો.



## પ્રકરણ ૧૮ મું.



### ચોરને ઘરે ચોર પરોણો.

લવજીએ બરાબર વીચાર કરીને બધી ગોઠવણ કીધી હતી. તે જાણતો હતો કે પારડીમાં ઘણા માણસો તેને ઓળખી રહયાં હતાં અને તે હમેશાં પારડીમાં યુરોપીયન ઘપનોજ પોશાક પહેડીને ફર્યો હતો માટે તેને તેવા પોશાકમાં ઓળખાઇ આવવાનો વધારે સભવ હતો. તેટલા માટે આ વેળા પારસી ઘપનો લાબો કોટ અને માથે સાઇકલ ટોપી પહેડી હતી. તેણે પોતાનું ઘડીયાળ, છેડો, વીટી વગેરે પોરટ ફુલ્યામાં મુકયાં હતાં જે સઘળું અબદુલ લઇ ગયો હતો.

તેણે ખરચ ખુટણ કરતા તથા અબદુલને ટીકીટ વગેરે માટેના ખરચના પઇસા આપતાં હજી સારી રકમ બચાવી હતી. સો સો રૂપ્યાની ત્રણ નોટ તેની પાસે હતી જે (ત્રણ સો રૂપ્યાની) નોટ તેણે ત્રાઉજરના ગજવામાં થાવી મુકી હતી અને બાકીના દશ બાર છુટા રૂપ્યા અને થોડી ચરલી પારલી તેણે દગલાના ગજવામાં રાખ્યું હતું.

તે પારડી જઇ પુગ્યો અને ગામમાંથી પસાર થવાને બદલે બહારો બહારથી ગામના સઘળાં ઘરો અને જુફડાંઓથી બનતાં સુધી દુરનો દુર રહીને જામાજીના વજીફાથી થોડે દુર ગાર્લીમાંથી ઉતરયો અને ગાડીવાનને પઇયા ઉપરાંત વધું આપી ખુશી કરી રવાના કીધો. તે વજીફાં તરફ જઇ પુગ્યો. પહેલાં તો તે બહારથીજ સરવે કરવા લાગ્યો.

બધુ શાંત અને સુમશાન હતું. જાંપો ઉંધાડયા વના વાડ કુદાવીને તે માહે દાખલ થયો અને બંગલા તરફ ભરાતો સંતાતો ચાલ્યો, તેટલાં કોઇનો ગીતનો અને ઘંટીનો અવાજ તેને સંભળાયો. રામલાની રામલી જે અબદુલ સાથે નાસો ગોસો રમવાના અપરાધ સર હમબાઇને હાથે કેસરી જીલી ગઈ હતી, તે પોતાના જુફડાંમાં બેસીને બાજરી દળતી હતી, અને સાથે રાગડો કહાડીને ગીત લલકારતી હતી. જુફડાંની બહાર લવજી ઉભો અને સીટ સીટ કરીને તેણીને લવજીએ બોલાવી, લવજીને જોતાજ તે કામ છોડી દોડી આવી ને બોલી. "છેઠ, તું કીફાથી આવેલો! તું ગીયો, ને બધું રેખરૂં થીઇ રીહેલુ"

"તારા શેઠ શેઠાણી કહાં છે!" લવજીએ પુછ્યુ.

"તે તો બધાં છુરત વીહા કરવા ગીયેલાં."

"વીહા! લગન! કોણુના!"

"એ હમબઇનાજ તો."

"કોણુની સાથે!"

"કો મનીખ છાથેજ ઓછેતો."

"તે લગન કહારેછે?"

"લે, પુસે કે લગન કીયારે સે! અરે લગન તો પોમદી થીઇબી ગેયલા ને તે લોક મંભઇબી ગીયેલાં ને ઉંહ ને રામલો ઇફા આવેલા ભી." રામલીએ ટુંકમાં તવારીખ કહી સભળાવી.

"જા—મારે માથેથી એ પીડા પટી."

"હોવે-તારે માથેથી પીરા ગટેવી તો. પયન છેઠ, મોટી બાઇએ

તારે વાસ્તે કાગદ આપેલો. ઉભો રેહ, હું લીઇ આવું." એમ કેહી રામલી પાછી ઘરમાં દોડી અને એક મેલા કપડાંને છેડે દાબી દુબી કચડી ભચડીને બાંધેલો કાગળ છોડી આપ્યો.

"મારા જવા પછી શું થયું રામલી!" લવજીએ પુછયું.

"તે અમે સાકર મનીખ છું જાયનીયે! પયન કોહે જે ટોટા પીછાયા, ને લોહી નીછરયું, પયન છવારના હુ કસરો વાળવા ગોલવા ગેયલી તીવારે તો લોહી ને રગત કાંઇએ નીહી જોયલું છેહજી." રામલી બોલી.

"લે આએ રૂપ્યો; રાખજે. હું જાઉંછ." એમ કહી લવજી ત્યાંથી ચાલતો થયો અને વાડીની બહાર નીકળી થોડે જવા પછી તેણે પેલી ચીઠી વાંચવા માંડી. તે કાગળ લાંબુ લચ; ફુલ્સકેપના ચાર પડ ભરાય તેટલું હતું. લવજીના જવા પછી શું બન્યું હતું તેનો સઘળો હેવાલ તેમાં લખ્યો હતો જેનો સાર નીચે મુજબ હતો:—

જામાજી ખરશેદ ઉપર તરેહવાર તોહમત મુકવા લાગ્યો હતો અને તેણીને બેવફા કહી તેણીનું ખુન જ કરવાને તઇયાર થયો હતો. પણ ખરશેદબાઇએ શાદતો રજુ કીધી. નોકરોએ ખાત્રી આપી કે લવજી દાદર ઉપર કુદકા મારીને ચહડી ગયો હતો તે પછી એકજ પળમાં જામાજી આવ્યો હતો; વળી માણુકાએ જણાવ્યું કે લવજીને ખરશેદ બાઇના ઓરડાનું બારણું જોરમાં અફાડીને ઉઘાડતાં, તેમાં દાખલ થતા અને ખરશેદબાઇને ચીસ પાડતાં તેણે જોયું હતું તથા સાંભળયું હતું, ફરીને ખરશેદબાઇ રડી તતરી અને જામાજી કુહર્યા કકળ્યા અને તે પછી સમાધાની થઇ અને એવુંજ નક્કી થયું કે લવજી કોઇબી મતલબે

ખરશેદભાઇના ઓરડામાં દાખલ થયો હતો અને જામાજીને આવેલો જોઇને નાસી ગયો હતો.

જામાજીએ તે પછી હડહડતા કસમ લીધા હતા કે "જો ફરીને લવજીને મારાં ઘરમાં જોઉશ તો તેનું ખુન હું નહીં કરૂં તો હું આવો તેવો."

તે પછી બીજીજ સવારે હમભાઇનુ માગું સુરતથી આવ્યું ત્રીજે દીવસે સઘળાં માકુજીની સાથે સુરત ગયાં, લગન થયાં અને ચાર પાંચ બીજા દહાડા વહી જતા સઘળાઓ મુંબઇ ગયાં.

ખરશેદે છેવટે પોતાના કાગળમાં લખ્યું હતું કે "તમે માદરૂં બનાવવાને જે ચીજો તઇયાર રાખવા જણાવી છે તે મેં બધી તઇયાર કરી મુકી છે. તમો મુબઇમાં મારે બંગલે, જામાજી નહીં જોય તેમ અલકસે આવજો અને માદરયું બનાવી આપજો. પણ જામાજી જોય તેમ આવશોતો જામાજી તમોને મારી નાંખશે." વગેરે.

લવજીએ કાગળ વાંચી તેના છીણા ભુકલા કરીને તે ફેંકી દીધો અને બરબડયો કે "શું કમબખતી લાગી છે કે ફરીને તારે ઘેર આવું ને તુંને મળવાને છુપેથી દોડુ.!"

તેણે જાણ્યું કે સઉ મુંબઇ ગયાં છે માટે હવે પોતાને પણ મુંબઇ જવાનુ હોવાથી તે પારડીના સ્ટેશન તરફ ચાલ્યો હજીતો થોડેક ગયો નહી તેટલાં એક માફો પાછળથી ઠણઠણ કરતો આવી લાગ્યો જેમાં એક પારસી અને પારસણ બેઠેલાં હતાં લવજીને પગે ચાલતો જોઇ પેલા પારસીએ સલામ કરીને પુછયું: "ભાઇ સાહુબ ઇસતેસન પર જાઓછ કે!"

લવજીએ કહ્યું. "હાજી."

"ત્યારે આવોની, બેસી જાઓનીઆ. ગાલ્લી ઉભી રાખ, ભાઇને બેસવા દે." પેલો પારસી બોલ્યો.

લવજી ગાડીમાં બેઠો અને પેલા પારસીએ પુછ્યું: "એની તરફ ક્યાથી નીકલ્યા !"

"હું સોડફલ્યેથી નીકળ્યો હતો અને પારડીમાં જરા કામ હતું તે કરીને હવે મુબઇ જાઉં છ."

"સોડ ફલ્યામાં ક્યાં રહેલા !"

"પેસલા ને ઘરે."

"પેસલાને ઘેરે ! ઓહ તે મારો ઓળખીતો છે. તેની બઇરી બચ્ચઇ ને તેની દીકરી માકી. ખરૂંની !"

"હાજી તેજ."

"તે માકી પરણવાની હતી તે પરણી કે !" પેલી પારસણ બાઇએ હવે સવાલ કર્યો.

"નહીજી, હજી પરણી નથી."

"તેનો માટી વડોદરાવાળો દોરાબજી કોલાભાઇજ કની ! તે કેવો છે ! તમે તેને જોયલોકે !" ને બાઇએ ફરીને સવાલ કર્યો.

"જી, તે હુંજ." લવજીએ અડાવી દીધુ. પોતાની ઓળખ પીછાણ આપવાને લવજીને ગમ્યું હતું નહી, માટે વાટ ઉડાવી તેણે છાંટ્યું અને કહ્યું: "અમારાં લગન હજી થયા નથી."

"તમે દોરાબજી, શાબાશ. માફીને લાયકના તમે છેઓ ખરા." પેલા પારસીએ કહયું અને લવજીનો હાથ પકડી તેણે જોરમાં શેઅ્હેંડ કીધી. "હુ તમોને જોઇને ઘણોજ ખુશી થયો. ખુશીમાંતો છેઓના!"

"હાજી." લવજીએ કહયું અને હવે વાત ઉડાવવા તેણે પુછયું "આપ સાહેબનું નામ શુ!"

"મારૂં નામ કાવશજી સીગન પોર્યાને આએ મારાં બહેન નવાજબાઇ. એવણ્ મુંબઇમાં છોકરીઓને સીવતાં વેટરતા અને રાંનતા શીખવેછ. એવણુના હાથ હેઠળ ઘણી છોકરીઓ શીખી ગેઇછ."

નવાજબાઇ રંડાયલી હતી અને ઉમરે ૪૦ ની લાગતી હતી. (આએ નવાજબાઇ સાથે આપણુને હવે પછી ભવીષમાં આપણી વારતા આગળ વધશે તેમ કામ પડવાનું છે.)

પારડીના સ્તેશન પર સઉ આવી પુગ્યાં. રાત પડી હતી અને રાતની ત્રેનમાં લવજીને મુબઇ જવું હતું, ત્રેન આવી જે ત્રેન મુંબઇના ચર્ચગેટ સ્તેશનપર સવારે પાંચ વાગે જઇ પુગનાર હતી ત્રેનમા સઘળા ઠર્ડ ક્લાસ હતા પણ એક અરધો કંપારટમેંટ સેકડનો અને બીજો અરધો ફ્સ્ટનો હતો જે બને ચીકાર ભરાઇ ગયલા હતા. લવજીએ જો કે સેકંડની ટીકીટ લીધી હતી તોપણ તેને ઠર્ડમાં બેશવાની કશી સુધ કે છીત હતી નહી, એક ઠર્ડ કંપારટમેંટ લગભગ ખાલી હતો તેમાં લવજી દાખલ થયો.

આ કંપાર્ટમેંટમાં એક હીંદુ બેઠેલો હતો બીછાણું કરીને તેની ઉપર તે હીંદુ પલાંઠી વાળીને બેઠેલો હતો. તેના ગલામા સોનાની કંઠી હતી અને હાથની કાંદીપર સોનાનાં કડા હતાં તથા કાનમાં ગોતીની

વાળી હતી. કોઇ તરંગર ત્રાન્ચો હોય તેવો લાગતો હતો. તેણે લવજીને જોઇને કહ્યું. "આવો આવો."

"ઠેંક્યુ-તમે બેસી રહો." લવજી બોલ્યો.

"કાંઇ સરસામાન હોય તે મંગાવો હું એખલોજ છું. આપણે એ મુંબાઇ સુધી ગાડી રોકી રાખીશું તો નચીંતે જઇશું."

"સામાન મારો કાંઇજ નથી." લવજી બોલ્યો અને ટ્રેન ઉપડી.

"જરા પાન સોપારી લેશો!'

"હાજી, ઠેંક્યુ."

"અમે તો નાનપણથી પારસીઓ વચ્ચે વસેલા." પેલા હીંદુએ વાત ચલાવી. "અમારો ઝવેરીનો ધંધો તે પારસીઓ શાથે રાત દીવસ કામ. તમારા જેવાને જોઇએ ત્યારે તો ખુશી થઇએ."

"તમારી ભાયડી બોલોછ શેઠ."

"ના, ખરી વાત છે. તમારૂં બીછાણું ન હોય તો હું આપું શરમાશો ના શેઠજી. મુસાફરીમાં તો ભાઇબંધી રાખવી જોઇએ."

"મને બીછાણાની જરૂરજ નથી ને કોઇના બીછાણાપર મને ઉંઘ આવેબી નહીં."

"જેમ મરજી. કેટલાક જણા મુસાફરીમાં કોઇ નવો માણસ આવે ત્યારે ખીજવાય અને મારામારી કરે. એ ઠીક નહીં. આજે મળ્યા ભેટયા અને કાલે તમે ક્યાં ને હું ક્યાં. પછી મલવુંબી નહીં ને જોવું બી નહીં. ત્યારે આમ કલાક બે કલાકની ઓળખ પીછાણમાં શીદને

મારામારી કરવાની ભાઇ!"

"તમારૂં બોલવું ઘણું વાજબી છે"

લવજીને લાગ્યું કે આએ કોઇ ઘણુ સારૂં માણુસ છે. તેણે હવે પોતાની રેલવે ટ્રેનની ટીકીટ બરાબર ત્રાઉઝરના ઘડીયાળ માટેના ગજવામાં થાવી મુકી તેણે બુટ મોજાં કહાડયાં, દગલો ઉતારયો અને દગલામાં ટોપી બુટ મોજા સઉ લપેટી તે માથાં હેઠળ લઇને શર્ટ અને ત્રાઉઝર પરજ ઉઘાડે પગે અને ઉઘાડે માથે અનંદકાળ લાંબો થઇને લેટયો અને એકતો સુખચારો જીવ તે થોડીજ મીનીટમાં ભરઉંઘમાં પડયો.

તે લાંબો વખત ઉંઘાયો અને જ્યારે જાગ્યો ત્યારે ટ્રેન કોઇ સ્ટેશન ઉપર ઉભી રહેલી હતી. તેણે દગાની બારી વાટે ડોકું બહાર કાઢી પુછ્યુ. "એ કોનસા સ્ટેશન!"

"વાંદરા–વાંદરા." એક પોટરે કહયું.

"વાંદરા! ત્યારે તો ચર્ચગેટ આવવાને વાર છે." એમ બરબડી ને પાછો સુવા ગયો પણ માથા હેઠળ જે દગલાનું બંડલ તેણે મુકયું હતું તે જડયુ નહી એમ તેમ જોયું તો બંડલ ગેપ અને તેની સાથે પેલો સારો માણુસ હીંદુ ઝવેરીબી ગેપ.

સત્યાનાશ! દગલો ગયો, બુટ અને મોજા ગયાં, અને તેની સાથે ટોપીબી ગઇ. તેણે પોતાના પાટલુનનાં ગજવાં તપાસ્યાં. તેમાં જે રૂપ્યા ત્રણુસોની નોટ મુકી હતી ને સલામત હતી અને રેલવેની ટીકીટ પણ સલામત હતી પણ આવા અવતારે તે મુંબઇના સ્તેશનપર ઉતરે કેમ!

તે, આ સંકડામણનો સંજોગ જોઈ પોતાની હાલતપર પોતેજ હસવા લાગ્યો. તે બરબડયો. "ચોરને ઘરે આપ પરોણો આયો. સારૂં થયું કે ડગલાના ગજવામાં ફક્ત થોડું ચેનજજ હતું, નહીં તો આએ ભુક્ષાંચુકાંનાં મા બાપ તદન નહવાડી જતે. મુઓરે હું ચોરીનો કરતો. નેહાલ થઇ જવાનો ડગલાના ગજવામાંથી કેલી ત્રણ કે સાડાત્રણ રૂપ્યા નીકળશે ને બધું ચોરબજારમાં વેચશે તો બીજા બે ઉપજશે. શાબાશ— સાડાપાંચ રૂપ્યાની ચોરી કરી ગીયો! ધન છે તારી છાતીને. પણ નખોદ ગીયાએ મને રવડાવી માર્યો તેનું કેમ! હવે જાઉં કહાં! ગ્રાંટરોડપર જ ઉતરૂં. હજી અંધારૂં કીલીયાણુ છે ને ગીરદીમાં ગુપચુપ ચાલી જવશ તો કોઇ જોશે નહીં. પણ સ્તેશનપરથી જવશ કેમ! વીકટોર્યા ભાડે કરૂં ને વીકટોર્યાવાળાને સો રૂપ્યાની નોટ વટાવવા આપું તો મારો આવો હાલ અવતાર જોઇને જરૂર મહને ખીસા કાતરૂં જાનશે ને પોલીસના હાથમા આપશે. અરે પણ ત્યારે કરૂં કેમ! મારી તો કેઠી પનોતી બેઠેલી છે. હા—એમજ કરૂં. હું ગ્રાંટરોડ પર ઉતરૂં અને અંધારે અંધારે ચાલીને મારી બીખી ધોબણને ઘરે જાઉ અને તેને મંચીને ઘરે મોકલીને કપડાં મંગાવી લેવું. બીખી હમણા ઇંડાવાળાની અગીયારી આગળથી ખાલી કરીને ગ્રાંટરોડ તરણુચવાળાના ચાલીની આગળ જઇ રહેલી છે. ત્યાં જઇને ખબર કહાડશું અને ત્યાંજ આશરો લઇશું. હા, એજ ગોઠવણ ઠીક છે."



## પ્રકરણ ૧૯ મું.

### લવજીનો દોસ્ત-તે વળી કેવો !

આવી ગોઠવણ લવજીએ મનમાં રચી હતી અને તે ગોઠવણ મુજબ અમલ કરવાનો તેણે ઠરાવ પણ હતો પણ સંજોગસર તે ઠરાવ અમલમાં મુકતાં વળી ને નવું તોફાન જગાડવા પામ્યો બલકે નવું તોફાન પોતાની મેળે તેના માર્ગમાં આવીને ઉભું રહયું.

ટરણુચવાળાની ચાલી આગળ ભીખી ધોબણ રહેતી હતી એમ તે જાણતો હતો પણ કયાં ઘરમાં રહેતી હતી તેજ તે જાણતો હતો નહી માટે તે તરફના દરેક ઘરના બારણા ઠોકી જોવાની અને પુછપરછ કરવાની તેણે કોશેશ ચલાવી.

પહેલું જે ઘર આવ્યું તેનું જોરથી બારણું તેણે ઠોકયું

"કોણ છે રે !" એક માણસે બારી વાટે ડોકું કહાડીને પુછયું.

"અહી ભીખી ધોબણ રેહછ વારૂં ?"

"કોઈ મોટો ગધેડો છે. રાત પડી ધોબણ ધોબી શાનો કરવા નીકળયો ને શાની ઉંઘ લેવા આયો !"

"મને તેની સાથે ઘણું અગતનું કામ છે."

"જાહનમમાં ગયું તારૂં કામ ને તું સાથે. નીકળ અહીંથી, નહીં તો સીપાઇને તેડીને તેના હાથમાં પાખડું આપશ."

"એ કાકા મુગો મુગો મરી રહે જો ચુપ નથી રેહયો તો

પથરા ઉંચકીને બારી વાટે ફેંકશ" લવજીએ દમ ભરાવ્યો.

પેલાએ ગાળગેળ દઇને બારી બંધ કીધી અને લવજી કાંઇબી રીતે નાહીમત થયા વના આગળ ચાલ્યો અને મનસે બરબડયો: "બીજું બારણું ઠોકી જોઉં. પુછતો નર પંડીત."

પંડીત થવા નીકળેલા આ ભાઇએ ફરીને એક બીજાં ઘરનું બારણું ઠોકયું પણ તે જોરથી નહી પણ ધીમેથી ઠોકયું.

આ બારણા ઉપર બે ચાર ટકોરા મારતાંજ તરતજ બારણું ઉઘડયું અને બારણામાં એક મરાઠા જાતની સ્ત્રીને ઉભેલી તેણે જોઇ. ઘરમાં દીવો બળતો હતો તેથી તે પેલી સ્ત્રીને જોઇ શકયો પણ પેલી સ્ત્રી-બહાર અંધારૂં હતું માટે-લવજીને બરાબર જોઇ શકી નહી.

લવજી કાંઇ બોલે તે અગાઉ તે સ્ત્રીએજ મરાઠી ભાષામાં એકદમ બોલવા માંડયું અને તેણી ઘણું લંબાણ બોલી અને તે બોલી રહી ત્યાં સુધી લવજી મનમા હસતો ચુપ ઉભોજ રહયો. તે સ્ત્રી બોલી: "ભાઇ, ભાઇ, તું આવ્યો કે? આખી રાત થઇ હું તારી વાટ જોતી હતી. મારો માટી આજે રાતપાલી કરવા રેલવેની કેબીનમાં ગીયો છે તેથી મેં ધારેલું કે મારો ભાઇ આવીને આજે મને જરૂર મળી જશે. હવે તો અરધાએક કલાકમાં તે આવશે વાસ્તે ચાલ જલદી ઘેરમાં આવ. માય બાવા સઉ કેમ છે? તારી ને મારા માટીની વચ્ચેની મારામારીને લીધે મારાથી તો માયજીને મળવા અવાતુંબી નથી. તુને જોશે તો મારો માટી ખીજવાશે જો. જલદી ઘરમાં આવની તો."

આખરે લવજી અરધી મરાઠી, અરધી ગુજરાતી અને અરધી ઉરદુ ભાષાના ભેલ સાથે બોલ્યો: "બાઇ હું કાંઇ તારો ભાઇ નથી. હું તો ભીખી ધોબણનું ઘેર પુછું છ."

"ભાઇ નથી તો કોણ છે!" પેલીએ ધ્રુજતે અવાજે પુછ્યું.

"અરે બાઇ હું તો પારસી છું. હું તો ભીખી ધોબણનું ઘેર પુછવા આયોછ." લવજીએ ખુલાસો કર્યો

પેલી બાઇ બારણું વધારે ઉઘાડી જરા બહાર આવી અને ભીખી ધોબણનું ઘેર કયાં આવ્યું તે દેખાડવા લાગી પણ તેટલાં તેણી ચોંકીને બોલી: "અરે મારો માટી આવ્યો—નાસ-નાસ."

એમ કહી તેણીએ ઘરનુ બારણું બંધ કરી દીધું. પણ લવજી નાસે શા માટે! તેણે શું ચોરી કીધી હતી! તે તો ત્રાઉઝરના ખીસામાં બે હાથ ઘાલીને ધીમે ધીમે આગળ ચાલ્યો. તેટલાં પછવાડેથી એક મરાઠો રેલવેની નોકરીમાં હોય તેવા પોશાક સાથે દોડતો આવ્યો અને લવજીની સાંમે ઉભો રહી બોલ્યો

"તું કોણ છેરે! મારાં ઘર આગળ હમણા તુ શૂ કરતો તો! બોલ જલદી!'

"તે તું કોણ પુછનાર? મારે ગમે તે કરતો તો''

"બચ્ચા બોલ જલદી, નહી તો તારૂં માથું ભાજી નાંખશ." એમ કહીને તેણે લવજીનું શર્ટ ગળાં આગળથી પકડ્યું.

લવજીએ તો તેજ વખતે એક સાબુત મુકી આબાદ પેલાના નાંખ ઉપર લગાવી અને તે બાપડો ગોલાટ્યું ખાઇને ગટરમાં જઇ

પડયો અને તેજ વખતે તેણે એવી તો જબરી ચીશ પાડી કે નાકા ઉપર પાહોરો ભરતો શીપાઇ દોડી આવ્યો.

લવજી નાઠો. નાસાનાસની તો તેની જીંદગીજ હતી અને નાસભાગ કરવાનું તેના નસીબમાં ચીકાર લખાયલું હતું. ધોબણના ઘરની જે નીશાની પેલી સ્ત્રીએ આપી હતી તે ઘરમાં તે ઘુસી ગયો. તે ઘર ત્રણ મજલાનું હતું અને દાદરા સાંકડા અને ભાંગા તુટા હતા. કુદકા મારીને દાદરપર ચહડયો અને છેક ત્રીજે મજલે જઇ પુગ્યો અને ત્યાં ભીખી ધોબણ સકાળેથી ઉઠીને કપડાંની અસટરી કરતી હતી તે ઓરડામાં દોડી ગયો અને બારણું બધ કરી માંહેથી સાંકળ દીધી.

આએ એકાએક આવેલા માણુસને જોઇને ધોબણે ચીશ પાડી અને હાથમાંની અસટરી મુકી દીધી જેથી જે કપડાં ઉપર અસટરી ફેરવતી હતી તે કપડું ચચરી ગયું.

"ધોઇ લાયખો કોણ મુઓછ ?" ધોબણે પુછયુ.

"એ તો હુઉ છું-હુ છેઉ લવજી-લવજી."

"ઓ મારો શેઠયો આયો કે !'

"અરે તું મુંગી રહેની તો. મને પકડવા આવેછ જલદી કર, જલદી કર, મને સંતાડી દે."

ભીખા ધોબણે લવજી સાથે ધધાની ભાગીદારીમાં પાંચ સાત મહીના ગુજાર્યા હતા માટે ભાઇના સઘળા લખણ તે જાણુતી હતી માટે તે તરત સમજી કે ભાઇ વળી કેઠે જાત જણાવી લાયકી કરીને આવ્યા હશે માટે મેલાં કપડાંનો ઢગ પડેલો હતો તેમાં લવજીને ઘુસાડી

દીધો અને તે મેલાં કપડાંની ગંદકીમાં તે ગુંગળાતો દમ બાંધીને પડી રહયો. કોઇ ઉપર આવ્યુબી નહીં અને કોઇએ તપાસ કીધીબી નહીં. અરધો કલાક આવી ખુશનુમાં હાલતમાં ગુજારવા પછી લવજી બહાર આવ્યો અને ધોબણ તેનો દેખાવ જોઇને હસવા લાગી અને પોતાના દેખાવથી ધોબણને કેવી રમુજ ઉપજતી હશે તેનો ખ્યાલ ધરીને લવજી પોતે પણ હસવા લાગ્યો.

"ભીખી, તારો ભીખો ને પોરયાં કહાં છે?"

"તે તો ગામ ગીયેલાં. પોંચ સ દીમા આવહે. પણ લવજી હેઠ, તું કોથી આવેલો ને એ તારો અવતાર હુ?"

"ભીખી, તું પહેલાં મારે વરે ચાહે લઇ આવ ને પાઉં માખણ લઇ આવ. મારી પાસે એક દોઢયુંબી નથી જો." લવજીએ અગાઉથી કહી દીધું કારણ કે તેની પાસે ત્રણસો રૂપ્યાની નોટ હતા તે વાત છુપી રાખવામાં તેણે ડાહપણ વીચારયું.

"લીઇ આવું-ઓઅે લીઇ આવું તું બેહ."

ધોબણ ગઇ અને થોડા વખતમાં ચાહે પાઉ માખણ ઇંરાનીની દુકાનેથી લઇ આવી અને ખાઇ જમીને લવજીએ કહયું: "હવે તું મારા દોસ્ત મંચી મવાલીને ઘરે જા તેની પાસેથી મારાં કપડાં લઇ આવ."

"તારા પેલા મામાને ઘર નીહ જવાનો કે!'

"તાંહ તો પછી જવશ. પહેલાં તો મચી સાથેજ મને કામ છે. તું જા ને તેની પાસેથી કપડાં લઇને જલદી આવ."

"પન મામાને ઘરેથી તારાં કપડાં લાવુ તો કેમ!'

"મામા તુંને જોઇને ખીજવાસે. તારે વરે મામાજીને સારો વીચાર નથી ને તેવણુ એમજ કહેછ કે તેં મને ઠગેલો."

"મારે વરે એમ કીહીગે મુઓ પગનો અરેલો અટકેલો વાંદર ! એમ કીહે !"

"અરે અરે બીખી, મારા મામાને વરે આબરૂથી બોલ."

"મુઓ આબરૂનું ખોરયું પરયો તે આબરૂથી બોલું. મુઓ જાણે પુછડી વનાનો બોડો બાંડો ઉંદરો. બોલ, એ તારો દોજ કોહ રૈહતો છે. મારો મીજાજ એકતો ગયેલો છે."

લવજીએ મંચીના ધરની નીશાની આપી અને તે નીશાની બંધ જઇને બીખી કપડાં લઇ આવી અને કપડાં બદલી એક ભાડુતી વીક-ટોર્યા કરીને, તથા ભાડાંને માટેના પઇસા ઘોભણુ પાસેથી ઉછીણા લઇને લવજી મંચીને ધરે ગયો. લવજીને મંચીની બધી ચાલ ચલગ-તનો પુરેપુરો અનુભવ હતો માટે વીકટોર્યાંના ભાડાના પઇસા તેની પાસેથી લેવાની તેને ધણી આશા હતી નહી, અને રૂપ્યા સોની નોટ હાલ તરત વટાવી શકાય તેમ પણ હતું નહી માટે ઘોભણુ પાસેથી નાણું ઉછીણું લેવું પડયું.

હવે આપણો લવજી મુંબઇમાં તો આવ્યોછે અને પોતાના જુવે જાનના જાની મીત્ર મચેર મવાલીના ધર તરફ ચાલ્યો છે અને મંચેર સાથે તે થોડો વખત ગુજારનાર છે માટે આપણે એ મંચેરશા મવાલીની થોડી ધણી ઓળખાણ પીછાણુ અને તપાસ લઇશું.

અલબતાં વાંચનારે એટલુ તો સમજી લીધું હશે કે આએ મંનચે રજીબાબી પોતાના મીત્ર લવજીને ધણા ખરા ચાલ ચલણુ અને રીત

ભાનમાં મળતા આવતા હશે; અને તેવીજ અતકલ વાંચનારે બાંધી હોય તો તેમાં તેણે ઝાઝી ભુલ કીધેલી ગણાય નહીં કારણ કે આએ દોસ્તોની જોડી એક-કને ભુલાવે તેવી ભલી, દાનાવ, દુર અંદેશી અને દેવસ્થાની હતી.

મંચેરની ઉમર ચોવીશ કે પચીશ વરસની હશે. તે બીલીમોરાનો વતની હતો, અને ત્યાંજ તેનું ઘરબાર અને કુટુંબ કબીલો હતો. કુટુંબ હતું એમ જાણતાં એવુ તો ધારવુ જ નહી કે આએ શેહયા પરણીને બચ્ચાં કચ્ચાંના બાવા બપાવા થયા હતા. તેવણ તો હજી કાચા કુંવારા રહેયા હતા અને નામના એવી મેળવી હતી કે ઘણા માણસો પોતાને ઘરની દીકરી તેને પરણાવવાનું તો શુ પણ એક બે કલાક પોતાના ઘરની કુતરીબી તેને ધાલ્વાનું પસંદ કરતા હતા નહીં કારણકે તે કુતરીનેબી ફરાક્ડ મારકીટમાં જઇને વેચી આવે એવો પોતે પ્રમાણીક હતો

તે નાટકમાં એકટર હતો અને ખુબસુરતીમાંતો એક દેવના જેવો હતો પણ ખાસીહતમાં એક દઇત જેવો હતો. તે નીચ હલકો અથવા અનીતાવાન હતો એમ ધારવું નહી પણ તોફાની અને જુગારી હતો અને ભાઇને જરા છાંટાપાણીનો ઝાઝો શોખ હતો. એક ધીકતી પ્રખ્યાત થયલી અને મોટી આબરૂવાળી નાટક કંપનીમાં તે રૂ. ૬૦ ના પગારે નોકરી હતો અને કોમીક પાર્ટ ભજવવામાં તે ફતેહમંદ ઉતર્યો હતો. તેનામાં ખુદરતી નાટકી શકતી હતી અને તેથી નમાશબીનોનો તે ફેવરીટ હતો અને લોકો તેના કોમીક એકટીગને બહુજ વખાણતાં હતાં. અછો એકટર, સારો ગાયણકાર અને ભલો ભોલી દગઝ હતો,

અને વળી બહુજ એશ઼ો હતો. તેનો મોટો અને અગતનો મુખમુદ્રા એજ કે "લેના ઇસકા દેના નહીં." કેઠે હાથનું મુકેલું હોય તે પગે ચાઉ કરી જાય અને ઘોડાની શરતના મેદાનમાં કે કોઇ ખુણે ખાંચરેના જુગારખાનામાં ખાલી ખડખડ થઇ આવે. તેના ઘણા વખાણનારાઓ તેના હાથપર ફુસી ચુકયા હતા કારણ કે જેબી તેની વખાણ કરી ને તેની સાથે દોસ્તી ગાડતો તેની પાસેથી ઉછીણું પાછીણું લેવાને કદીબી ચુકતો નહીં અને તે ઉછીણું પાછું નહી આપવાને તે કદીબી ભુલતો નહીં.

જે કંપનીમાં તે નોકરી હતો તે કપનીના માલેકો તેનાથી એજાર થયા હતા. કામ કરવામાં તે એકકો પાહવરડો હતો અને ટકોરાબંધ પાટ઼ કરવામાં તે આખી કંપનીના સઘળા એકટરો અને એકત્રેસોને બાજુએ બેસાડતો હતો. નાટકની રાતે કે બપોરે તે કોઇ દહાડેબી ગેર હાજર રહેતો નહીં અને અચુકપણે કામ કરી હમેશાં પંકચુઅલ રહેતો. પણ રીહીઅરસલમાંથી ભાઇતો જયાર ત્યાર ગુલ થઇ જતા. મહીનાના પચીશ રીહીયરસલ હોય તો ભાયગે પાંચ દહાડા હાજરી આપે. વળી કંપની પાસેથી તેણે ઢગલા બંધ રકમ અંગ ઉપર લીધી હતી અને લેતો જતો હતો. સઘળા એકટરો અને એકત્રેસોનો તે લાડકો હતો અને માલેકો તેનાથી ફકત નાણા સંબંધી લેવડ દેવડમાંજ હેરાન પરેશાન થતા હતા.

બે મહીને, ત્રણ મહીને દીવાની તુરગમાંથી મંચેરની ચીઠી નાટકના માલેકોપર આવતી કે "ફલાના ચીના માગનારે મને બેસાડયો છે માટે તમો મદદે આવીને મને ઉભો કરો, ને નહીં તો આજની રાતના નાટકનો મારો પાર્ટ કોઇ બીજા પાસે તઇયાર કરાવો." અલબત્તાં

માંગનારનું પાત્રલે અરધે માલેકોને પટાવવાની ફરજ પડતી અને ભાઇને વાજતે ગાજતે સ્તેજપર પ.છા પધરાવવામાં આવતા.

તેનો ચહેરો ખુદરતે કાંઇ એવો બનાવ્યો હતો કે કોઇબી કોમનો માણુસ તે બની શકતો હતો અને જુદા પોશાક સજવાની, જુદી જુદી દેશી ભાષાઓ સ્પષ્ટ બોલવાની અને દેખાવ ધારણ કરવાની તેની શકતી અજાયબ જેવી હતી. તેણે પોતાના ઘરમાં હીંદુ, મુસલમાન, મુગલ, ચીના વગેરે માણુસોના તરેહવાર પોશાક રાખ્યા હતા અને પોશાક બદલી મોહડાંપર એવોતો ફેરફાર તે કરી શકતો કે તેવા ગેટ–અપ સ.થે તેનો સગો બાપબી તેને ઓળખી શકતો નહી. આવો આપણા લવજીનો દોસ્ત હતો.



## પ્રકરણ ૨૦ મું.



### હમબાઇજી કેમ પરણ્યાં!

જ્યારે ગંચી મવાલીના ઘરમાં આપણી આ વાર્તાનો "હીરો" મોજ મજાહમાં ચકચુર હતો તે વેળા તેના મામાજી શું કરતા હતા!

વાંચનારને યાદ હશે કે હમબાઇના લગન થવાની ખબર રામલી એ લવજી ને આપી હતી. લવજીને જ્યારે આવી ખબર મળી ત્યારે ખુદરતી રીતે લવજીને અચંબો ઉપજ્યો. પંદર દહાડામાં હમબાઇ સુરત બી ગઇ, અદરાઇ પરણીને ઘેરીની આ[illegible]તીગી થઈ ગઇ, એ કેમ બન્યું હશે!

ખરશેદબાઇના ઓરડામાં લવજીને જોઇને તથા લવજીને પલંગ ઉપરથી કુદી પડતાં તથા બારી કુદાવી નાસી જતાં દેખીને કોઇબી સાધારણ અને સમજુ માણસબી વહેમાઇ જાય અને તેને ઝનુન ચહડે એ ખુદરતી હતુ તો પછી બાપડો, અસલથીજ વહેમાઇ ગયલો અને તરેહવાર શક શુબાહથી ભ્રમીત થયલો જમાજી ચકભમ થઇ જાય તો અજાયબી શું ! તેણે લવજીને ખુરસી છુટી મારી હતી તે તો આપણે દીઠું છે. પણ તે પછી તરતજ માકુજી મટન ચાપનો અવાજ તેને સંભળાયો જેથી તે વળી ડામાડોળ બન્યો; લવજીની પાછળ બારી વાટે નખાવી દેવું, કે લવજીની પછવાડે બીજી બે ચાર ખુરસી ફેંકવી, કે ખરશેદને ઝપેટી કહાડવી, કે ધોલ્યાની ચાદર કહાડી તેનો ફાસો ગલાંમાં નાંખી આપઘાત કરવો તે તેને સુજ્યું નહી.

ખરશેદતો પલંગપર બેસીને, બને હાથે મોહડું ધાંકીને રડતી હતી. આ વેળા એક નોકર દોડતો આવ્યો અને માકુજીના આવી પુગવાની તથા માકુજીનો ખુરદો થઇ જવાની ખબર આપી માટે જામાજીને તરતજ માકુજીની ખીદમતમાં જવાની ફરજ પડી. માકુજીએ જામાજી ઉપર કંત્રાકટ અને વેપારના સંબધમા ઘણાક ઉપકારો કીધા હતા અને જામાજીની પુંજી વધારવામાં માકુજીની મુખ્ય મદદ હતી માટે માકુજીની સેવા ચાકરી કરવાની પોતાની ફરજ ભુલે તેવો જામાજી હતો નહીં. માટે તે માકુજી આગળ ગયો અને માકુજીને કેમ જમાડી ખવાડી ભર ચોપડ કરી, સુજની ચારસા હેઠળ દાટીને સુવાડી દીધા હતા તેતો આપણે જોયું છે.

આ પ્રમાણે થોડો વખત ખરશેદથી અલગ થતાં તેનો ભીજાજ

પણ ટેડો પડયો હતો. તેટલાં પોતાના નોકરોથી તેણે બટેર વાળી લડાઇની હકીકત સાંભળી અને વળી માકુજી વાળી ટોળી બગીચામાં દાખલ થઇ તેજ વેળા લવજી ઘભરાત અકરાતમાં પડયો હતો, આમ તેમ દોડયો હતો અને ઓરડાઓના બારણા થોકયાં હતાં એવું પણ નોકરોથી તેણે જાણ્યુ જેથી ખરશેદ સાથે સમાધાની થતાં ઝાઝી ખલલ કે મુશ્કેલી પડી નહીં.

બીજે દહાડે સવારે જમાઇજી અને માકુજી જાગ્યા અને તેઓએ પહેલાં તો લવજી માટે વાત ચલાવી અને શોધખોળ ચલાવી અને જ્યારે લવજીનો સર સામાન ગુમ થયલો તથા લવજીનો નોકર અબદુલ પણ દફે થઇ ગયલો માકુજીએ જોયો ત્યારે તે બોલ્યો. "દીકરા જામી, તુ ઘભરાતો ના. મારો લવજી પોતાનો સર સામાન ને નોકરને લઇને કેંઠ ગીયો હોશે. પાસે રૂપ્યા ૫૦૦ છે તેનો દાળ વાટકા કરશે અને ખાખા વરખો બનશે. ત્યારે અપોતીકો મેળે પાછો આવશે એમ નાસ ભાગ રવાનો હુનર કાંઇ એને આજેજ પહેલો દેખાડયો નથી એ કેંઇ સલામતજ હોશે પણ હું દુવા ગુજારૂં છ કે કેંઇ અકસમાત નહી થાય કારણ કે દુકતો ચાલનો એવો અવડો છે કે બોલવાનીજ વાત નહી."

"હા. માકુજી, બોલવાનીજ વાત નહી" જમાઇજીએ ટેકો આપ્યો કારણ કે જમાઇજી સાથે લાયકી કરવામાં લવજીએ બાકી રાખ્યુ હતુ નહીં અને પેટ ભરતો અનુભવ આએ ધનમના કાકાજીને તેના ધરમના ભત્રીજાજીએ આપ્યો હતો.

નાશતાપર આએ બેઉ ડોકરા બેઠા અને ત્યાં ખરશેદ અને હુમબાઇ પણ આવી. બેઉને જોઇને માકુજી તો કાંઇ ગુંગવણમા પડયો

જમાજીએ કહ્યું: "માકુજી; તમારી સાથે તો મને લાંબો વખતની દોસ્તી છે, ને સાથે ખાધેલું પીધેલું કરેલા હરેલા ને ધંધોમી ચલાવેલો. પણ આએ મારાં ધણીઆણી અને દીકરીને તો તમે આજે જ જોયાં હશે."

"હા." માકુજી બોલ્યો. "એક વખત હું આએ તમારા બંગલામાં આવીને થોડા મ્હાડા રહેલો ત્યારે તો એ બેઉ છોકરીઓ સુરત ગેયલી."

"તહાં લગન ખાવા અમે ગેયલાં." ખરશેદ બોલી, "મારાં સગાંને તાંહ લગન હતાં તેથી અમે બેઉ ગીયા તાં."

"ઘણો અજબ સંજોગ કે તમોને બેઉને હમણા સુધી મેં જોયાં નહીં," માકુજી વીચારવંત થઇને બોલ્યો."

"પણ માકુજી બા, મેં તમો ઉપર એ બેઉની સબી એક વખત મોકલીતી." જમાજીએ કહ્યું.

"તો ભલા આદમી, બેઉ સબી ઉપર નામ લખીને મોકલ્યે કેની!" માકુજીએ કહ્યું. "નામ લખતે તો હું બી જાણતે કે—'

"શું જાણતે! બોલોની?" જમાજીએ પુછ્યું કારણ કે માકુજીને કાંઇક વમાસણમાં પડેલો તેણે જોયો. "બોલોની, શું જાણતે!"

"એજ કે દીકરી કેઇ ને બઇરી કેઇ." માકુજીએ ટુંકમાં જવાબ દીધો અને બાડે ડોળે ખરશેદ અને હમબઇના ચહેરા ચીતરવા કીધા.

નાશતા પછી માકુજી પોતાના ઓરડામાં ગયો અને ત્યાં છઝીચેર પર પડયો પડયો બરબડવા લાગ્યો." નમોદ ગીયું બધું કાંટાનું કરેલર

થઇ ગયલું દેખું, જામાજીએબી હજામરા જેનાએ બે સબી મોકલી પણ બઇરીની કે ને દીકરીની કે તે લખ્યું નહીં. મેં ધારયું કે આએ ખુબસુરત જવાન એશલી છોકરી છે તે દીકરી હોશે ને તેમ ધારીનેજ બીચારા મારા દીકરા લવજીને અહીં ધકેલી દીધો એવું જો જાનતે કે આએ ડોઢી સાથે પરણવાની ઓફર જામાજીએ કીધીછ તો અખાડજ કરી જતે ને મારા હીરા જેવા દીકરાને હારમાર કરતેજ નહીં."

વાંચનાર-તું સમજ્યો કે! હમબાઇને અને ખુરશેદને માકુજીએ કોઇબી વાર જોયલી નહી, જામાજીએ બે સબી મોકલાવેલી તેમાં ખુરશેદની સબી જોઇને તે હમબાઇ હશે એવું માકુજીએ ધારેલું અને તેથીજ આવી ખુબસુરત વહુ લેવાની આશામાં મલકાઇ છલકાઇ ને મામાજીએ લવજી આગળ તરેહવાર ફીલસુફી કીધી હતી અને લવજીને આએ કુટુંબમાં મોકલી આપ્યો હતો

"સારૂંજ થયું--ઘણુંજ નેક થયું." માકુજી પાછો બરબડ્યો. "અહીંથી લવજી જતો રહયો તે ઠીકજ થયું. એવી એબલગામણી વહુને જોતાં મને તો તાપજ ચહડ઼ત ને બધાં લોક ઠીઠી હાહા કરીને ઠેકડી લેવડી બનાવતે. આવી ખીચડા જેવી ને આવી કલાંત ને આવી ઉધણુરી ને આવી બરીબલ-તે કાંઇ મારા રંગીલા મોજીલા લવજીને ગમે! નહીં ગમે, કદી નહીં ગમે ને મનેબી નહી ગમે.

બપોરના જમી ખાઇને બેઉ મટારા આગલી પાછલી વાત કરતા બેઠા અને ખરશેદે લવજીના મસ્તી તોફાનનું દાસ્તાન કહી સંભળાવ્યું જેથી માકુજીને રવડતો મુકીને લવજી નાસી આવ્યો હતો તે કહાણી જામાજીએ કહી ત્યારેતો માકુજી પેટ પકડીને હંસ્યો

તે પછી માકુજી પોતાના ઓરડામાં જરા બરડો નાંખવા ગયા. કાસમ પણ ઓરડામાંજ હતો અને તે પોતાના શેઠના પગ ચાંપવા બેઠો અને કાસમે ધીમેથી વાત ચલાવી.

"લવજી બાબો તો અબદુલને લેઇનેજ ગીયોછ." કાસમે કહયું.

"હા એવું લાગેછ ખરૂં." માકુજીએ જવાબ દીધો.

"એવણને માટે તમારે ચીંતા નહીં કરવી, શેઠજી" કાસમે ચલાવ્યું.

"વળી ચીંતા નહીં થાય! મને તો ઘણી ચીંતા ઉપજેછ. કોણ જાણે એ ખલો અનુલો કહાં ગીયો હોશે."

"મારી જાતવાળો એક માણસ હમણાજ મને મળી ગયો તે કહેતો તો કે નાહ્લો શેઠ તો આજે સવારે ઉદવાડા આગળ કોઇ પારસીના ઘેરમાં રહેલો હતો. અબદુલભી ત્યાંજ છે."

"પછી તેં કાંઇ વધારે પુછયું હોશેની!" માકુજીએ પોતાના ભાણેજ માટેની વાતબી જાણવાની ઉલટમાં સવાલ કર્યો.

"તે કાંઇ જાજું જાનતો તો નહીં. એટલું તો ખરૂં કે નાહ્લો શેઠ ને મારો અબદુલ મોજમાં છે."

"ખુદા તારી મદદ." માકુજી છુટકારાનો દમ ખેંચીને બોલ્યો: "ખુદા એને સલામત રાખે ને મારૂં ઘરડપણબી સલામત રાખે."

હવે માકુજીને ઝોપ ચાલવા લાગી માટે કાસમ ઉઠયો અને શેઠ પલંગપર પોહડી ગયા અને કાસમ ચપરાસી શેઠના પલંગની નજદીક

માં જમીનપરજ સુઇ ગયો. બારીઓ બંધ કીધેલી હતી માટે ઓરડામાં ઝાઝુ અજવાળુ હતું નહીં. બને શેઠ નોકર બપોરના ભોજણુ સાથે ચહડાવેલી તાડીની લેહેરમાં ખુશાલ ભર ઉંઘમાં પડયા.

દોઢ—બે કલાક નીકળી ગયા અને બને ઉંઘતાજ રહયા તેટલાં ઓરડામાં એક જબરો ધપકારો થયો અને તે સાથે કાસમની ચીશ સંભળાઈ કે "મર્યો રે મારા બાપ!" તથા જામાજીનો પોકાર સભળાયો કે "અરરર ગુટણુ ભાંગી ગયું!" જેથી માકુજી ઝબકી ઉઠયો અને પલંગની કરટન ઉંચકીને જોવા લાગ્યો તો જામાજી અને કાસમ જમીન ઉપર ગબરડી ખાતા હતા.

"એ તમો કુસ્તી સાની રમોછ! એ શું છે શું!" માકુજીએ દહવારો કરીને પુછ્યું: "કંઇ સમજ પાડશો!"

કાસમે કહયું. "હું મરી ચાલ્યો-શેઠજી—મરી ચાલ્યો."

"વારૂં, મરી પછી જજે, પહેલાં બારી ઉંઘાડ" શેઠે ફરમાવ્યું.

કાસમે બારી ઉંઘાડી અને જામાજી જમીનપરથી ઉઠીને ખુરસી પર બેસી ગુટણુ દાબવા લાગ્યો અને માકુજી પલંગપરથી ઉતર્યો.

"એક અગતના કામ સારૂ હું તમારી સલાહ લેવા આયોછ માકુજી." જામાજીએ કાંસતાં કરાંજતાં કહયું.

"અરે પન એમ સલાહ લેવા આવે તે મારફાડ, અફાડજીબ કરતું કોઇ આવે કે! સલાહ શું લેવા આયોછ? કહેની!"

"ખાનગી વાત છે."

"કાસમ, બહાર જા, બોલાવું ત્યારે આવજે." માકુજીએ ફરમાવ્યું અને કાસમ બહાર ગયો અને તે પછી માકુજીએ પુછ્યું. "ખાનગી એવી તે શું વાત એકાએક નીકળી આવી!"

"મારી દીકરી હમબઇનું કાજ આયુંછ."

"હેં ખરેખર!" માકુજીએ ચોંકીને પુછ્યું કારણ કે હમબઇનું કાજ આવ્યું હોય અને હમબઇ કોઇ બીજે ઠેકાણે દર પડી જતી હોય તો પોતાને માથેની પીડા અને ભાણેજને ગળેની ટાક આવતી દુર થાય એવી માકુજીને આશા ઉપજી.

"તે કેહવા ને તમારી સલાહ લેવા હું દોરતો આયો તે ઓર-ડામાં અંધારૂં ઉતું તેથી કાસમને સુતેલો મેં જોયો નહીં ને કાસમ ઉંઘાયલો ઉતો તેથી તેણે મને જોયો નહીં ને કાસમનો પગ વચમા ઉતો તે મેં જોયો નહી ને કાસમનું ડોકું તેમ ઉતુ ને આંખ વીચેલી ઉતી તેથી તેને જોયું નહી ને આટી લાગી તે મેં જોઇ નહી ને હું પડી ગયો તે--

"અરે બાપુ ટુકું કરની. એમ તાહી શું લઇ બેઠાછ! તમે સલાહ શું લેવા આયાછ તેજ કેહોની."

"પહેલા તો હું એમ પુછું કે લવજી વાસે તમારો શું વીચાર! બેઉને ગોઠવવાની તમારી મરજી છે કની!"

"ભાઇ જમાજી, આપરા બે વચ્ચેની તુ મોહબત જાળવવા માંગતો હોય તો એ વાત હવે અખાડાજ કરજે. જાણે એ વાત થઇજ નથી

એમજ માનજે. એ પાણીએ વાલ ચરવાના નથી. વાસ્તે હવે અખાડાજ કરજો."

"મારી ખરશેદબી એમજ કહેતીતી કે એઉની એકક સાથે મરજી છેજ નહીં એવો રંગ લાગેછ."

"ને ખરૂં પુછાવો તો મારીબી મરજી નથી"

"ને સાચે સાચું પુછાવો તો મારીબી મરજી નથી. એવા તોફાનીને જમાઇ બનાવું તો લગનનો વારોવાર આવવા અગાઉ મારૂં ચાલ્ડ્રમ આવી જાય."

"હવે ત્યારે નવાં આવેલાં કામની વાત કરોની."

"વાત એમ છે, માકુજી શેઠ, કે સુરતથી એક મારો સગો હમબઇનું કાજ લાયોછ. છોકરો સારો છે ને ડાહયો છે. ધમકાવીને એક તરફ બેસાડયે તો ગુપચુપ બેસી રેહ તેવોછે."

"તેની ઉમર શું!"

"તીશ વરસની હોશે."

"ત્યારે તો છોકરો ઘણો ડાહયો." માકુજીએ ટકોરમાં કહયું.

માકુજીની ટકોર સમજ્યા વના જામાજી બોલ્યો. 'હાજ તો. હવે છોકરા તરફથી એમ કહેવાડયું છે કે એકદમ આજે કે કાલે સુરત આવવું અને આવતા હોરમજ રોજે લગન કરી દેવાં"

"પણ એટલી બધી ઉતાવળ શું! હોરમજ રોજને તો ફકત અગયાર દહાડા છે." માકુજી બોલ્યો

"લગનનું મુહરત હોરમજ રોજે છે, તમારો શું વીચાર!"

"છોકરાની કાંઇ બીજી ઓળખ પીછાણ આપશો!"

"અરે હારે, તમે ઓળખોછ. ધનજી ધણુધણુઘોરીનો દીકરો સાપુર."

"ઓહો–ઓળખ્યો–ઓળખ્યો." માકુજી બોલ્યો. "તે તો પઇસા-વાળો છે ને જાગીરણી સારી છે."

"તે લોક કહેછ કે તમારૂં એક દોરયુંબી જોઇતું નથી, ગમે તો રીત કરો ગમે તો ના કરો, પણ આપરે કાંઇ નાગાં ભુખાં નથી. રીતે ભાત દુન્યાના રીવાજ મુજબ બધું કરશું."

"સારાં માણુસ છે તે—"

"હવે સાંભળોની; મારો ને ખરશેદનો વીચાર તો ઘણો છે. હવે હું તમારી સલાહ લેવા આયોછ. તમારો શું વીચાર!"

"જોવોની જામાજી બા, આપરે બેઉ ભઇ–ભઇ જેવા છીયે."

"લાખ વખત; તમે મારા બાપ જેવા છેઓ."

"ત્યારે આપણે બેઉ ખુલાં દીલથી ભઇ તરીકેજ વાત કરીશું. હું એમજ સમજુંછ કે હમબાઇ મારી પોતાની દીકરી છે. હવે હમબાઇ ખુબસુરત તો ગણાય નહીં, હમબાઇને હું ચચલબી કહી શકું નહીં, તે શીખેલી ભણેલીબી જાણું નથી; વાસ્તે આવું ઘેર મળેછ તો થોભવું જોઇએ નહીં, વળી સુરતમાં લગન કરવાંના તે ખરચબી ઓછો નહી ને ખટપટ ને મહેનતબી નહીં. વાસ્તે કાલે થતું હોય તો આજે કરો ને

બસ હાજ કેહી દેવો. પછી તો જેમ તમારી મરજી."

"પણુ હું એખલો શું કરશ ! મુબઇમાં તો કોઇ મદદ આપનારો ટેકો આપનારોબી મળે. એટલી મેહેરબાની કરો, તમેબી સાથે આવો, તમારો ઉપકાર નહીં ભુલશ."

"મને કાંય તસ્દી આપોછ, બેરાદર !"

જામાજી એકદમ ઓરડાની બહાર દોડી ગયો અને વળી તેને શું ફીકૂરં આવ્યું તે માકુજી સમજી શકયો નહી; પણુ બીજીજ મીનીટે ખરશેદને લઇને પાછો તે આવી પુગ્યો.

"કેહ ખરશેદ, એવણુને બોંહશ કર કે આપરી શાથે આવે. બોંહશ કરનીતો-કાલાવાલા કરની." જામાજીએ કહયું.

"બોંહશને કાલાવાલા કરતાં તો મને નથી આવડતું પણુ અરજ કરતાં આવડેછ." ખરશેદ હસીને બોલી: "તમે આવો માકુજી, અમોને શોભા મળશે ને આબરૂ વધશે ને અમોને કેટલો ટેકો ને હીમત મળશે."

"હવે તમે લોક બોંહશ કરોછ ને ચાહીને બોલાવોછ ત્યારે હું તઇયાર છેઉં." માકુજી બોલ્યો.

"ઠેંકયું." જામાજીએ માકુજીનો હાથ લઇ ખુબ હીલવીને કહયુ "તમારી મહેરબાની તો અસલથીજ ને—"

"હુંબી ઘણીજ ખુશી થઇ. ચાલો ત્યારે હવે તઇયાર કર્યે કાલે બપોરની ત્રેનમાં નીકળયે." ખરશેદ બોલી.

"પણુ તમે હમબાઇને પુછી જોયું !" માકુજીએ સવાલ કર્યો

"રાજી ખુશી હોય તો કરજો ને નહીંતો વળી પરણ્યા પછી ચોટલા પીખાય તેવું નહીં થાય"

"મનેજ હમણા એ કહતી તી." ખરશેદ બોલી: "એ કહેજે કે અમે ગયે વરસ સુરત લગન ખાવા ગયલાં ત્યારે એને તે છોકરાને જોયલો ને એને ગમેલો ખી એ મારી આગળ બોલી કે 'બાવાજી વળી દાબા બલ્યા જેવા વળી કાંઇ ખટરો નહીં નાખે ને વાંધો નહીં પાડે. મને ઘણું ગમેછ; બસ આજને આજ જ નકી કરી નાંખો." ત્યારે મેં જર ચણો ચાપી જોયો કે 'લવજી સાથે તારો વીચાર નથી કે!' ત્યારે એ કહેવા લાગી કે 'લવજી સાથે કોઇ મસ્તાન વાઘણને પરણાવશો તો તેબી તોબાહ બોલીને નાસી જશે!' પછી મને સમજાવીને એને તમારી આગળ મોકલી તેટલાં તો તમેજ મને બોલાવવા આવ્યા."

આ પ્રમાણે ગોઠવણ થઇ ગઇ, બીજે દહાડે પારડીથી નીકળેલી જાન સુરત જઇ પુગી અને આઠ દશ દહાડામાં તો લગનગી થઇ ગયાં અને સઉ ભરીપુર્યાં મુંબઇમી સધાવ્યાં.

હમબઇજી આ મુજબ ગોઠવાઇ ગયાં પણ પરણેલી જીંદગી કેમ ગુજારતાં હતાં તેનો નમુનો તો–વાંચનાર તું–હવે પછી જોશે.



# પ્રકરણ ૨૧ મું.

---

## મામાજીની ચીંતા.

લગન વીહવા કરીને પરવારીને જામાજી, ખુરશેદ અને માકુજી પાછાં વાજતાં ગાજતા મુંબઇ આવયા, જામાજી અને ખુરશેદ પોતાને બંગલે ગયાં અને માકુજી પોતાને મકાને ગયો. માંકુજીએ ધારયું હતું કે આ અરસામા લવજીભાઇ પાછા ઘરે આવીને ગોઠવાઇ ગયા હશે પણ લવજીભાઇનો પટો નહી આટલા દીવસ થયા તોબી લવજી પાછો ફર્યો નહી અને તેની તરફથી કશી ખબર અંતર મળી નહી માટે માકુજીને ચીંતા ઉપજી. આવી ચીતા માકુજીને કાંઇ આએ પહેલીજવાર ઉપજી હતી નહી. એકવાર એમજ ઘડીયાળ છેંડા મુકી દઇને ભાઇ કલકતા તરફ પુગી ગયા હતા અને તવાં કડકા બાલુસ થયા હતા તયારે મામાજી પાસેથી નાણા મગાવી મુંબઇ પધાર્યા હતા. તે વખતે પણ માકુજીને શોધા શોધ કરવી પડી હતી અને ઉંઘ અને ભુખ વનાના દીવસ વરડાને ગુજારવા પડયા હતા. એકવાર વળી દર્યાની મુસાફરી કરવાનો ભાઇને શોખ થઇ આવયો હતો માટે એડન તરફ નીસરી પડયા હતા અને એડનથી તાર કરીને પોતાની આ દર્યાઇ સફરની ખુશ વધાઇ મામાજી ઉપર તેણે મોકલી આપી હતી. એકવાર તો વળી સાધુ સનયાસી થઇ જવા સારૂ હીમાલ્ય પર જવા નીકળેલા પણ થોડેક જતાજ વીસકી અને સેંડવીચ હઇડે ચહડી આવયા માટે સનયાસ છોડી પાછા ફેરયું લઇ આવયા હતા. એવા એવા બનાવો કંઇકઇ બની ચુકયા હતા, એવી એવી ઘણીક આપડા ધરડા મામાજીને જોવી પડી હતી

માટે આ વેળાની ફૂરીની લવજીની ગેરહાજરીથી ધરડાને ધાસતી ઉપજી.

માકુજીએ કાસમને પોતાની આગળ બોલાવયો: "કાસમ, આપરા લવજી બાબાની કાંઇ વધુ ખબર અંતર તેં જાણીછ કે!"

"નહીંજી." કાસમે કહયું.

"તારો પેલો જાતવાળો હમણા કહાં છે!"

"ક્યોયો જાતવાળો સાહેબ!"

"લવજી ઉદવાડે હોવાની તુંને જેને ખબર આપી'તી તે!"

"તે હમણા ઉદવાડામાંજ છે. ચોર આમલાનો વેપાર કરેછ ને માછલીના પુછડાં જંગબાર મોકલવાનો ધંધો—"

"ત્યારે તું આજે રાતની ત્રેનમાં ઉદવાડે જા અને તેને મળી ભેટીને લવજીની ખબર અંતર પુછ ને લવજી બાબાને શોધી કહાડ. તેને સમજાવીને તેડી લાવ; ને નહીં આવે તો તરતજ મારી ઉપર કાગજ લખજે, હું ધસડાતો તનાતો આવશ."

આએ પ્રમાણે નકી થયું અને કાસમ ચપરાસી પોતાના નાના શેઠની શોધમાં નીકળયો. છ સાત દહાડે તે પાછો ફૂર્યો.

તે ઉદવાડેથી દરરોજ માકુજીપર કાગળ લખે કે 'હું લવજી માટે તપાસ કરૂં છું અને સારા સમાચાર મળે છે.' માકુજી આશાબી રાખે અને ખીજવાયબી, અને ધધરાવીને કાસમપર કાગળો લખ્યા જાય આખરે કાસમ મીયાં પાછા આવી પુગ્યા.

"કેમ કાસમ શું કરી આયો!"

"શેઠજી, હું અહીંથી ગીયો તેવોજ ઉડવાડાના સ્તેશનપર ઉતર્યો

ને તાંહથી ચાલતો મારી જાતવાળા દોલતખાંને ત્યાં જઇ પુગ્યો. તે બીચારો દોલતખાં ને તેની બાયડી કુલસુમ, ને તેનાં છોકરાં રહીમ જાફર, મરીયમ—"

"હવે તે કુટુંબ કબીલાને ગરદન મારની. તું કરી શું આયો તેજ કહેની."

"લવજીબાબો તો સોડફડયાંમાં એક પેમુજી નામના પારસીને ઘરે રહેલો હતો"

"રહેલો હતો, તે શું હમણા નથી રહેલો કે!"

"નહીં હમણા નથી રહેલો."

"ત્યારે ક્યાં ગયો!"

"કોણ જાણે! કોઇ જાણતું નથી"

"તું મુંઓ કામનો ને કાજનો કરતો. બરાબર ખુલાસાથી બોલસીબી નથી મરતો"

"પણ તમે મને બોલવા દેવો તો બોલું કે!"

"પણ બોલની, બોલની. એ ટુકતો છે કહાં! કાંઇ સમજ પડે? બેટી બાપેતો મારી જીંદગી બધી રદ બાતલ કરી નાંખીછ ને એક ઘડીનો કરાર નથી આપ્યો. બોલની-મોહકુ શું જોયા કરેછ!"

કાસમ બાપડો જંજાળમાં પડયો. એક તો શીખેલો ભણેલો અને હુશીયાર ઘણો તે ટુકમા સઘળું ખુલાસાવાર જણાવવાના વાધા પડે અને તે થોડું ઘણુ સમજાવવા માંડે કે માકુજી વચ્ચે ઉડી પડે અને તેને બોલતો અટકાવે, પોતે બુમ બરાડા પાડે, બરબડે અને પછી

કાસમ ઉપર ધુંજારો ચલાવે કે 'તું બરાબર બોલતો નથી અને ખુલાસો કરતો નથી."

આખરે માકુજી એટલું સમજ્યો કે લવજી થોડા દહાડા સુખ ચેનમાં અને શાંતીમાં સોડફડયાંમાં રહ્યો હતો; તે પછી તે ત્યાંથી નીકળયો હતો અને અબદુલ પણ રવાના થયો હતો તે કયાં ગયો તે કોઈ જાણતું હતું નહીં પણ ભાડુતી ગાડી કરીને પારડી તરફ ગયો હતો એવું માલમ પડયું હતું.

"પણ તું ગીયો ગીયો તે જાણે દટાઇજ ગીયો." છેવટે માકુજીએ કાસમ ઉપર છેલ્લો હલ્લો ચલાવ્યો. "આટલી ખબર કહાડનાં આટલા દહાડા થયા! સપાટામાં ખબર કહાડવી હતી કની!"

હવે લવજીની શોધ કરવામાં શું ઉપાય લેવો તેના વીચારમાં માકુજી પડયા. લવજીના સઘળાં ખુણાં બાચરમાં માકુજી આએ નામચીન એડીકો કાસમને લઇને ફ્રરી વળયા અને દરેક ઠેકાણે ભાલ કહાડી પણ લવજી ભાઇની અસલ નસલ જણાઇજ નહીં. દીવસો નીકળી જવા લાગ્યા અને તેમ માકુજીના પેટમાંનો ધસ્કો પણ વધ્યોજ ગયો. ખુદ પોતાનો દીકરો હોતે તોપણ માકુજી આએ લવજીને વધુ ચાહી શકતે નહીં. લવજીપર માકુજીની પ્રીત અઠાગ હતી અને તેના વના માકુજીને ચાલતુ હતું નહી. લવજીની ગેર હાજરીથી માકુજીને બહુજ બેચેની થઇ અને હવે કોઇબી ઉપાય કરવાનો અથવા પોલીસને ખબર આપવાનો ઠરાવ માકુજીએ કીધો પણ ઠરાવ અમલમાં મુકવા અગાઉ એતેફાકન લવજી ભાઇનો ભેટો થઇ ગયો.



# પ્રકરણ ૨૨ મું.

—:૦:—

## લાલ વાવટા પછી ફાકા ફુકી.

લવજી સાથે માકુજીની મુલાકાત કેમ થઇ તે આપણે હવે જોઇશું. સુરતથી મુંબઇ આવ્યાને માકુજીને લગભગ વીશ દીવસ થઇ ગયા. હતા અને લવજીને મુંબઇ આવ્યા ને લગભગ ૧૭ દીવસ થઇ ગયા.

આપણે જોયું છે કે મંચી મવાલી જેવા એક ભલાં માણસને ઘરે લવજી જઇ પુગ્યો હતો તે મીત્રનું ઘર મજગામમાં આવેલું હતુ. એક ચાર મજલાના ઘરના છેક ચોથા મજલાપર નાની બંગલીમાં-આ ભાઇ રહેતા હતા તે બંગલી ફકત એકજ ઓરડાની બનેલી હતી દાદર પુરો થાય કે દાદરને મથાળેજ ઓરડાનું બારણું દેખાય. ઓરડી ત્રણ બાજુએથી ખુલ્લી હતી અને ઓરડીની ચોથી બાજુએ એક નાની બંધ્યાર મોરી હતી જેને મંચી "ડરેસીંગ રૂમ" તરીકે ઓળખતો હતો.

આ ઘરમાં પારસી કુટુંબો વસતાં હતાં અને તેમને નાટકની મુફત ટીકીટ લાવી આપીને મંચીએ એવાં તો રાજી કીધાં હતાં, તેમના સારા સપરમા દીવસે ગાઇ બજાવીને એવા તો ખુશ કરી મુકયા હતાં, અને હસી હસાવીને એવા તો જીતી લીધા હતાં કે તેની બધી મકરકુદી અને તોફાન તરફ તેઓ આંખ મીચામણા કરતા તેના માંગનારાઓને આ તેના ઘરની ઇશ્વાની નીશાની તે કદીએ આપતો નહીં અને તેથીજ તે આ ઘરમાં હમણા સુધીમાં રહી શકયો

હતો કારણ કે જો માંગનારાઓ તે ઘરની નીશાની જાણતે તો અઠ-વાડયાંના આઠે દીવસ તેના ઘર ઉપર દરોરો પડવાનું ચાલુ રહેતે અને દરરોજ ઘેડ ફજેટો જાગતે.

લવજી જેવો ત્યાં જઇ પુગ્યો કે મચીએ ઉઠીને તેને શેકહેંડ કીધી, કોટી કીધી, ચુમી લીધી અને આ બે બેરાદરોએ ખુબ તરેહથી મળી ભેટી લીધું જે મુલાકાતનો દેખાવ જોતા અબદુલ લામટાંગ એક તરફ અદબ અદાથી ઉભો રહયો.

બેઉ જાગ્યા સામ સામા વાતે બેઠા. આખા ઓરડામાં ફરનીચર ઘણું થોડું હતું, ચાર ખુરશી, એક ઇજીચેર, બે કબટ, એક ટેબલ અને એક પલંગમાં સઘળુ સમાઇ ગયલું હતું અને એક ખુણામાં એક અભડાઇ ઉપર ખાલી બાટલીની રેજીમેંટ ઉભેલી હતી, નહાણી વાળી ઓરડીમાં, પ્યાલા રકાબી, કલસ્યા, ટામરી, એવું બધું પરચુટણ ગોઠવેલું હતું. આવા સોલે સનગારના રૂમમા બેઉ દોસ્તો બેઠા

"તું જેવો ગાવડી ગવાડ અને ઉજબખ છે તેવોજ આએ તારો નોકરબી છે." મંચીએ કહયું: "નખોદ ગીયો તો,આયોછ ત્યારનો અહી નો અહીજ એ .પડી રેહયોછ. કેઠે સસરતો નથી કે વસરતો નથી. કામે કાજે મોકલુંછ તો જતોબી નથી ને કહેછ કહેછને એમજ કહેછ કે હું તો મારી ફરજ બજાવુંછ ને માલેકના હુકમ મુજબ કરૂંછ."

"આએ તારી શું ફરયાદ-અબદુલ?" લવજીએ પુછયું.

"તમો સાહેબે મને ફરમાવેલું કે કેઠે જવું આવવુ નહીં ને તમો સાહેબે ધમકી આપેલી કે કેઠે જવશ આવશ તો તમો માથુ ભાંજી નાંખશો તેથી અહીજ રહયો." અબદુલે કહયું.

"અરે ભાઇ એતો હજામડો છે. મારાંબી એમજ પાકવીને પલેટર કરી મુકેછ. મરવા દે એને. લાવની કાંઇ છાંટો હોય તે કહાડની ને ખાવા પીવાનું મંગાવની." લવજી બોલ્યો.

"છાંટો પાણી કહાડું તારાં ને મારાં કલેજામાંથી? ને ખાવાનું આએ મજગામની ભંડારવાડા ટાંકીના પથરા"

"એટલે! તું શું ભુખો રહેછ કે!"

"ભુખો રહેલો તો નથી પણ હવે રેહવુ પડશે. અહીં તદનજ ફકા ફુકી ચાલેછ ભથયાર ખાના વાળો હવે એક દોઢયાંનુંબી ખાવાનું ધીરવાની ના પાડેછ ને કત્રી લીકરબી હવે મળતો નથી પછી શું કરૂં!"

"ચાલ ત્યારે હુ ખાવા પીવાનુ લઇ આવુંછ તું બેસ અહીજ ઓય આવુંછ" એમ કહીને લવજી ઉઠયો અને પોતાના નોકર અબદુલ સાથે બહાર પડયો.

તેણે પહેલાંતો સો રૂપ્યાની એક નોટ વટાવી અને પછી તરેહવાર ચીજ પ્રોવીજન, બ્રાંડી વીસ્કી, બીસકીટ, જેલી એવો ઢગલા બંધ સામાન ખરીદયો અને હેલકરીઓની લાઇનની લાઇન લઇને આવી પુગ્યો. એહ તમારે આઉટી થઇ ગઇ અને બેઉ દોસ્તોએ ખાઇ પી ગાઇ બજાવીને હોલી દીવાલી અને નવરોઝના તેહવાર સામટા પાળી લીધા.

લવજી આએ ઘરમાં ઠર પડયો અને દીવસો નીકળી જવા લાગ્યા અને બેઉ બેરાદરોએ ખાઇપીને અનંદ કાળ રહેવા માંડયું અને તેજ મુજબ આપણો અબદુલ મોજયાં મારવા લાગ્યો

પણ લવજીના ગજવાં માંહેલી રૂપ્યા ત્રણ સોની નોટ કયાં સુધી જવાબ દે! જયાં લાગ વાવટોજ મુકેલો તયાં પછી

કારૂનનો ખજાનો હોય તેભી ખાલી થઇ જાય ત્યાં આએ ત્રણ સો રૂપરડીની શું બીસાત! દરરોજ જ્યાં વીશ પચીશનો ધુમાડો થાય ત્યાં ત્રણ સો તે કેમ ટકી શકે?

હવે કડકા કડકીનો વખત આવી પુગયો અને તેની સાથે લવજીની એક નવી જંજાળનો સમો પણ આવી પુગયો.

જે દહાડે લવજીએ પોતાનો છેલ્લો રૂપ્યો ખરચી નાખયો હતો તે દીવસે લવજી ઓરડામાં-અલબતાં મંચીના ઓરડામા-બેસીને ભવી-ષ્યનો વીચાર કરતો હતો તેટલાં કુદતો નાચતો ટચાકડી ફોડતો ખુશ મીજાજે મંચી આવયો અને ઓરડામાં આવીને નાચવા કુદવા લાગયો.

"કેમ મંચીબા, ઘણા ખુશ મીજાજમાં છેઓ. કંઈ તડાકો મારી આયા કે! કંઈ પાછો હાથ માર્યો કે!"

"દોસ્ત આજે તો મેં એક ફાકડું કામ બજાવયું છ. તુંને ખબર છેકે! આપણા ઘરના પહેલા માલની ફેની સાથે મને ઘણી-ઘણીજ દોસતી છે. તું જાણે છકે!'

"હા, બા, હું અહીં આયો તયારથી તમારા નાટક જોતો રહયો છ. એ છોકરી રમકડાં જેવી છે. મનેભી ઘણી ગમેછ."

"મારો વીચાર એ છોકરી સાથે પરણવાનો છે."

"કેઇ કમાણી ઉપર?"

"હવે તું એવી નાસીપાસ થાવું ને નાહીમત થાવું તેવી વાત ના કરની તો. એ છોકરી માસ્તરણ છે અને એની બહેનપણી માસ્તરણ છે. મારી એવી ગણત્રી છે કે હું ફેની સાથે પરણું ને તું એની મોટી

બેહેન આલી સાથે પરણુ."

"તેં આવી યોજના તારાં મનમાં ઉભી કીધી તેથી તું આવો ખુશ ને મગન ને રંગીલો બની ગીયોછેકે?"

"મારી સ્કીમ તો જુદીજ છે. પણ પરણવાનો તારો વીચાર છે કે? જો એમ હોય તો નકી કરી દઇયે ને તેમ થશે તો મનેબી ફ્રેની સાથે પરણવામાં મુશકેલી પડશેજ નહી."

"એટલે! હું નહી સમજયો."

"તારામાં તો અકલજ થોડી છેજો તું ફ્રેનીની બેહન આલાં સાથે પરણે તો આલાં તવંગર બને અને આલાં તવગર બને તો પોતાની ગરીબડી બેહનને પઇસા આપ્યા કરે અને ફ્રેનીને પઇસા મળ્યા કરે તો મારૂં ટટુ ચાલ્યા કરે."

"યોજના તો ઠીક વડી કહાડી બેરાદર, પણ એ પાંત્રીસ વરસની આલાં સાથે પરણવાનો મારો વીચાર નથી થતો."

"જો મારૂ કહયું માન દીકરા, સુખી થાને સુખી કર."

"તું બેજું ના દુખવ માય, એ વાત આપણે બીજી વખત કરશું. હમણા તું મગન શાવરે થયો તેજ કેહની"

"કેટલા કેટલા દીવસ થયા હું ફ્રનીને કેહુંછ કે એક દહાડે મારા ઓરડામાં જમવા આવો. બસ તે નાની નાજ કહેતી હતી. હમણા આપણા છકાના બજાર છે તેથી મેં વધારે બાંદશ હોંશ કીધી અને તેની બહેનનેબી સમજાવી. આજે ફ્રેનીનું વરસ છે તેથી ઘણીજ બહોંસ કીધી ત્યારે આજે કબુલ થઇછ ને આજે આપરાં ઓરડામ

એ બેઉ જમવા આવવાના છે."

"જમવા આવવાની છે તે તો ઠીકજ છે પણ જમાડશો શું! તારાને મારા હાથપગ જમાડશે?"

"એ તું એમ શું કરેછ!" ફીકોફ્ચ થઇને મંચી બોલ્યો. "એ બેઉ બપોરના બાર વાગે જમવા આવશેને–"

"બાર વાગે જમવા આવશે ત્યાં આપરા બેઉના બાર વાગી જશે. ઘેરમાં છે શું કે જમશેને જમાડશે.!"

"કાંઇ નથી ?"

"કાંઇજ નથી. એક ટુકડોબી નથી જે ખાવાનુ હતું તે ખવાઇ ગયું, જે પીવાનું હતું તે પીવાઇ ગયું, ને ખડખડયા કરતુંતું તે ખરચાઇ ગયું." લવજીએ કહયું; "હવે તો ગજવામાં કેલી ચાર દોઢયાં બાકી રહેલા છે"

"ત્યારે હવે કરયે કેમ!" મચી બોલ્યો.

બેઉ જણા સામસામા બેસીને માથાં ધવડવા લાગ્યા પણ સંકડામણમાંથી નીકળવાનો ઉપાય દેખાયો નહી.

"હા–હા ઠીક યાદ આવી." લવજી છલાંગ મારીને બોલ્યો; "મારૂં સુનાનું ઘડીઆલ, ને છેડા ને વીટી છે તે લાવતો. કેઠે મારગીજ મુકીને પઇસા કહડાવ્યે. પછી વળી છોડવી લઇશું."

મચીએ પોતાના બેઉ ખભાં ચહડાવી તેની વચ્ચે પોતાની ગરદન અને માથું બોસી દીધું.

"લાવની; એમ મોહડું શું જોયા કરેછ?"

"લાવું; પણ કીયા ચુલામાંથી લાવું?"

"ચુલાહમાંથી! એટલે શું તેને કાંઇ ગરમ કરવા કે ભુંજવા મુકયું છે?"

"તે તો કે દહાડેનું ફુંકાઇ ગયું?"

"વલી તારી રીત મુજબ કાંઇ કોમીક કરેછ કે?"

"જે દહાડે તારો નોકર આવ્યો તેજ દહાડે ઘોડાની શરત છેલ્લીજ દોડવાની હતી તે મેં ઘડીઆળ છેડો ને વીટી વેચી નાણું ઉભાં કીધાં ને ફેવરીટ ઘોડા ઉપર મુકયાં તો ફેવરીટ ઘોડો પડી ગયો અને નાણું ઉડી ગીયાં."

'માંરા પઇસાથી જુગાર રમતાં તુંને શરમ નહી આવી?"

"વળી એમા શરમ શાની? તુને હું કાંઇ જુદા છઇયે?"

"અરે પણ એમ તે કાંઇ રમવું હતુ?"

"ત્યારે કેમ રમવું હતુ? હું જીતી આવતે ને એકના દસ કરતે તો તુંજ મને પીઠ ઠોકીને શાબાશી આપતે."

"અચ્યા તુંને ઠોકી નાંખવાનું મને ઘણું મન થાયછ."

"હવે આપણે અપસ અપસમાં ઝઘડો કરશું તો સુન્ના જેવી ગોઠવણ રહી જશે. ગીયું તે ગીયું; તેનો હવે બળાપો શાનો કરવાનો મને તો બળાપો નહી થતો."

"તુને કહાંથી થાય દીકરા? તારા પઇસા નથી ગીયાની તો. પણ જો પણ મને એક આઇડીઆ આયોછ. હું જે દુકાનેથી દરરોજ પ્રોવીઝન લાવતોતો તે દુકાનવાળાએ મને બેચાર વાર કહેલું કે કાંઇ નહી ભાઇ ગમે તો કાલે પઇસા આપજો. તેથી તેની દુકાને હું જાઉંછ

ને બધું લઇ આવુંછ. તું કાંઇ દારૂની ગોઠવણ કરે તો મજાહ પડે."

"દારૂ ?" ગળું બવડીને મચી બોલ્યો; "દારૂ ? એ છોકરીઓને તો વાઇન જોઇશે ને આપુને વીસ્કી. ત્યારે એક વાઇનની ને એક વીસ્કીની બાટલી જોઇએ. ઠીક છે. હું યુકતી કરૂંછ. તું જા ને પ્રોવીઝન લઇ આવ, તેટલાં હુંબી મારી પેરવીમાં છેઉં." મંચી બોલ્યો, "તું અબદુલને કહેતો જા કે હું જેમ કેહઉ તેમ કરે"

લવજી તરતજ કપડાં પહેરીને બહાર પડયો અને મંચીના હુકમ મુજબ અમલ કરવાને તેણે અબદુલને ફરમાવ્યું. તેના જવા પછી પોતાની યુકતી લડાવવાને મંચી તઇયાર થવા લાગ્યો.



## પ્રકરણ ૨૩ મું.



## સ્તમબોલી યાહુડીનો 'ઓરી' બોલનારો નોકર.

મંચી મવાલીની જીંદગી બોતવાની આપણે જોઇ ચુકયા છીએ. આગણે વાંચ્યું છે કે તરેહવાર રંગરૂપ પહેડવાશ પોશાક અને દેખાવ રજુ કરવામાં આએ જવાન્યો કુશળ હતો અને તે માટેની સામગ્રી તેણે પોતાના ઘરમાં રાખી મુકી હતી.

લવજી ખોરાકીની જણુસો લેવાને રવાના થયો તે પછી પીવાની જણુસો લેવા જવા મચી તઇયાર થવા લાગ્યો તેણે એક કબટ ઉંગાડી માહેથી કેટલોક સામાન બહાર કહાડી પોતાના બદન ઉપર સજવા

માંડયો અને અબદુલ્લ તેને જોતો અદબ વાળીને ઉભો અને મંચીનો જેમ જેમ દેખાવ અને ચેહેરો ફેરવાતો ગયો તેમ તેમ અબદુલ્લ ડાચું વકાસીને ડોળા ફાડીને જોવા લાગ્યો અને છેવટે તો મોટી જબરી અવાચી ખાતો હોય તેમ તેનું ડાચુ તદનજ વકાશીને પોહળી ભાગળ જેવું બની ગયું.

કોઇ સાધારણ માણસની અજબ થાય તેવો ફેરફાર મંચીએ કરી દીધો હતો તો પછી અબદુલ્લના શું આશરા ! તે સ્તમબોલી યાહુદી બની ગયો હતો. માથાં ઉપર એક પાયલી નીમક સમાય તેવી લાલ ટોપી અને બલ્લદનું પુછડુ હોય તેવું જાડું ભરેલું જાંબુરા રંગનુ ટોપીને લટકતું ફુમતું. ભરાવદાર દહાડી અને આંકડાદાર મુછ. ગુચ્છાદાર ભવાં. કેશમીરી શાલ જેવી મોટી બદામની તરાંહનો કબજો અને તેને ૭ ખુણાના રૂપા જેવાં ચલકતા સીસાંના બટન. જામા ઉપર પીછોડી બાંધે તેવો લીલો રેશમી કમરબંધ. પગની ઘુટી સુધી પુગતો ચાકલેટ રંગનો સાહયો અને સફેદ મોજાં સાથે અરધાં શુઝ.

આવી રીતે મંચી તઇયાર થયો અને તે પછી અબદુલ્લને તઇયાર કીધો.તેપોતે શેઠ અને અબદુલ્લ વાનોતર. આવી રીતે આએ બે તઇ· યાર થયા પછી મચીએ અબદુલ્લને કહયું: "તારે કાંઇજ બોલવું નહીં પણ "બોરી" એમજ બોલવું. કોઇબી માણુસ કાંઇબી સવાલ પુછે તો 'બોરી' કેહેવું. બીજું કાંઇજ નહી "

અબદુલ્લે કહયું "ઠીક છે સાહેબ મારી ફરજ બજાવશ."

"ચુપ તું 'બોરી' મોહડે કરી રાખ."

બંને બહાર નીકલ્યા અને ઘરથી થોડેક જવા પછી મચીએ

ભપકામાં વીકટોર્યા ગાડી બોલાવી અને તેમાં તે બડા ઠાઠમાઠથી બેઠો અને અબ્દુલને કોચબોક્ષપર હાંકનારની પડોશમાં બેસાડયો અને ગાડી હંકાવી, તો જો કે વીકટોરીયાવાળાને ભાડુ આપવા સારૂ મંચીના ગજવામાં એક ખોટું કોડયું પણ હતું નહી.

એક નાની દારૂની દુકાન આગળ ગાડી ઉભી રખાવી જે દુકાનમાં એક બોલ્યો મહારાજ પારસી હમેશાં બેસતો હતો એમ મંચી જાણતો હતો અને તે એવો મુર્ખો અને કમઅકલ હતો કે તેને બનાવી કહાડવાનું સહેલ થઇ પડતું હતું એમ પણ મચી જાણતો હતો.

ગાડીમાંથી ઉતરતાંજ દુકાનદાર તેની આગળ દોડી આવ્યો. સવારના નવ વાગેલા હતા માટે તરતનીજ દુકાન ઉંઘાડેલી હતી અને ઘરાકી ચાલુ થવી હતી નહી. મંચીએ તો ફારસી, ઉરદુ, તરકીશ, આરબી, ગુજરાતી, મરાઠી, સઉ ભાષાઓનું ઇશટુ બનાવીને જે મોહડે આવ્યું તે બોલવા માંડયું અને તેનો સાર એજ નીકળયો કે ( દુકાનદાર એવું સમજ્યો કે ) આ ધણી કોઇ મોટો ઇસ્તમબોલી મોતીનો વેપારી હતો અને "ન્યુ મોગલ હોટલ" માં ઉતરેલો હતો અને દારૂની ખરીદી કરવા આવેલો હતો. યાહુદી વેપારી સાહેબે એક વીસ્કી અને એક પોર્ટ વાઇનની બાટલી ખરીદી અને ખરીદયા પછીજ યાદ આવ્યું કે તેઓ પોતાની પાકીટ ઘરે ભુલી આવ્યા હતા. યાહુદીએ તો પોતાના નોકરને ખુબ દમ ભરાવ્યો અને કોઇ ભેદ ભરેલી ભાષામાં ઘણુંજ બુમ પાડીને કહ્યું અને નોકરે 'ઓરી-ઓરી' કર્યા કીધું.

આખરે બને બાટલી લઇ યાહુદીજી પોતાના નોકરને ત્યાંજ બેસાડી પઇસા લાવવાને ગાડીમાં બેસીને ઉતાવલે રવાના થયા. અબ્દુલને

પઇસાની જામીનગીરીમાં મારગેજ મુકયો હતો.

ચાહુડીજી વીકટોર્યામાં બેસી પાછા નીકળ્યા અને પોતાના ઘરથી થોડેક દુર આવેલા એક કાવાખાના આગળ ઉતર્યા અને વીકટોર્યાં વાળાને ઇશારતથી થોભવા કહી કાવાખાનામાં ઘુસ્યા અને પાછળે બારણેથી વટી ગયા. આની તરફ વીકટોર્યાં વાળો કાવાખાના આગળ જપના કરે અને પેલી તરફ અબદુલ્લ મીયા દારૂની દુકાનમાં તોવાઇ જાય અને આપણા મચીભાઇ ઘરે આવી ઇસ્તોમઓલી પોશાક ઉતારી પાછો હાવો હોકો થઇ ગયો.

થોડાજ વખતમાં લવજી આવી લાગ્યો અને તે પણ ઘાટી પાસે ઉંચકાવીને ટોપલો ભરીને સામીગ્રી લાવ્યો હતો જે ઘાટી દુકાન દારનો પોતાનોજ નોકર હતો માટે હેલ આપવાની અફાડકુટ કરવી પડી નહી.

આ વેળા અગ્યાર વાગા હતા અને બાર વાગેતો મેજબાની હતી માટે આએ બેઉ બેરાદરોએ પોતેજ નોકર ચાકર બની જઇને બધું ગોઠવી ગાઠવી દીધું, ટેબલ સાફ કરી, ઉપર ચાદર બીછાવી; ચાર પ્લેટ જે અલબતાં એકકથી તદનજ જુદા રંગ રૂપ ઘાટ ઘટમ અને તગાંહની હતી તે મુકી અને ચાર ગલાસોની ગોઠવ્યાં અને જે ચાર દોઢયાં બાકી રહેલાં હતાં તેનું બરફ વેચાતું લાવ્યા અને સારાં નસીબે ઉધારી લીધેલી દજન સોડા લેમોનેડ બાટલીઓ માહેલી ત્રણ લેમોનેડ અને ત્રણ સોડાની બાટલી બાકી હતી તે ટેબલપર હાજર કરી દીધી.

બાર વાગે મેજબાની શુરૂ થનાર હતી પણ પોણા બાર વાગે બેઉ બાનુઓ પધારી અને અલબતાં તેમને આ ઓગરીબાજ જોડીએ બહુંજ હરખ ભર્યો આવકાર દીધો અને તરત લવજીએ પોતાને માટે વીરકીની

અને મંચીએ બાનુઓને માટે વાઇનની બાટલી ઉંગાડી.

માછલી, ઓક્ષ-ટંગ, ડક, વગેરેના દાબડા તો અગાઉથી ઉઘાડીને તથા સગડી ઉપર તે સઘળું ગરમ કરીને તઇયાર રાખેલુંજ હતું તે ટેબલ ઉપર ચપોચપ તેઓએ ગોઠવી દીધું અને તે કામમાં તે બેઉ બેહનોએ પણ મદદ આપી આ લોક ભોજનની તઇયારી કરીને જમવા બેડાછે, ખુશ મીજાજમાં ટાહુકા ટુચકા ચાલેછે, સલામતીઓ લેવાય છે, મંચી મોટે ભાગે ફ્રેની સાથેજ ગેલ ગમત કરે છે, આલાની મદારત કરવાનું લવજીને માથે પડયું છે, અને એમ આએ ડીનર હસાહસી રમુજ અને ગાણુ તાણુ વચે ચાલે છે તેટલાં આએ બેઉ બાઇઓના ચહેરા આપણે ચીત્રી લઇશું.

આલીબાઇની ઉમર મંચીએ ગણત્રી કીધી તેમ બત્રીસ વરસની અ લવજીએ અટકલ બાંધી તેમ પાંત્રીસ વરસની લાગતી હતી પણ ખરેખર તો ઓગણચાલીશ વરસની હતી. બદન જાડું પણ હાથની કાંદી અને ગરદન દીવાસલી જેવી, નાખ ને બદલે એક નાહ્લો જેવો પપેટો ગોઠવી દીધો હોય તેવું કાંઇ લાગે. આંખ ચુંચી અને એક મીનીટમાં ૫૦ વખત ચપક ચપક થયા કરે. પણ ભોલી અને મીજાજની ખુશાલ હતી અને ઘણીજ સમજુ અને દુરઅદેશ હતી. તેણી રડાયલી હતી અને મરનાર માટી તરફથી પાંચ સાત હજાર મળેલા જેના વ્યાજપર અને પોતાની તથા પોતાની બહેનની સ્કુલ–ટીચર તરીકેની નાની કમાણી ઉપર બને જણીઓ સંતોષમાં ગુજારો ચલાવતી હતી.

ફ્રેની દેખાવલી હતી. બલુ આંખ અને હસતાં ગાલમાં પડતા જીણા ખાડા જોનારની આંખને ખુશ કરનારા હતા. બોલકણી ઘણી હતી અને મંચી ઉપર જરા ઘરાંપરાંબી ખરાં. ઉમરે વીશ વરસની

લાગતી હતી, અને આખું બદન ઘટમદાર અને સીમેત્રીકલ હતું.

જરા જરા વાઇન બાઇઓએ સીપ કીધે અને ઘણે ઘણો વીસ્કી ભાઇઓએ હજમ કીધે અને દણુસા પર દણુસા ચાલુ થયા અને ચાર જણાએએ હસાહસ અને ગડબડ ગોષ્ટ્યારાથી એવુ તો રોખરૂં મચાવી મુકયું કે બહારથી જોરમાં ઠોકાતાં બારણાનો અવાજ થોડો વાર તો સંભળાયો નહીં પણ જ્યારે સંભળાયો ત્યારે સઘળાં ચુપ થઇ ગયાં, મચી બે બાખરો પડી ગયો અને લવજી ફીકો ફ્ક થઇ ગયો.

આ બારણું ઠોકનાર કોણુ છે અને બારણું ઠોકતાં સંભળાયલી બુમોનો અવાજ કોણનો છે તે શોધી કહાડવા અગાઉ આપણે પહેલાં અબદુલ તરફ નજર દોડાવીશું.

અબદુલને મચી પેલા દારૂવાળાની દુકાને બેસાડી ગયો તે પછી દારૂવાળો કામકાજમાં રોકાયો અને તે પછી અરધો એક કલાક વહી જતાં ઇસ્તોમબોલી યાહુદી પાછો ફર્યોજ નહી ત્યારે દારૂવાળાને ચટપટ થવા લાગી. બીજી પાંચ દશ મીનીટ વહી જવા પછી તેણે અબદુલને પુછ્યું.

"તારો શેઠ કયારે આવશે!"

"ઓરી" અબદુલે જવાબ દીધો.

દારૂવાળો સમજયો કે બીચારો ગુજરાતી જાણુતો નહી હશે માટે તેણે ઉરદુમાં—અલબતાં ઘણાખરા દારૂવાળાએ જે ધપે ઉંચ પ્રકારની ઉરદુ ઝબાન બોલે છે તે ધપે-પુછ્યું. "તુમારા સાહેબ અબી જો આયાથા, તે કબ પાછા આયગા"

"ઓરી."

દારૂવાળાએ જરા મરાઠી ભાષામાં કોશેશ કરી જોઇ: "તુમચા શેઠ ગેલા તે મંગાસી કવાં આવેલ!"

"ઓરી."

"એ શીખવેલા પોપટની માફક ઓરી ઓરી શું કરેછ!"

"ઓરી."

આએ વખતે દારૂવાળાના એક દોસ્ત આવી લાગ્યો અને તે આએ તમાશો જોઇને બોલ્યો: "એ નવું બોકડું કહાંથી પકડી કહાડયું! નોકરી રાખ્યોછ કે!"

"નહીંઆ, હમણા તો મનેજ એની નોકરી કરવી પડવાની. મુજને તો કાંઇ બોલતાં આવડતુંજ નથી ને સઉ કશાંમાં 'ઓરી–ઓરી' તો કરયા કરેછ."

"પણ છે શું! કાંઇ સમજાવશે!"

દારૂવાળાએ બધો મામલો સમજાવ્યો અને સઘળું સાંભળીને પેલા દોસ્ત તો ખુબ તરેહથી હસ્યો. તેને હસ્તો જોઇ ખુદરતી રીતે દારૂવાળો ખીજવાયો.

"મારાં પેટમાં આરાં ઉભાં આવેછ ને તું હસેછ કે!"

"હસુ નહીં તો શું તારા બાપ બપાવાને નામે રડવા બેસું! તું હમેશનો એવોજ ઉલ્લુ રહી ગીયો કે! તે વાઠુડી કેહી ગીયો કે ન્યુ મોગલ હોટલમાં ઉતરયોછ તો કોઇ મોગલના હોટલમાં વાઠુડીને ઉતારોબી આપે! ને વળી એટલું નહીં સમજતો કે મોગલના હોટલમાં દારૂ લઇને કોઇ દાખલ થવાની હીમતબી કરે."

"ઓતારી! ત્યારે આએ બધી શું ઠગાઇ કે!"

' ઠગાઇ, સાત પાણીએ ધોયલી ઠગાઇ"

આએ વેળા ખાલી વીકટોર્યા આવી પુગી અને વીકટોર્યાવાળાએ પોતાનુ' દાસ્તાન કહી સ'ભળાવ્યુ'. હવે કમબખતી જાગી આપણાં અબ્દુલ મીયાંની. એક તરફથી એક પાંખડુ' પકડીને ખે'ચે ને બીજી તરફથી તેનું બીજું પાંખડુ' ઝટકાય બે ચાર ઠોલ ઠપડાકબી થઇ પણ અબદુલ બદો ' ઓરી ' સીવાય બીજું કાંઇ બોલેજ નહીં. તેને તો તેની ફરજ બજાવવાની હતી માટે ' ઓરી ' સીવાય બીજું તેનાથી બોલાયજ કેમ ?

આખરે ઠર્યું એમ કે ' ન્યુ મોગલ હોટલ 'માં જઇને ખબર કહાડવી, તો જો કે તે હોટલમાંથી કાંઇ સનાનનાજ સમાચાર મળશે એવી દારૂવાળાની, તેના દોસ્તની અને વીકટોર્યા હાંકનારની ખાત્રી હતી. પોતાના નોકરને દુકાન સોંપીને દારૂવાળો નીકળયો અને તેનો દોસ્ત તથા અબદુલ વીકટોર્યામાં બેઠા અને તેઓ સઘળા ન્યુ મોગલ હોટલમાં આવી પુગ્યા.

ત્યાં ખબર કહાડી તો ઇરતોમબોલી યાહુડી જેવી કોઇ ચીજ ત્યાં હતીજ નહીં. ત્યાં ટુરકી, આર્બી, ફારસી વગેરે ઓરીયંટલ ભાષા બોલનારા અનેક માણુસો હતા અને તે સઘળાઓએ પોતપોતાની ભાષામાં અબદુલને સવાલો કર્યા પણ અબદુલ તરફથી એકજ એક સરખો જવાબ મલ્યો કે ' ઓરી.'

સઘળાઓની ખાત્રી થઇ કે આએ કોઈ લુતારો લુચ્ચો છે અને તેને પેટ ભરીને જમાડવાનો અને પોલીસના હાથમાં આપવાનો વીચાર થયો પણ તેટલાં ત્યાં પાંચ સાત માણુસો જમા થયાં જે માહેલા એક

માણસે અબદુલ આગળ આવીને પુછયું:

"એ કોણ? અબદુલ કે! એ તારો આવો કેવો અવતાર?"

"મોટા શેઠ મામુજી!" અબદુલ બોલી ઉઠયો.



## પ્રકરણ ૨૪ મું.



## ભાણેજની બીમારી અને મામાજીની દવાઈ.

ખરેખર લવજી ભાઈનાં મામા આવી પુગ્યા હતા અને અબદુલનો દેખાવ જોઇને તેવણ તરતજ સમજી ગયા કે આએ વળી ભાણેજ બેટાનો નવો ફજેતો હોવો જોઇયે.

મામાએ પહેલાં તો અબદુલને સવાલ કર્યા પણ ફરીને ધ્યાન ઠેકાણે રાખી પોતાના "ઓરી" બોલનો આશરો અબદુલે લેવા માંડયો. જયારે મામાજીએ ડાંગ ઉચકીને અબદુલને મારવા કહાડયો ત્યારે તેણે રડી તતગીને બધો ખુલાસો કરી દીધો.

મામાએ જોયું કે બાપડો અબદુલ નાહક હાડમાર થઇ ગયો હતો માટે દારૂવાલાને અને વીકટોર્યા વાલાને પઇસા ચુકવી આપ્યા અને અબદુલને કહયું;

"તારો લવજી ને મંચી કયાં મુવેલા છે? તે મને દેખાડ."

"મુએલા નથી. સાહેબ જીવતા છે."

"એ લોક કહાં રેહ છે મને દેખાડ. હજામરા એટલું નથી સમજતો!"

"તે હું તમો સાહેબને દેખાડું તોમે મારી ફરજ બજાવી ગણાશે નહીં, વાસ્તે સાહેબ મને માફ કરો."

"જોરે એ અબદુલ, લાંબી ટુકી કીધીજ કની તો અહીંજ ખુનામાં દાબીને ગીચી કહાડશ. દેખાડ! ચાલ મારી સાથે–ચાલ!"

અબદુલ બીચારો બીહીધો અને મામાને મંચીનું ઘર દેખાડવા નીકળયો. મામાની મોટર ગાડીમા બેઉ બેઠા અને આએ સવારી મંચીના ઘર આગળ આવી પુગી.

તેઓ છેક મંચીના ઓરડા આગળ આવ્યા અને મામાએ બારણું ઠોકવા માડયું અને બુમો પણ પાડવા માડી કે "બારણું ઉઘાડો."

આએ ઠોકા ઠોકી અને અવાજ સાંભળીને મંચી ભડકયો હતો અને લવજી ઘભરાયો હતો.

"અરે એતો મારા મામા." લવજી હરૂસે બોલ્યો.

"કુહેજે તમારા મામા ઘણાજ દાબા બજ઼ા ને મીજાજી છે. ખરૂં કે!" ફ્રેનીએ લવજીને પુછ્યું.

"અરે હારે. એવાજ છે. હવે કેમ કરીયે!"

"તેવણુ આપુને જોઇને ગુસ્સો કરશે કે!" આલીને સવાલ કર્યો.

"ગુસ્સો શુ કરશે? બધાને ફુટકારી કહાડશે." મંચીએ આએ બેઉ બચરાને ઘભરાવી માર્યા.

"ઓ માયરે!" બેઉ સ્ત્રીઓ બોલી.

"પણ તું કાંઇ ઉપાય દેખાડની મચી" લવજીએ મંચીને કહયું

"તુંજ કાંઇ ઉપાય કરની લવજી."

"કેમ! બારણું ઉંઘાડવું છે કે ડાંગ મારીને બારણું ભાંગી નાંખું!" મામાએ બારણું ગડગડાવીને પુછ્યું.

"હા. મને એક ઉપાય સુજે છે. હું ઓઢી પોઢીને ઘોલ્યાપર સુઇ જાઉં છું" લવજી ઉઠ્યો અને બઇરાંઓના દેખતાં એશકાઇ રજુ કરવાને જે સાજ તેને સજ્યો હતો તે સાથેજ યાને નેકટાઇ કોલર શર્ટ અને વારનીશના બુટ મોજાં સાથેજ તે પલંગપર ચહડી ગયો અને ઓઢીને સુતો અને બોલ્યોઃ "મંચી તું મારા મામાને કહેજે કે લવજી ઘણો સીક છે તે સુતેલો છે. પછી જે થવાનું હોશે તે થશે."

"ને અમે બે જણીઓ શું કર્યે!" આલીએ સવાલ કર્યો.

"તમે બે જણી જાશે મને જોવા આયાંછ મામાજી આવે ત્યારે 'આવોજી-આવોજી' કરીને તમે ચાલી જજો" લવજીએ કહ્યું. "આએ બધું ટેબલ ઉપરથી ઉચું કરી નાંખો."

માકુજી મટનચાપ આ અરસામાં તો એવો ખીજવાઇને લાલ બુડ જેવો થઇ ગયો હતો કે આખરે જે બનનાં બને તે ખરી પણ બારણું ભાંગવું એવો ઇરાદા ઉપર આવ્યો હતો તેટલાં મંચીએ બારણું ઉંઘાડ્યું અને મામાજી રર ભર્યા ઓરડામાં દાખલ થયા અને 'આવોજી આવોજી' કરીને પેલી બેઉ જણીઓ સટકી ગઇ.

આએ તમાશો જોઇ મામાએ મંચીને પુછ્યું: "એ આએ શું! આએ બે કોણ ઉતી!"

"એતોજી- છેતે કેજી—'

"અરે બોલની બોંસની. મને એટલો વાર બહાર ખોટી કાંય કીધે ! બારણું કાંય નહીં જલદી ઉઘાડયું !"

"તમો સાહેબને ખોતી કરવાની મને ફરજ પડીતી."

"એમજ ધારીને કે હું ગડબડ કરીને બુમ બરાડા પાડીને પાછે ચાલી જવશ. ખરૂં કની !"

"મારીબી એવીજ મતલબ હતી સાહેબ કારણ કે તમોને ઘભરાતને ચીના નહીં ઉપજે એવું મે ઇછયું હતું."

"તે મને ઘભરાત ને ચીંતા કાંય ઉપજે ? એ શું નોનસન્સ જેવું બોલેછ ? મારો લવજી કહાં છે ?"

"આવોની; પણ અંગુઠાપર ચાલજો. પગનો અવાજ ના કરતા. ધીમેથી ચાલજો."

"કાંઇ અહીંબી કોમીક એકટીગ કરવા આવોછ કે ?'

"તમારી મશકેરી કરવા જેવી બેઅદબી હું કરૂં નહીં. લવજી બીચારો ઘણો સીક છે. આવીને ગમે તો જોવો."

મામાજી લવજીની આગળ આવ્યા અને લવજી અરધી ઉઘાડેલી આંખે મામા તરફ જોયું અને પાછી આંખ બંધ કીધી.

"તે એને શું દરદ થઇ આવુંછ ?" મામાએ મંચીને પુછયું.

"એને તાઇફોઇડ ફીવર આવેછ ને તે ઉપરથી બ્રેન ફીવર લાગુ પડીછ ને જરા મેલેરીયાનીબી અસર છે."

"તે બધું કયારથી થયું !"

"બે ત્રણ કાલથી"

"ને હું ધારૂં છ કે એને સાજો કરવાને સારૂ તમે ડાકટર તરીકે મોગલાઇ અને જુનાની વઈદુ અને હકીમું કરવા સારૂ દારૂની દુકાને મોગલાઇ પોશાકમાં જઇને ઠગાઇ કરી આવ્યા હશો."

"તે લવજીને સ્તીમ્યુલંસને સારૂ જરા રતી દારૂ આપવો હતો તેથી એમ કરવું પડયું."

"આએ તારો એક બોલબી હું માનતો નથી. તું તદનજ જુઠું બોલેછ. એને પોણી બાટલી વીસ્કી પાઇને સ્તીમ્યુલંસ આપ્યું એમ તું મને સમજાવવા માંગેછ!"

"તે સાહેબ એની સારવાર કરતાં મનેબી જરા હુશીયારી ને હીમત લાવવી જોઇયે કની? તેથી મેબી—"

"ને પેલી છોકરીઓએબી હુશીયારી લાવવાને હીમત ધરવા આએ પોરટવાઇનની બાટલીનુંબી નખોદ વાલ્યું હોશે. ને આએ બધા ખાલી પત્રાંના દાબડા ડુબડી પડયાછ તે બધા સેકપોટ વાસ્તે હોશે. શરમની વાત છે. તમારી મોજ મજાહને ખાતર આએ ગાવડી ગમાડ નોકરને તું ગીરવી બેસાડી આયો ને એ બીચારો માર ખાતે સીપાઇના હાથમાં જતે તેનો તમોને વીચાર આવ્યો નહીં."

હવે મામાજી લવજીના પલંગ તરફ ફર્યા અને મામાની દીવાદાંડી જેવી પોતાની તરફથી ફરેલી મંચીએ જોઇ કે તેવોજ મચી ચુપ ચુપ ઓરડામાંથી સટકીજ ગયો અને મોરીમાં ભરાઇ ગયો તથા મોરીનુ બારણું અંદરથી બંધ કરીને માંહેથી સાંકળ દઇને બરબડયો: "ફોડયા કરશે હવે મામા ભાણેજ પોતાનું માથું. મારો તો છુટકારો થયો."

મામાજી માકુજી લવજીની આગળ ગયા અને હલવેથી તેના માથા

ઉપર હાથ મુકયો. લવજી જાણે કેવોક બેહોશીમાંથી જાગ્યો હોય તેવો દેખાવ કરીને બોલ્યો' એ મામાજી—એ મારા મામાજી-તમે આયાછ કે મામાજી!"

"હા અમે આયાછ. ને તમે ઘણા સીક છેએ. કે દીકરાજી!"

"ઘણો સીક છેઉં—એ બાપરે ઘણોજ સીક છેઉ— એ બાપરે બે દહાડા થયા પણ કઇ કરતાં કંઇબી—"

"તે કાંઇ દવાઇ કાંય નહી કીધી દીકરા!"

"દવાઇતો પીધી ને હજુબી પીવુ છ"

"તે અહી દવાઈની બાટલીતો દેખાતી નથી '

"કેઠે ઉચી મુકી હોશે. અહીં બીલાડી ફરયા કરેછ કની તે ઉંચી મુકી હોશે"

"હા; એ બીલાડી મેં હમણાજ જોઇ."

"બે દહાડા તો ઘણાજ ખરાબ ગીયા મામાજી-શું કેહુ—"

"તે બે દહાડા થયા તું શીક પડયોછ તે બુટ મોજાં પેહરીને જ સુઇ રેહુયોછ કે?" ઓઢેલાંના છેડામાંથી બુટની ચલકતી ટોચ દેખાતી હતી તે જોઇને માકુજીએ પુછયું.

પગ ઢાંકયા લવજીએ પગ તરફ ઓઢણી ખેંચીતો છાતી ઉંગડી ગઇ અને નેકટાઇ કોલર જાહેર થયા

"ચાલ ઉઠ—ઉઠ-નહીં તો કાન પકડીને તાણી કહાડશ. જે વાત લાગોછ તે." મામાએ ઓઢવાનું ખેંચી કહાડીને કહયું "ઉઠી જા જલદી કહાં લુવાડ વારે સોય વેચવા આયોછ!"

લવજી હવે ઉઠયો અને મામાએ કહ્યું; "કપડાં પહેર ને ચાલ ઘેરે. મહેલ જેવા બંગલામાં તુંને રહેતાં કોણુ જાણે શું થાયછે તે આવાં કંગાળ ઘેરમાં, આવા કંગાળ માણુસ શાથે આવીને પડયોછે. તુંને મેં કહાં કહાં શોધ્યો! મારાં મનની ચીંતા ને બદનની બીમારી નો તુંને કાંઇ ખ્યાલજ નથી. તેં મને જરા એક ઘડીબી નચીતે બેસવા દીધો નથી. કોણુ જાણે કીયા ભવનું મારૂં પાપ હોશે તે તેની સજા કરવા તું પેદા થયોછે. બેસરમ, બેહયા. ચોરી છુપીથી રહેવું, ઉધાર લાવીને ખાવું, ઠગાઇનો દારૂ પીવો. એ શું! એ તુંને છાજે!"

મામાએ લેકચર ચાલુ રાખ્યું અને લવજીભાઇ કપડાં પહેરીને તઇઆર થયો. મામા બોલ્યા બરખડયા પણુ મામાના બદનમાં એક દયાળુ દીલસોઝ અને નાજુક લાગણીથી ભરપુર બનેલું જીગર ધપકતું હતું તેની સાબેતી બીજીજ પળે મળી ગઇ.

"ને પેલો તારો ગુન્યાદ દોસ્ત મંચી વટી ગીયો કે!"

"બીચારો તે શરમાલ ને હાડે ગરીબને વીસીછે તે ખેજાલતને મારે ચાલતો થયોછ."

"ઘણો શરમાલ ને વીરતી. આજે સવારે બધું મેં જાણ્યું તો પણુ તેણે આવી ઠગાઇ કાંય કીધી!"

"એની પાસેબી પઇસા નહી ને મારી પાસેબી નહી તે પછી—"

"તે ઠગાઇ કીધી. પઇસા ઉડાવ્યે નહી કે એમ ખાખાવરખા થઇયે નહીં. હવે એની પાસે પઇસા નથી તે એનું ટટ્ટુ કેમ ચાલશે! એ ખાશે શું ને ભાડું કહાંથી આપશે!"

"કોણુ જાણે!"

"એમ આવ અબદુલ. તારા શેઠનો સઘળો સામાન એકઠો કર ને નીચે મોટર ગાડીમાં મુક." માકુજીએ ફરમાવ્યું અને અબદુલ નીચે ઉતર્યો કે મામાજીએ પાકીટ બુક ઉઘાડીને માહેથી રૂ ૫૦ ની એક નોટ કહાડી અને તે પોતાની મુઠીમા પકડી રાખી. લવજીએ આએ બધું બાશે ડોળે જોયા કીધું અને તે પછી મામા ભાણેજ બહાર નીકળવા લાગ્યા કે મામાએ નાહણીનુ બારણુ થોકીને કહયું "મચી બા, બહાર આવો; અમે મામા ભાણેજ જઇયેછ; જરા આવીને સાહેબ સલામ કરો."

મંચી ખસ્યાનો પડીને બહાર આયો અને તેને શેકહેંડ કરતાં મામાજીએ તેના હાથમાં નોટ સેરવી દીધી અને કહયું: "હવે ડાહયા થજો, નહીં તો રવડી મરશો. પેલા દારૂવાલાનું તો મેં બધુ ચુકવીયુ છ."



## પ્રકરણ ૨૫ સું.



## મંચીની રડતી સુરત.

લવજી પાછો પોતાના મામાને ઘરે આવીને દર પડયો.

મામાજી ફરીને એક ઘણુંજ મોટું ભાષણ કરી સંભળાવશે એવી દરેક વકી લવજીએ રાખી હતી પણ માકુજીએ તો એક હરફ઼ પણ પોતાના ભાણેજને કહયો નહીં અને જાણે કશું બન્યું નહી હોય તેમ માકુજીતો અખાડા કરી ગયો.

માકુજીનો વાલકેશ્વરમાં ફાંકડો મોટો બંગલો હતો જેનો સુંદર

બગીચો ઘણોજ સંભાળથી અને માવજતથી રાખવામાં આવેલો હતો. આ બંગલાનો એક મજલો હતો અને મજલાની એક આખી પાંખ લવજીના વપડાશમાં હતી. તેના ત્રણ ઓરડા હતા; એક સુવાનો ઓરડો, એક ડરેસીંગરૂમ, અને એક સીટીંગરૂમ. એ ઓરડા જોતાંજ કોઇબી પારકા માણસને તરતજ માલમ પડી આવતું કે લવજી બહુ અછા ટેસ્ત અને ભપકામાં રહેતો હતો અને તેનું ફરનીચર હાલના જમાનાની ફેશનનું અને કીંમતી હતું જે, અલબતાં મામાજીના પઇસાનીજ બરકત દેખાડતું હતું.

ચાર દીવસ નીકળી ગયા અને તે અરસામાં લવજીભાઇ એવાતો ડાહયા ડોહરા અને સાન સલુકના બની ગયા કે માકુજી પોતેબી તે જોઇને અજબ થયો કારણકે ચાર દહાડા દરમ્યાન જીવ તોડવા અને લોહી ઉકળાવવા જેવું એકબી કામ લવજી નહી કરે એ માકુજીને મનસે એક મોટો મહાન બનાવ હતો.

"હવે એને ઘડી ઘડી ગાંગર્યા કરવો જોઇયે નહી." માકુજીએ મનસે વીચાર્યું: "દહાડે વારે નો થયો તે એમ ધમકાવ્યા કરૂં તો ફટાંગ થઇ જાય ને કોઇ વાર ઓરનું દોર કરી બેસે. (જાણે હમણા સુધીમાં ભલા ભાણેજે ઓરનુ દોર કીધું હોય નહીંની!) હું પોતે જવાન હતો ત્યારે વરી કેવો હતો? એમજ છે. એ જવાનીના રંગ ઢંગ છે. પણ જવાન માણસને સુધારવા શીખવવાનો એકજ રસ્તો છે. ને તે રસ્તો પરણાવી દેવાનો છે. તમારા સુધારા ઉપર આગ લાગે—હવે છોકરાને પરણાવી દેવાનો તો માય બાપને ને વાલી વકીલને એક મોટો સંતાપ થઇ લાગોછ. અગાઉ મા બાપ છોકરી પસંદ કરે ને દીકરો પરણે તેમો કાયદો હતો. હવેનો દીકરો પસંદ કરે ને માયજી

બાવાજીને હા કહેવુંજ પડે એવો મામલો છે. શું કર્યે, બાવા, સંસારજ ઉલતાઇ ગીયો ને બધો સુધારોજ થયો તો પછી કોણને નામે રડવા બેસીયે!"

આએ પ્રમાણે માણેકજી મતન ચાપ બરબડતા હતા અને લવજીને પરણાવી તેને સુધારી દેવાનો અને પછી લવજીના લગન ઘણી ધામ ધુમથી કરીને ભલાઇ લઇ પોતાનો હોંશ હરખ પાર પાડવાનો વીચાર કરતો હતો પણ લવજીના ધ્યાનમાં કોઇ છોકરી આવતીજ નહીં જેથી માકુજી બળાપો કરીને બેસી રહેતો.

લવજી પોતાના મામાજીના બંગલામાં આવીને ઠર પડયો અને ચાર દહાડા ગયા તેટલાં એક નવો બનાવ બન્યો. આપણે વાંચ્યું છે તે મુજબ લવજીના ઓરડામાં આવ જા કરવાનો અલગ માર્ગ હતો અને દાદરપણ જુદો હતો અને તે માર્ગ અને દાદરથી લવજીના ચોટટે ખુશાલ દોસ્તો અનેક વાર તેની મુલાકાતે આવતા અને વીસ્કીની બાટલીમાં છેલ્લું ટીપું રહેતું ત્યાં સુધી ધીંગા મસ્તી ચલાવતા અને બીજી સવારે બાટલી ગલાસના ભાંગેલા કાચ અને મરઘી માછલીના હાડકાં કાંટા સાફ કરતાં લવજીનો નોકર મરવા પડતો.

લવજી ઘરે આવ્યો તેને ચોઠે કે પાંચમે દહાડે તેનો મીત્ર મંચી મવાલી આવી પુગ્યો. મંચીનું મોહડું જોઇને લવજીને હસવું આવી ગયું. આવો થોભરો ચહડાવેલો અને જાણે એક ઉધી વળી જવાથી ૭૫ લાખ રૂપ્યા ડુબી ગયા હોય તેવો ગમગીન દલગીર હતો. વળી કાંઈ ઉલગર્બર્ડી લઇને મંચી આવ્યો છે એવું લવજીને લાગ્યું.

લવજીએ મંચીને આવકાર દીધો અને કહ્યું: "કેમ બેરાદર

સવારના પોહરમાં આવવું પડયું ? મામાજી એ આપેલી નોટ એટલા વારમાં ખલાસ થઇ ગઇ કે ! કાપડયાએ પાછો તુરંગમાં મોકલવા કહાડયોછ કે ! છે શું ?"

"મારી જીંદગી બરબાદ થઇ ગઇ બેરાદર," મંચી બોલ્યો અને લવજીએ જોયું કે મર્ચાની આંખમાં આંસું બાઝી આવ્યા હતાં.

લવજી તોફાની હતો, મસ્તાન હતો, છકેલ હતો, પણ દીલસોજ હતો અને પારકાનું દુખ જોઇ દાઝનારો તથા કોઇને મદદ આપવાને ઇંતેજાર હતો.

"શુ છે ! મને કહેતો ખરો ! એમ શુ કરેછ !" લવજીએ તેને પટાવીને પુછયુ. "કેહે કાઇ કોરૂ વેગણું હોહવી આયોછ કે ! કેંઠ ખોટી સહી બહી તો નથી કીધી ! કેહની-ઓલની"

"ફ્રેની ઘેર ખાલી કરી ગેઈ." મંચી દમકુ ખાઇને બોલ્યો

લવજી હસી પડયો: "અરે તારૂ ભલુ થાય રે તારૂ. હું જાણુજે શું એક થયુ ! ખાલી કરી ગેઇ તો બલા સાતી. તેમાં બહરાની કાની રડવા સાનો બેઠો ! એટલી પીડા ઓછી થયલી સમજ."

"અહી શુ છે ! તું જાણેછ અહી શું છે !" પોતાની છાતીપર હાથ ઠોકીને મંચીએ પુછયું.

"શર્ટના બટન છે ને તેની ઉપર રૂપાંની ગીલીટ ચહડા વેલી લાગેછ."

"નહીં-અહી, જીગરૂ છે-ને જીગરમાં ફ્રેનીની મુર્તી છે-તે મુર્તી પર એ જીગરનો ઝરો-"

"તું અહી નાટક કરવા આયોછ કે ! અહી બધું બોની દેશે

તો સ્તેજપર ભુલી જશે જો." લવજીએ ટકોરમાં કહયું.

"લવજી કસમ ખાઇને કેહવુ છ કે મેં આજ લગન કોઇબી છોકરીને ચાહી નથી પણ આએ ફ્રેની ઉપર હુ રીદા છેઉ. એ જો મને નહી મળે તો હુ આપઘાત કરી આએ મારો કીમતી પ્યારો જાન—"

"અફીણ તો મોઘું છે ત્યારે શુ લઇને આપઘાત કરશે! મેલે-ર્યાને કારણે કુવાતો પુરાઇ જાયછ એટલે કુવોણી પુરી શકવાનો નથી."

"તું રમુજ કરેછ પણ હું મારાં ખરાં દીલની વાત તુંને કહેવા આયોછ. તું કાંઇબી કર ને ફ્રેનીને મને મેળવી આપ. બસ એટલું કરે તો તારો ગુલામ થઇને રેહવું"

"ત્યારે હું તારૂં કાજ વસતારૂં કરૂં!"

"જો, બધી હકીકત સાભળ. તારા મામા તોફાન કરીને તુને તેડી ગયા પછી આલાં મારી ઉપર ઘણી ઉખડી અને તરતજ બીજે દહાડે ઘેર ખાલી કરીને પોતાની બહેન ફ્રેનીને લઇને બીજા ઘેરમાં જઇ રહી મને સાફ કહેવાડયું કે મારે તેણીના ઘરમાં પગ બી મુકવો નહી. મારૂં જીગર ચીરાઇ ગયું, મારૂં ભેજું ભમી આયું--"

"ને તે આપઘાત કરવાનો ઠરાવ કીધો."

"સાંભળ—દીકરા સાંભળ. હુ આલાને મળ્યો અને ફ્રેની માટેનો મારો પ્યાર એની આગળ જાહેર કીધો. મેં તેની સાથે લગન કરવાની માંગણી કીધી ત્યારે આલાં બોલી કે તમારી ચાલ સુધારો ને પછી લગન કરવા આવો."

"ઘણું વાજબી કહયુ." લવજીએ ટાહુકો પુર્યો.

"હું મરી જવશ-મારો જીવ જતો રહેશે--"

"પણ ફ્રેની પોતે તારે માટે શું ધારેછ!"

'લે, આએ વાંચ." એક કાગળ ગજવામાંથી કહાડીને લવજીને આપતાં મંચી બોલ્યો.

લવજીએ તે કાગળ નીચે મુજબ વાંચ્યો:--

મારા વહાલા મચી—

તારો પ્યારા તે મારી આગળ જાહેર કીધો છે તે હું ખરા જીગરથી કબુલ રાખુ છું અને તું પ્યારાની ખાત્રી આપુ છું કે તારી ઉપર મારો બેહદ પ્યાર છે અને લગન કરવાં તો તારી સાથેજ કરવાં એવો મારો પાકો ઠરાવ છે. પણ ડીયર, મને ખુલાસાથી લખવાની ફરજ પડેછ કે તું ડીયર સ્તેડી નથી અને તારી ધણીઆણીને તું સુખી કરશે એવી તારી ચાલ ચલગત જણાતી નથી તેથીજ મારા બહેન આલાંએ મને તારાથી દુર રહેવાને ફરમાવ્યુંછ અને હું પોતે પણ સમજુછ કે તારા ને મારા સુખને ખાતર એકકથી દુરજ રહેવું જોઇયે. જો તું કોઇ સારી ચાકરીએ રહે, સારી જીંદગી ગુજારે, તારી ચાલ સુધરી છે એવી ખાત્રી આપે તો અલબતાં હું તારી સાથે પરણવાને તઇયાર થાવું અને મારી બહેન આલાંને પણ સમજાવુ. તેટલા તો છેલ્લી સલામ. હું રાત દીવસ બંદગી કરશ કે તું સુધરે અને આપણે એક બીજા સાથે જોડાઇને સુખી થઇયે. લી૦ તારી હેતવંતી ફ્રેની.

લવજીએ ઉપલો કાગળ મોટેથી વાંચ્યો.

"હવે શું કરૂં!" મંચી બોલ્યો: "કોઇ સારી નોકરીએ રહેવાને આજે હું તઇયાર છેઉ. મારી ચાલ ચલણ તદનજ સુધારી

નાંખશ. મને તું જુદોજ બનેલો જોશે અને પછી—"

"ત્યારે તેમ કરતો કાંય નહીં!"

"પહેલાંતો કોઇ સારી નોકરી મેળવવી જોઇયે, તે મળવી મુશ્કેલ છે. પણ તે નોકરી મળેબી અને રતેડી થાવુંબી પણ તે અરસામાં ફ્રેનીને હું જોવું નહીં, મળું બેટું નહી તો મરી જાઉં."

"પણ તારી નોકરી નાટકની છે કની!" લવજીએ કહયું.

"ત્યાંથી તો પેંદો મલ્યો."

"કાંય! કાંય!"

"સીનેમેટેગ્રાફ ઘણા વધી ગીયાછ તેથી નાટકવાલાઓને વાખા પડેછ ને તેથી મારી નાટક કંપની ગઇ કાલેજ બંધ થઇને આજે હું ઘરમાં બેઠો."

"પણ ત્યારે તેમાં હું શું મદદ આપુ!"

"તું જઇને આલાંને સમજાવ."

"હું સમજાવુ!"

"હા– તે લોક હમણા કોટમાં નવે મોદીખાને રહેલાં છે." મંચીએ આલાંના ઘરની બરાબર ઇશ્રાની આપીને કહયુ: "તું તાહ જા ને સમજાવ ને જામીન થા. એટલું મારૂ કામ તુ નહી કરશે!"

આ વખતે ઓરડાનું બારણું એકએક ઉંગાડયું અને મામાજી માકુજી ઓરડામાં દાખલ થયા.

બેઉ જવાન્યાઓ ઉભા થયા અને મંચીએ માકુજીને સલામ કીધી.

"આવો મંચેરશાહ, કયારે આયા!" માકુજીએ મંચીને પુછયુ

"સાહેબ, હમણાજ આયો." મંચીએ જવાબ દીધો.

"કઇ નહીં બેસો. લવજી દીકરા, હું તુને એમ કહેવા આયોછ ક દાદર વાળી મોટી જમીન આપણે રૂ ૭૦૦૦ ના વારસીક ભાડાંએ પટે આપીછ. હું હમણા એક કલાક બહાર જઇ આવુંછ ને એ જમીનનું ખતપતર કરવાને આપણા સોલીસીટરને કહી આવુંછ."

"તે હું બી સાથે આવુ મામાજી!" લવજીએ પુછ્યું.

"નહીં: તારૂં કામ નથી હુ કલાક એકમાં પાછો આવશ. પછી સાથે જમશું. મંચીબા તમેબી બેસજો. જમીનેજ જજો."

"જી મને કામ છે તે—"

"મારી સાથે બોહશ કરો તે મને નહી ગમે જો." માકુજીએ તરારો મુકયો "હું આવુ ત્યાં સુધી અહીજ રહેજો. બેઉ જણા બેસી રહેજો. નહીં તો પછી આવું ત્યારે બેઉને છાકટા થયલા ટેબલની નીચે પડેલા નહી જોવું. ચાલો, હું જાઉંછ, બેસજો હં મચી"

"હાજી, જેવો તમારો હુકમ' મંચી બોલ્યો.

માકુજીએ તરતજ પોતાની મોટરકાર તઇયાર કરાવી અને ઘરથી તેવણુ નીકળ્યા અને આ બને મીત્રો પ્યાર મહોબતની વાત કરતા જરા ગમ ભુલાવવા બાટલી તરફ ધ્યાન પુગાડવા લાગ્યા.



# પ્રકરણ ૨૬ મું.

---

## માકુજીની છુપી હીલચાલ.

માકુજી મોટરકારમા બેસીને પોતાને બંગલેથી નીકળ્યો અને મનમે બરબડયો. " કાંઇ ભલુ કામ થશે તો મારો ખુદા રાજી થશે. ખતપતર કરવા સારૂ વકીલને તાંહ લવજીને લઇ જવાનો વીચાર હતો તેટલાં આએ કામ થઇ ગયુ, ખુદા કરેને કામ પાર ઉતરે અને કોઇ બીચારાં સુખી થાય તો આપરી પારસી કોમનુ ભલુ થાય."

મોટર હાંકનારો શોફર માકુજીનો વીસ્વાસુ હતો અને મોટરકાર નવાં મોદીખાના તરફ લેવાનો માકુજીએ હુકમ કીધો. એક ઘર આગળ મોટર ઉભી રહી અને માકુજી, પુછપરછ કરીને એક ઘરમા દાખલ થયો. તે એક નાનુ બે મજલાનું ઘર હતુ, બીજે મજલે માકુજી જઇ પુગ્યો અને બારણા ઉપર હળવેથી ટકોરો માર્યો એક બાઇ તરતજ બારણા આગળ આવી જે આલાં હની-ફ્રેનીની બહેન હતી આલાંએ માકુજીને તરતજ ઓળખ્યો અને તેણીએ કહયું. "આવોજી, આવોજી."

" કાંઇ નહી બહેન, મારે તમોને મલવુ છે "

"હાજી, આવોનીજી," આલાંએ જવાબ દીધો, "અંદર પધારો; બેસોનીજી."

માકુજી ઓરડામાં દાખલ થયો આ ઘરને એક ઓરડો અને એક બાવરચીખાનુ હતું. ને ઓરડો જોકે નાનો હતો તો પણ સાગી સુઘડ રીતે રાખેલો હતો અને બધો સામન તથા ચીજો સાફસુફ

અને સારી રીતે ગોઠવેલી ગોઠવેલી હતી. આસપાસ એકજ નજર ફેંકી લઇ માકુજીએ સઘળો રાહધાટ જોઇ લીધો. તે પામી ગયો કે આલાં અને ેની બહેન સુખ સંપમાં અને સગવડથી પણ કરકસરથી રહેતાં હતાં અને ઉદયોગી હતાં.

માકુજી એક ખુરસીપર બેઠો અને તેનાથી સહેજ દુર એક બીજી ખુરસીપર આલાં બેઠી.

“તમારાં બહેન ફ્રેની કયાં છે!” માકુજીએ પુછ્યું.

“તેવણ તો ત્યુશન આપવાં ગીયાંછ અમે બેઉ બેહનો ટીચર છેઇએ ને થોડી ઘણી કમાણી કર્યેંછ ને હું ઘેરનું કામ કરૂંછ ત્યારે ફ્રેની ત્યુશન આપવા જાયછ ’ આલાંએ ખુલાસો કર્યો.

““ઘણું સારૂ. એવી રીતે છોકરીઓ ઉદયોગ કરે તે જોઇને હું ઘણો રાજી થાવું” માકુજીએ ઉતેજન આપ્યુ. “તમે તો મજગામ રહેતાં હતાં તે અહી ખાલી કરી કાય આવ્યાં!”

આલાં એક પળ ચુપ રહી અને પછી ગંગળાતી બોલી “જી, તાંહ ઠીક નહીં લાગ્યું ને જરા અગવડખી પડી ને તબીયતબી ઠીક નહી રહી.”

“બહેન, મારી આગળ ખરી વાત કાંય નહી કહેતાં! તમારો સમાચો ગપાવો થવાને લાયકની ઉમરનો હું છું. તેમજ તમારા કરતાં મેં સંસાર વહેવાર ઘણો જોયોછ ને તેથી ઘડાઇ ગંધાઇ રેહયોછ શું બન્યું અને શું થયું તે હું જાણુંછ.”

“તમે જાણોછ મીજ઼ માણેકજી!”

"હા, દીકરી, હું જાણું છે. પણ તમો જાણોછ તે કરતાં હું કાંઇક વધારે જાણુંછ. પહેલાં તમો શું જાણોછ તે મને કેહો. તમારી ફ્રેનીને પેલા મંચીથી દુર રાખવાનીજ તમારી મતલબ હતી કે!"

'હા; એજ મારી મતલબ હતી" નીચી નજર કરીને આલાં બોલી; "એ મંચીનો છેલ્લો ફજેટો તો તમોએ નજરે જોયો હોશે."

"હવે મચી અને ફ્રેની વચ્ચે કેવો સબંધ છે! શરમાતા નાં; મને તમારા બાપ અને દીલસોઝ ગણીને ખરો ખુલાસો કરજો. હું તમોને જો લાભ નહીં કરશ તોબી ગેરલાભ તો નથીજ કરવાનો. તમે શું ધારોછ! ફ્રેની અને મચી વચ્ચે કાંઇ લાગણી છે કે!"

"ફ્રેની મોહડેથી તો કાંઇ બોલતી નથી પણ મને લાગેછ કે મનમાં એ બળ્યા કરેછ. પણ એ ડાહી ને અકલવાળી છોકરી છે તેથી એ સમજીને પોતાનાં ભલાનો વીચાર કરશે એવી મારી ખાત્રી છે. ફ્રેનીની જતન લેવા અને તેને સુખી થયલી જોવાને હુ બંધાયલી છું ને મારી ફરજ છે ને તેથીજ મંચાથી એને હમેશની દુર કરવાનું મેં વાજબી વીચાર્યુ છે'

"શાબાશ. ઘણો નેક વીચાર છે. મચીથી દુર થવામાં તમોએ વાજબી કીધુ, મચીને રોકડુ પરખાવી દેવામાં તમોએ વાજબી કીધું અને ફ્રેનીને મંચીથી અલગ કરવામાંબી વાજબી કીધું. પણ બહેન તમારા કરતાં હું કાંઇક વધારે જાણું છુ. મચી અને ફ્રેની વચ્ચે મહોબત છે ખરાં દીલની અને ખરા જીગરની મોહબત છે અને મોહબતને પરીણામે મંચી ઉપર સારી અસર થવીજ જોઇયે અને મંચી સુધરવોજ જોઇયે એમ હુ યકીનથી માનુછ.'

"તમે એ ક્યાંથી જાણ્યું !" આલાંએ અજબ થઇ પુછ્યું.

"આજે સવારે મને વકીલને ઘરે ચોકસ કામસર જવાનું હતું અને તેટલા માટે હું મારા કરી લીધેલા દીકરા લવજીને તેના ઓરડામાંથી બોલાવવા ગયો. ઓરડાના બારણા આગળ જઇ પુગતાં ઓરડામાં કોઇનો રડવાનો અવાજ મેં સાંભળ્યો જેથી હું ઉભો રહી ગયો અને ઓરડામા થતી સઘળી વાતચીત મે સાંભળી મારા દીકરા અને લવજી વચ્ચે તે વાતચીત થતી હતી."

તે વાતચીત શું હતી તે સઘળું માકુજીએ આલાને કહી સભળાવ્યું.

"મને લાગેછ કે મચ્ચીની દયાનત આ બાબતમાં ચોખ્ખી છે અને ફ્રેની તરફ તેની લાગણી આબરૂદાર છે માટે તેમને અલગ કરવાં એ પાપ છે."

"ત્યારે તમારી સલાહ શું છે !"

"એને સુધારવો જોઇયે. અને સુધારવાની તક આપવી જોઇયે. આપણે તપાસી જોઇયે કે જે કાંઇ એ બોલે છે તે કરવા માગે છે કે ! તમો એની ઉપર એક ચીઠી લખો અને તમારી આગળ બોલાવો અને હું એક ચીઠી તમોને આપુ તે એને આપજો અને તે પરના સરનામાવાળી જગાએ જવા કહેજો એને ઘણી સારી નોકરી મળશે અને જો તે નોકરીમા એ ઠરી પડી રહેશે, અને રોટી બનશે તો એને સુધારવાનો માર્ગ અખત્યાર કીધેલો ધારી શકાશે અને પછી ફ્રેની સાથે એને પરણાવવાનો વીચાર કરી શકાશે"

"જેવો તમારો હુકમ માણેકજી શેઠ પણ એ પુછશે તો—"

"એની આગળ મ'રૂ નામ દેવુંજ નહીં. જાણે તમોજ એને સુધ-રવાની તક આપતાં હો તેવોજ દેખાવ કરજો બે મહીના મામલો તપાસજો અને હું પણ તપાસશ અને જો બે મહીના એ સ્તેડી રહચો તો તમારે ઘરે એને આવતો જતો થવા દેજો અને બીજા બે ત્રણ મહીના જવા પછી આગળ શું પગલાં લેવાં તેનો આપણે વીચાર કરીશું,"

"તમારી ઘણી મહેરબાની છે બાવા—"

"એમ ના બોલો. તમો બેઉ બેહુનો ભલી, સદ્ગુણી અને ઉદ-યોગી છેઓ તેથી તમોને એક અથવા બીજી રીતે મદદ આપવાની મારી ફરજ છે. લાવો, કાગળ ને ખડયો કલમ આપો. હુ ચીઠી લખી આપુ"

આલાએ કાગળ અને ખડયો કલમ હાજર કીધાં અને માકુ-જીએ-પોતાની ધપની સુરીઆની ઇગ્રેજીમાં-એક ચીઠી લખી અને તે એનવેલપમાં બીડી અને ઉપર નીચે મુજબ સરનામુ કીધુ -

ડી. રોબરટ ગ્રીન એસકવાયર

કેર ઓફ મેશરસ ગ્રીન એંડ કંપની.

રામપાટરો—કોટ.

આ પ્રમાણે ચીઠી લખીને આલાને માકુજીએ આપી અને પછી કહયુ' "હવે તમે મે કહયુ છ ત પ્રમાણુની ચીઠી મ'ચી ઉપર લખી આપો. હું મ'ચીને પુગાડશ."

આલાંએ તરતજ ચીઠી લખીને માણેકજીને આપી અને માણે-કજીએ તે લીધી અને ત્યાથી તે નીકળ્યો.



# પ્રકરણ ૨૭ મું.

——:o:——

## મંચીને માટે નવો મસાલો.

માકુજી પહેલાં તો ગ્રીન એંડ કંપનીની આફીસમાં ગયો અને ત્યાં વડા ભાગ્યા મી૦ રોબરટ ગ્રીનની મુલાકાત લઇને તે પોતાને બંગલે જઇ પુગ્યો.

તે દોઢ કલાક ગેરહાજર રહયો હતો અને તે અરસામાં પેલા બેઉ બેરાદરોએ એકેક પેગ ચહડાવ્યો હતો માટે ભુખા થઇ રહયા હતા અને જેમ રસ્તાપર પડનાં છીજરાંઓ મેળવવાને સારૂ ઘરના છજયાંઓ ઉપર બેઠેલા કાગડા ટોવાઇ જાય તેમ આ બેઉ દોસતો ઓટલાપર બેઠેલા માકુજીની આવવાની રાહ કાગડે-ડોલે જોતા હતા. માકુજી મોટરમાંથી ઉતર્યો અને તરતજ જમવાની દોડધામ ચાલી.

માકુજી, લવજી અને મંચી જમવા બેઠા પણ જમવા બેસવા અગાઉ માકુજીએ પોતાના શોફ્રને બોલાવ્યો અને એક કાગળ આપીને કહયું.

"મોટરમાં બેસીને ઉતાવળે મજગામ જાઓ અને આએ ચીઠી થાવી પુગાડી આવો."

શોફ્રર રવાનો થયો અને ત્રણુ જણા જમતાં જમતાં વાતચીત કરવા લાગ્યા પણ માણેકજીએ જોયું કે મંચી સુસ્ત હતો અને વાતચીતમાં ઝાઝી મગ્નાહ લેતો હતો નહી.

તેઓ લગભગ જમી રહેવા આવ્યા, તેટલાં શોફ્રર પાછો આવી પુગ્યો.

શેઠે પુછ્યું "કેમ બા, કાગળ પુગાડી આયો !"

"હાજી, પુગાડી આયો ને હું મજગાંમ તરફથી આવતો હતો તેટલાં એક ઘાટીનો પોર્યો આંએ મંચી શેઠને નામની ચીઠી લઇને નીશાની પુછતો હતો તેની પાસેથી ચીઠી લેતો આયો." શાફરે કહયું.

"ઘણું ઠીક કીધું" માકુજી બોલ્યા

શાફરે તે ચીઠી-આલાંએ લખેલી ચીઠી-મંચીને આપી અને મંચી તો તે ઉપરના હરફ જોઇનેજ ભડકયો.

"શુ છે બા! એમ ચોંકેછ કાય!' માકુજીએ મંચીને સવાલ કર્યો

"કાઇ નહી જી હુકમ હોય તો ચીઠી વાંચું."

"વાંચો બેલાશક વાચો એમા વળી હુકમ શાનો લેવાનો!' માણેકજીએ કહયું.

મંચીએ ચીઠી વાંચી અને કહયું. "મને ઉતાવલે જવાનું છે સાહેબ; રજા આપો તો મહેરબાની."

"શું છે! એવુ તો શુ કામ નીકળી આયું!"

"મારૂં ખાનગી કામ છે. ઘણું અગતનું કામ છે."

"એવું કામ હોય તો જઇ આવો, જરૂર જઇ આવો." માકુજી બોલ્યો અને પોતાનાં કપડાં પહેરવા મંચી તરતજ લવજીના ઓરડા તરફ દોડયો અને મંચીની પછાડે લવજી પણ દોડયો.

મંચી દગલો પહેરતો હતો તેટલાં લવજીએ પુછ્યું. "વળી તુંને શું ભુટ ભરાયો! વળી કહાં નારભાગ કરવા નીકળયો! યાર તું બા કોઈ વીચીત્ર જાનવર છે જો.'

" આલાંએ ચીઠી લખીને મને ઉતાળે બોલાવ્યોછ. લે આએ ચીઠીને વાંચી જો." મંચીએ કહયું.

લવજીએ તે ચીઠી નીચે મુજબ વાંચી.

મહેરબાન વાહલા ભાઇજી મંચેરશાહ.

જત તમારી સાથે ઘણી અગતની વાત કરવાની છે માટે આએ ચીઠી મળતાં તરતજ આવીને મને મળી જજો, ઘણી મહેરબાની થશે. જરૂર તરદી લેજોજી-લા૦ દુવાગીર બહેન આલીબાઇ.

"ત્યારે તું આલાંને મળવા જાયછ કે!" લવજીએ ચીઠી વાચી તે પાછી મંચીને આપતા પુછયું.

"હાજ તો, આએ હમણા સીધો ત્યાજ જાઉંછ." મંચીએ જવાબ દીધો.

"ત્યારે આપઘાત કરવાનો તારો વીચાર—"

" હવે માંડી વાળની તો. જતી વખતે એવું શુ ફાટું ફાટું બોલેછ!'

" જા, ત્યારે ફતેહ કરી આવ અને શું થયું તે મને આવીને બધું કહેજે."

મંચી તો ઉતાવળે આલાંને ઘરે દોડયો. આલાં સીરની હતી અને ફ્રેની હારમોન્યમપર બેસીને ગાયણ લલકારતી હતી. આલાંએ સઘળી વાત ફ્રેનીને અત્યાર અગાઉની કહી હતી પણ આ સઘળી ખટપટમા અને મંચીને માટે નવો મસાલો તઇયાર કરવામાં માકુજીની મુખ્ય મદદ હતી તે છુપુંજ રાખવાની સખત તાકીદ આલાંએ ફ્રેનીને કીધી હતી.

જેવો મચી આવી પુગ્યો કે આલાંએ હસીને તેને આવકાર દીધે

અને ફ્રેનીએ પણ તેને શેકહેંડ કીધી જે શેકહેંડના પ્રયોગ દરમ્યાન ફ્રેની અને મંચીના ચહેરા લાલ ગુલાબી થઇ આવ્યા. મચી તો ધ્રુજતો ધરકતો નરવસ થયલો બેઠો અને ફ્રેની તરતજ રાધણીમાં ચાલી ગઇ.

થોડો વાર મંચીને બેસવા દઇ તથા તેનો જીવ ઠરવા દઇને પછી આલાં બોલી. "મી૦ મચી તમોને કોઇ નવી નોકરી મલી કે!"

"નહીંજી, નથી મલી, શોધમાં તો છેઉં."

"ત્યારે જોવો; આએ એક તમારે વરે ભલામણની ચીઠી છે એની ઉપર જે સરનામુ લખ્યુંછ તે સરનામે તમે જાવો ને ચીઠી પુગાડો ને પછી શુ થાયછ તે આવીને મને કેહો."

"તમારી ઘણી મહેરબાની છે જી-હું તો જી—"

"તમે હમણા તો જાઓ, ને ચીઠી ઉતાવળે પુગાડો પછી સાંજના પાંચ વાગે આવજો સાહેબજી."

મંચીને થોભવાનું કશું કારણ રહયું નહીં જેથી તે ચીઠી લઇને ગ્રીન કપનીમાં જઇ પુગ્યો અને ચીઠી સાહેબને પહોંચાડી. બે ત્રણ મીનીટમાં વડા સીનોરે મંચાને ઓરડામા બોલાવ્યો.

વડો સીનોર મી૦ રોબર્ટ ગ્રીન આશરે ૬૦ વરસની ઉંમરનો હતો. જાણે કપાવાને સારૂ કુદરએ કરેલો વાછરડો હોય તેવુ તેનું માથુ મોહડું હતું અને ચહેરા ઉપરથીજ દેખાતુ હતુ કે સાહેબ બડા ખુશ મીજાજી હતા

"તમે નોકરી રહેવા માંગોછ!" સાહેબે તો પહેલાંજ ધધરાવીને સવાલ કર્યો, અલબતાં સઘળી ઇંગ્રેજીમાં વાતચીત ચાલી અને મંચી

ઈંગ્રેજી ભાષા ઘણું સારી રીતે બોલી શકતો હતો માટે તેને મુશકેલી પડી નહીં.

"હાજી" મંચીએ જવાબ દીધો.

"તમુને શું આવડેછ! તમે શું કરી શકશો!"

"મને કંઇ આવડતું નથી ને મને ધારતી છે કે શુરૂઆતમાં હું કશું કરી શકવાનો નથી."

"તમો આવો ખુલાસાથી અને ખુલ્લાં દીલથી જવાબ દેવોછ એ મને ઘણું ગમેછ. આવડતું નહી હોય છતાં નાહ્યું હાંકે કે એમ આવડેછ ને તેમ આવડેછ, ને ઓલું કરી નાખશ ને પેલુ ઉંધું વાળશ તેને હુ ધીકારૂંછ. તમો ચંચલ લાગો છો."

"ઠેંક્યુ."

"હું તમોને મારી આફીસમાં રાખુંછ. પહેલાં શીખજો અને તે દરમ્યાન તમોને રૂ. ૬૦ નો પગાર મલશે. પણ મારી આફીસમાં કાયદો શું છે તે તમો જાણોછ કે?"

"જી ફરમાવો. જે કાયદો હોશે તે મુજબ ચાલવાની હું મારી ફરજ વીચારીશ."

"એજ કાયદો છે કે પંક્ચુઅલ રહેવું, ગેર હાજરી રહેવું નહી. છાકટા થવું નહીં અને કરજ કરવું નહીં."

"હાજી-હાજી." મંચી અકર વકર કરીને બોલ્યો કારણ કે આપણે આગળ વાંચ્યું છે તે મુજબ ભાઇને માથે લગભગ રૂ ૧૦૦૦ નું કરજ હતું અને વળી છાંટા પાણી સાથે ઝાઝી દોસ્તી હતી.

"મારી આગળ તમો ખરીવાત કહેશો એવી મને આશા છે." ગ્રીન બોલ્યો.

"ખરીજ વાત કહી દેવશ સાહેબ."

"ત્યારે મને ખરૂં કેહો. તમારે માથે કરજ છે કે! અને હોય તો કેટલું છે!"

"રૂપ્યા હજાર એકનું છે."

"ઠીક છે. તે રૂપ્યા હજાર હુ તમોને કાલે આપીસમાંથી આપશ અને દર મહીને તમારા પગાર માથી રૂ. ૧૦ કાપી લેવશ જો સારી ચાલ ચલાવશો અને મને ખુશી કરશો, મુખ્ય કરીને જો તદનજ પ્રમાણીક રહેશો તો હું બે ત્રણ મહીનામાં તમારો પગાર વધારી આપશ. હવેથી એક દોઢીયાંનુબી કરજ કરતાના. દારૂ ઝાજો પીતાના. અને ગેર હાજરી રહેતાના. બેશક બીમાર હોવો અને બે ચાર દહાડા ગેર હાજર રહો તો મને વાંધો નથી પણ મમઇ મરી ગઇછ ને બપઇની પાયદસ્તે જવુંછ એવી વાત મારી આગળ ચાલશે નહીં. નોકરીપર કયારથી આવશો!"

"કાલથી આવશ સાહેબ."

"ઠીક. તમોને હું વડા એકાઉંટરના હાથ નીચે મુકશ અને તે તમોને બધું શીખવશે. સાહેબજી."

મંચીની ખુશાલીનો પાર રહયો નહી. તે આપીસમાંથી બહાર નીકળયો અને રસ્તા ઉપર નીકળતાં નાચવા કુદવાનું તેને ઘણું મન થયું. તે સીધો પોતાને ઘરે ગયો, કરજનો આંકડો લખી કહાડયો, બીજે દહાડે આપીસમાં જવાની ગોઠવણ કીધી અને સાંજના પાંચ

વાગે આલ્લાને ઘરે જઇ પુગ્યો.

જે બાબત બની હતી તે સઘળી મંચીએ આલ્લાંને કહી સમજાવી અને તે સાંભળતાં આલાંને બહુજ સંતોષ ઉપજયો; તે વેળા ફ્રેની ઘરમાં હતી નહીં.

આલ્લાં બોલી· "હું તમોને મુબારકબાદી આપું છ, મી૦ મનચેર શાહ. આએ નવી નોકરીપર મન લગાડીને રહેશો તો સુખી થશો અને તમારી મનમાંની આશા પણ પાર પડશે. તમારી મેં આએ સેવા બજાવીછ તેનું કારણ તમો સમજી શકતા હોશો."

"હાજી; હું શમજી શકુ છ."

"મારી બહેન સાથે તમોને પરણાવવાને તમોને પહેલાં લાયક બનાવવા જોઇએ અને તમોને લાયક બનાવવાને સારૂ આએ મારો ઉપાય છે જો ઉપાય કારગત નહીં લાગશે તો ની સાથે પરણવાની સઘળી આશા તમોને સદાને માટે છોડવી પડશે"

"મને તમો અત્યાર અગાઉનો સુધારી ચુકયાં છો." હવે મંચી ધાડી છાતી કરીને હીમતથી બોલ્યો: "પેહેલાંનો ફ્રેનીની મોહબતે મારી ઉપર અસર કીધી અને આજની તમારી મારી ઉપરની મહેરબાનીથી મારાં જીગરપર એવી અસર પુગી છે કે જો આ બનાવથી હું નવોજ માણસ નહીં બનું તો હું માણસ નહી પણ ઢોર ગણાવું. મારો ઉપકાર કબુલ ખજો અને હમણાના જેવી મહેરબાની પણ સદા રાખજો."

"હવે એ વાત જવા દેવો. આજથી બે મહીના સુધી અહીં આવતા ના અને ફ્રેનીપર કાંઇ કાગજ પત્ર લખતાબી ના. તે પછી હું ચીઠી લખીને તમોને બોલાવશ જો તમો લાયક બનેલા જણાશો તો

હું તમોને તેડાવશ. તમારી દરેક ખબર અંતર હું રાખતી રહેવશ. આવજો-સાહેબજી."

આ સઘળી બીનાની વીગત વાર ખબર એક કાગળ લખીને માકુજી ઉપર આલાંએ પુગાડી.

આ પ્રમાણે ભલા માણેકજીએ આપણાં મચીને સુધારવાનો મસાલો બનાવ્યો. એક ખરૂ પરમાર્થી કામ બજાવ્યુ અને તેનું ભલું પરીણામ નીપજે એવી માણેકજીએ ખરાં દીલથી દુવા ગુજારી.



# પ્રકરણ ૨૮ સું.



## મધરાતનો પરોણો.

મંચી મવાલી પોતાની નવી નોકરીમાં ગોઠવાઇ ગયો અને એવી ખત અને મેહનતથી કામ લેવા માંડયું કે તેનો સાહેબ પણ અજબ થયો કારણ કે તે કેવી કીસમનો માણસ હતો તે માકુજીએ મી० રોબર્ટ ગ્રીનને અગાઉથી કહીને તેના કાન ખોલી મુકયા હતા. કહેવાની કશી જરૂર નથી કે રોબર્ટ ગ્રીન ઉપર માકુજીનો મોટો ઉપકાર હતે. જેના બદલામાં તથા આગલી દોસ્તીની યાદમાં મચીને આ નોકરી એ તેણે રાખ્યો હતો.

લવજીને ઘરે મંચી જયાર ત્યાર આવતો અને માકુજી તેની દરેક ખબર અંતર રાખતો હતો તથા આલાં અને ફ્રેની પણ મંચીની સઘળી

ખબરોથી માહીતગાર બનતી.

આ પ્રમાણે મંચીનો મામલો ચાલે છે તેટલાં લવજીના બાબમાં એક નવો રંગ જામ્યો. એક દીવસે લવજી સાંજના ફરવા ગયલો મોડેથી ઘરે પાછો ફર્યો તેણે ટેલીફોન મારફતે પોતાના ઘરના કાસમ ચપરાસી ને ખબર આપી હતી કે "રાતે મોડેથી જમીને ઘેરે આવશે માટે મારી રાહ જોવી નહીં."

ચપરાસીએ આએ સંદેશો માકુજીને પુગાડ્યો અને એવી રીતે આઠ દહાડે દશ દહાડે લવજી રાતના બહાર જમતો હતો માટે માકુજીને તેમાં કાંઇ નવું લાગ્યું નહીં. માકુજી પોતેજ એખલો ખાઇ જમીને પોતાના ઓરડામાં જઇને ગોટું મારી ગયો.

આપણે આગળ વાંચ્યું છે તે મુજબ લવજીના ઓરડા તદનજ અલગ હતા અને બગીચામાંથી તેના ઓરડામાં જા આવ કરવાને માર્ગ અને દાદર પણ જુદો હતો માટે લવજી મોડેથી આવતો ત્યારે તે અલગ માર્ગથી અને દાદરથી પોતાના ઓરડામાં જતો હતો. લવજી તે દીવસે રાતે અગ્યાર વાગે આવી પુગ્યો અને બાગની બહાર ભાડુતી ગાડીમાંથી ઉતર્યો અને ભાડું ચુકવી બાગમાં દાખલ થયો. ચાંદરણી પડતી અને રાત ખુશનુમા હતી. તે ધીમે ધીમે બંગલા તરફ જતો હતો તેટલાં એક ગીચ કયારામાંથી એક માણસ બહાર નીકળી આવ્યું અને તે જોઇને લવજી ચોંકીને ઉભો રહી ગયો.

તે માણસ લવજીની સાંમે આવ્યું જેથીં લવજીએ પુછ્યું: "કોણ છે!"

"હું છું." તે માણસે જવાબ દીધો અને તે અવાજ લવજીએ

લગભગ ઓળખ્યો.

"કોણ? તું?"

તે માણસ ચુપજ ઉભું.

"અરે અરે, તું અહીં?" લવજીએ તે માણસને બરાબર ફેરવી તેનો ચહેરો ચાદરણાથી બરાબર જોઇને અકળાઇને પુછયું. "તું અહીં? અરે તું-તું-એમ કેમ!"

તે ચહેરો માકીનો હતો. સુંદર રૂપાળી ખુબસુરત માકી પોતાની બેહદ પરી પેકર સુંદરતા સાથે, પણ ગમખાર ચહેરા અને દલગીરી ભરી આંખોથી તેની સાંમે જોતી ઉભી હતી.

"હા-હું-તુને મળવા આવી, મારા લવ."

"અરે ગાંડી છોકરી, તેં આએ શું કામ કીધું! ક્યારે આવી? કોણ સાથે આવી?"

"આજેજ હમણાજ આવી; એખલીજ આવી."

"પણ કાંય આવી?"

"મારાં લગન કરી દેવાની એ લોકે તદનજ તઇયારી કીધીછ ને મારે તો પરણવુંજ નથી. લવજી.—"

"પણ પરણવુ કાંય નથી?"

"લવજી, તું નહીં સમજતો?"

"શું સમજું-માકી શું સમજું!"

"તુંને જોયા વગર હું જીવી શકું નહીં"

. . .

"પણ તું આવી તે રહેશે ક્યાં!"

"તારી સાથે."

"હે! એમ બને?"

"કાંય નહીં! નેક અને નીતીવાન જીંદગી શું બે જણ સાથે નહીં ગુજારી શકે! શું પાક પવીત્ર પ્યાર જેવી ચીજ દુન્યામાંથી તદન જ નાબુદ થઇછ?"

"આએ કેવી સંકડામણ? શું કરૂં!"

"મને કહાડી ના મુકતો, મને હાંકી ના કહાડતો, મારા લવ' મારી જીંદગી મેં તુને અરપણ કીધીછ."

લવજી તેણીને ઝાડના છાંયડા હેઠળ લઇ ગયો અને એક બાજ- ઠપર તેઓ બેઠાં. તેઓએ લાંબો વખત વાત કીધી અને માર્કાનું નીરદોષપણું, ભલાઇ, નેકી અને સાચું યકીન જોઇ, ખુદા ઉપરનો તેણીનો વીશ્વાસ જોઇ, પોતાની શુધ જીંદગી ઉપર તેણીને મુશતાક જોઇને લવજીને લાગી આવ્યું, તે લફંગો છોકરો પીગલી ગયો. ખરી દયાનતદારી, ભલી મનશની, ઉતમ વીચાર, અને નીતીના ખરા ખ્યા- લની પરીક્ષા હમણાજ તેણે કીધી. દુન્યા બદી અને બદફેલીથી ભર પુર છે એમ તે માનતો હતો, અનીતા અને હવસના પરીણામો ડગલે પગલે મોજુદ છે એવો તેનો અનુભવ હતો, બદકારી અને બેહયાઇના દાખલા તેણે જોયા હતા. પણ આજેજ તે જોઇ શક્યો કે ઉત્તમમાં ઉત્તમ નેકી નીતીના નમુના પણ છુપાયલા રહેલા છે; બંદાને શીખવનારા સમજાવનાર અને સુધારનારા દાખલાઓ પણ આએ સુધારામાં આગળ વધેલા પણ દરેક રીતે જીંદગીને બગાડનારા જમા-

નામાં હયાતી ભોગવે છે. સઘળી કમબખત કમનસીબ કારસાજી અને કારવાઇ વચ્ચે કુદરતની કરામતની ખરી ખુદાઇવાળી અસર જીગર ઉપર કરનારી શકતી પેદા કરનારૂં એક માણસથી હસ્તી ધરાવે છે એમ તેણે જોઇ લીધું.

## પ્રકરણ ૨૯ મું.

### લવજીને ભુખ લાગી તેથી નાઠો

બીજે દહાડે સવારે લવજી, પોતાના હમેશના ધારા મુજબ અગોળ કરી કપડા બદલી ઘોડે સવાર થઇને ફરવા જવા સારૂ તઇયાર થયો અને બંગલાના ઓટલા ઉપર આવ્યો.

ઓટલા ઉપર માકુજી તઇયાર થઇને બેઠેલા હતા અને ઘોડાની ગાડી જોડેલી આંગણામા ઉભેલી હતી

"સાહેબજી મામાજી સાહેબ. કેડે વગી ઓટલે ઉઠયાણે સધાવોછ કે!" લવજીએ પુછયુ.

"એવી અપસગન ભરી વાણી કેમ કહાડેછ, દુકતા!" મામાએ ડોળા કકડાવીને કહ્યુ. "હમણા આપુને કોલાબે જવાનુ છે. મારો દોસ્ત ધનજીશાહ નાનાવટી જંગબારથી પંદર વીશ દહાડા થયા આયોછ ને દરરોજ બોલાવ્યા કરેછ તે તેને મળવા જાઉંછ. ચાલ, તુબી મારી સાથે આવ જરા મળી ભેટી આવ્યે."

"પણ મામાજી હુ તો—"

"હુ તોબી નહીં-ને તુ તોબી નહી. ચાલ મારી સાથે તારો

ઘોડો તો મેં ટબેલામાં પાછો મોકલી દીધોછ. બેસ ગાડીમાં, પછી મોડું થઇ જશે. ગાડી લાવ. ભાણ્યા."

ભાણ્યો કોચમેન ગાડી લઇ આવ્યો અને લવજીને ગાડીમાં બેસવાની ફરજ પડી. બ્રુહમ ગાડીમાં લવજી અને માકુજી બેઠા અને માકુજીએ વાત ચલાવીઃ-

"તું આજે ચાહ પીવા કાંય નહી આયો !"

"એમ તો કોઇ વાર મારા ઓરડામાંજ હું ચાહ પીવુંછ કની. આજેબી ઓરડામાંજ પીધી."

"તે રાતના વરી કેઠે રખડવા ગીયો હોશે"

લવજીએ કશો જવાબ દીધો નહી પણ ગાડીની બારી વાટે બહાર જોયા કીધું. તે વીચારમા પડયો હતો અને અસાધારણ રીતે ચુપ હતો.

માકુજી બોલ્યાઃ "એ મારો દોસ્ત ધનજી ઘણો પઇસા વાળો છે ને જંગબારથી બાર વરસે આયોછ. બીચારાની બઇરી મરી ગઇછ. સાંભરેછ કે લવ; હું બકયા કરૂંછ ને તુ બહાર શાનો ડોકુ કરીને બેઠો !"

"આએ શું, સાંભળુછ તે શું ! એમ શું ગલે પડોછ જો !"

"એ ધનજીની બઇરી નથી ને બંગલી છે."

"બઇરીને બદલે બંગલી ચાલે ખરી કે !"

"અરે ખ્રચેડા, હું એમ કેહુંછ કે એને બંગલી વેચાની લીધીછ ને કોલાબામાં રેહેલો છે. તેની એક દીકરી છે

હવે લવજીએ કાન ઉંચા કીધા.

"એ દીકરીને મેં જોઇબી નથી. ઉમર હોશે ૧૯ કે વીસ વરસની. તે છોકરીને પરણાવવાનો વીચાર છે."

"તે તમે કાજ કરતા હોશો મામાજી."

"કેમ માસ્તર, પાછા ફાસ્ત ચાલ્યા!"

"મામાજી, તમેજ કેહતાતા કે જોડાં સાંધી આપવાનું તો પુનનું કામ છે તેથી પુછુંછ."

"હં! તેથી પુછેછ. ઠીક" મામાએ મોશ્રમમાં કહયું.

વધુ વાત થઇજ નહી.

કોલાબાના દર્યા કીનારાપર એક સુંદર નાના બગીચા વચે એક નાની બંગલી આવેલી હતી અને તે બંગલી આગળ માકુજીની ગાડી જઇને ઉભી અને તરતજ એક લાંબો સાટકા જેવો આશરે ૬૦ વરસની ઉમરનો પારસી બહાર નીકળી આવ્યો અને ખુશ મીજાજે બોલ્યો:-

"આવો, આવો, માકુજી, તમારા વચન મુજબ તમે આવ્યા ખરા. અમેતો તાહરનો વાર થઇ તમારી વાત જોઇએછ." તે બોલ્યો. તે ધનજીશાહ નાનાવટી હતો

"આએ મારા ભાણેજને તઇયાર થનાં મોડું થયું તેથી વાર લાગ્યો માફ કરજો હં."

"એ તમારો ભાણેજ. વાહ, ઘેર શોભે તેવો દાકરો છે. આવ, બાવા, આવ તારા મામાજી તો મારા ઘણા જુના દોસ્ત છે જા. અરે અમે ઘણી મજાહ કીધેલી. કાલેજ તારા મામાએ તારે વરે કેહલુ ને

મેં ને મારી કુંવરે કેહલું કે તમે મળવા આવજો ને મેં ને તારા મામાએ કેહલું કે અમે આવસું ને અમે કહેયુ કે નાશતો કરીને જજો, તે તારા મામાએ કેહેલું કે જેમ તમારી મરજી, ત્યારે અમે કેહેલું કે-"

"કેહેલું કે"ની વાત ધનજી ચલાવ્યાજ કરતે પણ તેટલાં તો અંદરના ઓરડામાંથી એક જવાન બાઇ બહાર આવી અને ઘણીજ લાયકી અને મધુરતાથી કહયું. "આવોજી."

આએ છોકરીનું નામ કુંવર હતું અને છોકરી રીફાઇન અને હેંડસમ લાગતી હતી. તેણીએ આ પહેલાજ દેખાવમા લવજી ઉપર અસર કીધી અને લવજી તેણીની સાથે વાતે રોકાઇ ગયો તે જોઇને આએ બે ઘરડા મગન થયા.

લવજી હસવા બોલવા લાગ્યો પણ ઘડીકમા તે ચુપ અને ચીંતાતુર બની જતો પણ બનતાં સુધી મન ઉપ કાબુ રાખીને પોતાના દીલમાં થતાં છુપાં હુલ્લડને સમાવી રાખતો. તેઓએ સાથે નાશતો લીધો અને નાશતા દરમ્યાન બને ઘરડા જયારે પોલીટીકલ વાત ચલાવતા ત્યારે લવજી અને કુંવર જીવ વનાતું પણ રમુજી દીલખુશ તાહેલું કરતા.પોલીટીકલ તકરાર તો બેઉ ઘરડા એવી ચલાવતા કે "પારલામેંટમાં બાદશાહે ભાષણ કીધું અને ફ્રાંસના રાજાએ ત્રીપોલી ઉપર હુમલો ચલાવ્યો તથા જરમન પ્રાગસતક રાજની હવે આખરી આવી" એવી મતલબ નીકલતી હતી.

જમી રહેવા પછી લવજીએ ધાર્યું કે હવે ઘરે જવાનો વખત થયો હશે; પણ નહી. તેઓતો ડરોઇંગ રૂમમાં ગયાં અને ત્યાં કુંવર પ્યાના ઉપર ગાવા બજાવવા બેઠી, ઘરડાઓ બે ઘડી ગાયણુ સાંભળી

પાછા "ચીના અફીણના વેપારીથી આફ્ઘાનીસ્તાનપર થતી અસર" તથા "ટીબેટના લામાનાં મઠમાં લાગેલી આગથી અમેરીકન રૂના બજારના ગગડી ગયલા ભાવ" વીષે પોતાના મોતેબર મત આપવા લાગ્યા.

લવજીને ચટપટ થયા કીધી કયારે અહીથી છુટકારો થાય તેની રાહ તે જોવા લાગ્યો પણ એકદમ ઉઠીને જવાજેવી નાલાયકી દેખાડવાની તેની હીમત ચાલી નહી દશ વાગા અગ્યાર વાગ્યા. આખરે ગાયણબી પુરૂં થયું તોબી ઘરડા મામુજી તો તપકીરના સરૂકા માર્યા કરે અને નવી બેંક ઉંઘાડવી હોય તો અમેરીકન મેનેજર અને જરમન બેંકર રાખવો જોઇયે એવી વાત કર્યા કરે

આખરે લવજીએ મામાના કાનમાં લાગીને પુછ્યું. "મામાજી હવે ચાલોજી કની? પછી તડકું ચહડશે જો"

"બપોરના જમીને ને ચાહે પીને જવાની બહોંશ કરેજ તે ના નહી કહેવાય." મામાજીએ ઠંડે કલેજે કહયું.

"ત્યારે હું જાઉ છ."

"નહીરે, જાય કહાં? ખરાબ લાગે"

હવે કેમ કરવું? કુંવર તો લવજીનો પીછો છોડજ નહી. આખું ઘર ફેરવીને દેખાડયુ, બગીચા બતાવ્યા, જંગબારની તરેહવાર વાત કીધી અને એમ લવજીને તેણીએ તો રોકીજ રાખ્યો.

આખરે બેઉ ઘરડા પાના લઇને નાકટીપકી રમવા બેઠા અને લવજીને ખુશ કરવાની દરેક કોશેશ કુંવર કરે તેટલાં કુંવરની આયાએ આવીને ખબર આપી કે તેણીના નવી કસબી સાડી કાપડયાની દુકાનેથી આવી હતી.

સાડી જોવાને કુંવર પોતાના ઓરડામાં દોડી અને લવજી એખલો પડયો. જેવો તે એખલો પડયો કે તરતજ તમેલામાં દોડયો અને મામાના ઘોડાને બહાર કહાડી, તેને પાણીની લગામ ચહડાવી, તેની નાગીજ પીઠ ઉપર છલાગ મારીને ચહડયો અને બીજીજ પળે એક-દમ ઘોડાને દપટાવી મુકયો. માકુજીનો ઘોડાવાળો ભાણ્યો આ વખતે ધનજીશાહના ઘોડાવાળા સાથે બેસીને સુખ દુખની વાત કરતો હતો. તે ઘોડાના પગલાં સાંભળી ચોંકીને ઉઠયો અને મોટા શેઠના ઘોડા ઉપર નાના શેઠને બેસીને ચારે પગે દોડાવી જતા જોયો.

"માયરા ઠાર. એ પોયરો આજે વરીએ છું કરે!" ભાણ્યો જુનો નોકર હતો અને લવજીની ઘણીક તોફાન મસ્તી તેણે જોઇ હતી માટે તે સમજ્યો કે "વળી લવજી ભાય નવી મછતી મહી આવેલા દેખું. ઘોરાને થાકવી લાખવાનો તો. છેઠ મારીપર દવારો કરછે."

લવજીએ તો ઘોડાને ચારે પગે દોડાવ્યો અને તની ફુસ કહાડી નાંખી. કોલાબેથી નીકળેલો ઠેઠ વાલકેશવરના બંગલામા જઇ પુગ્યો, ત્યાં સુધી તે થોભ્યોજ નહીં અને ઘોડાને એડ મારીને એવોતો દોડાવ્યો કે જો બંગલાથી ફકત અરધોજ માઇલ બીજી મુસાફરી કરવી પડતે તો ઘોડાના મુરદાંને સીવરી મોકલવાનો ખરચ માકુજીને માથે પડતે.

રસ્તામાં ઘણા માણસો આએ વીચીત્ર સ્વારી જોઇને અજબ થયાં અને ઘણાઓ હસ્યા પણ કોલાબેથી દરયા કીનારાથીજ લવજીએ રસ્તો લીધો હતો અને બપોર હતી માટે કવીન્સરોડપર તેને ઝાઝી વસ્તી મળી નહીં અને તેથી ઝાઝાં લોક તેની મુર્ખાઇ ઉપર હસી શકયા નહી.

ઘોડા ઉપરથી તે છલાંગ મારીને ઉતર્યો અને માલીને ઘોડો સોંપી તબેલામાં લઇ જવાને ફરમાવ્યું. ઘોડો પાણી પાણી થઇ ધ્રુજતો હતો. કાસમ આ દેખાવ જોઇને ઘભરાઇને પુછવા લગ્યો: "શેઠજી શું છે! મોટા શેઠ સારા પેઠે તો છેની!"

"સઉ સારી પેઠે છે. એતો મને ભુખ લાગીછ તેથી ઉતાવલે આયોછ." એમ બોલીને લવજી પેહેલાંતો બાવરચી ખાનામાં ગયો અને મીસ્રીને ભડકાવી, પાઉ માખણ જેલી માછલી સઉ તઇયાર કરાવ્યું અને તે બધું એક મોટા ખુમચામાં મુકીને પોતેજ પોતાના હાથમાં લઇને પોતાનાં ઓરડામાં દોડયો અને ખુમચો જમીનપર મકી પોતાના ગજવામાંથી કુંચી કહાડી તે વડે બારણું ઉગાડી તે ઓરડામાં પેલા ખુમચા સાથે દાખલ થયો અને પાછું બારણું માહેથી બંધ કરી દીધુ.

કાસમ પોતાની દાઢી પસવારતો ઉભો. તે નાની અકલનો મોટાં કદનો માણુસ આએ ભરમ સમજી શકયો નહીં. એક માણુસને ભુખ લાગે ત્યારે નાગી પીઠના ઘોડા ઉપર માહલો સુધી મુસાફરી કરે એવું તો તેણે આજેજ પહેલુ જોયું પણ તે મનસે બરબડયો "એ તો આપણા નાહ્લા શેઠ લવજીભાઇ પડયા તે કાંઇબી કરે. એમાં નવાઇ નહી કાલે તરસ લાગે તો ઉંટપર બેસીને અરબસ્તાન જાય તો હું અજબ નહીં થાવું"



# પ્રકરણ ૩૭ સું.

## લવજી દીકરો કાંકણો તો ખરે.

પેલી તરફ માકુજીની હાલત શું થઇ પડી તે હવે આપણે જોઇશું. એઉ ઘરડા મટારા નાકટીપકી રમવામાં એવા ચકચુર થઇ ગયલા કે “ચીનનું અફીણુ” અને “જરમન રીપબલીક” સઉ ભુલીને જાણે આખી દુન્યાના રાજદરબારી મામલાનો આધાર આએ તે લોકની રમત ઉપરજ લટકી રહયો હોય તેમ ઉંધે મસ્તક મશગુલ થઇ રહયા.

તેઓ આગળ કુંવર આવી. “લવજીભઇ કહાં છે!”

“અમે નથી જાણુતા.” ધનજીશાહે કહયું “અહી નથી. જોની કેઠે હોશે તુ જા, અમોને જરા રમવા દે.”

પણ માકુજી મામા ભડકયા. તેણે કહયું. “તે દીકરી લવજી તો તારી સાથેજ વાત કરતો તો કેની.”

“હાજી. પણ હુ જરા મારા ઓરડામા ગેઇ ને પાછી આવીને જોઉછ તો મળે નહીં.”

“તે ચાલ ચાલની આપરે શોધી કહાડયે” મામા બોલ્યા અને પાના પટકીને ઉઠયા. “અહી તહીં કેંઠે હોશે. (વળી નખોદગીવાએ શુ કારસ્તાન કીધું.) બગીચામાં ફરતો બી હોય.” માકુજી બોલ્યો અને તે વક્ષાયામાં બોલ મુકયા છે તે તેણે મનમાં બરબડી લીધું. “એને બાગ બગીચાનો ઘણો શોખ છે (કેઠે ભરઇ સતર્કને ડાહરૂં તો નથી ડોવતો) કદાચ મરઘી બટક જોવા ગીયો હોશે. (રખેંન અહીં

નાખ કપાવે.) ચાલ આવ દીકરી, મારી સાથે."

સઘળાઓ બધે ફરી વળયા પણ લવજીનો પતો લાગ્યો નહીં. આખર તબેલામાં ડોકુ કીધું અને ત્યાં ભાણ્યો લવજીના પાછું ફરવાની રાહ જોતો ઉભો હતો. તેને માકુજીએ પુછ્યું, "લવજીબાબો અહીં છે કે!"

"હીંઈ આવેલો ખરો"

"પછી!"

"પછી, ઘોડાપર બેછીને ગીયેલો."

"ઘોડા પર! કોણુના ઘોડા પર!"

"આપરાજ તો"

"એ શુ બકી મરેછ! લગામ જીન બધું કહાંથી લાયો!"

"તી વના નાગોજ પીડે દોયરો."

"કપાવ્યું; આખરે નાખ કપાવ્યું." માકુજી પોતાનું પેડા જેવુ નાંખ પસવારીને બોલ્યા.

"તે એવણુ કહાં ગીયા હોશે!" કુંવરે સવાલ કર્યો.

"કોણુ જાણે માય, કંઇ સમજ નથી પડતી" માકુજીને સમજ શું પડે! આટલાં આટલાં વરસ લવજી સાથે માકુજીએ ગુજાર્યા હતાં તોબી લવજીની રીયલ-કેરેકટર હજી માકુજી બીચારો સમજી શકયો હતો નહીં.

"તમારે ઘેર તો પાછો નહી ગીયો હોય" ધનજીશાહે સુચના કી .

"હોયબી." માકુજીએ ખભરીને કહયું.

"તે જરા ટેલીફોનમાં પુછી જોવોની." કુંવરે હવે સુચના કીધી; "તમે બે જણા પાના રમ્યા કરો ને હું ઓરડાનાં ગેલરી તે એવણ બીચારા એખલા કંતાળી ગીયા હોશે. તમે ટેલીફોનમાં પુછો."

આએ સુચના માકુજીના ધ્યાનમાં ઉતરી અને તેમણે ટેલીફોન કીધો. ટેલીફોનની કોઇ કોઇ છોકરીઓ કોઈવાર કેવી બુમ પડાવેછે તે તો ટેલીફોનનો ઉપયોગ કરનારા જાણુતાં હશે. પહેલાંતો જવાબ મળ્યો નહીં અને પછી બે વાર ખોટાં નમ્બર જોડી આપ્યા. આખરે ખરૂ નંબર જોડાયું.

"ઓહલો, કોણછો!"

"એ તો હું કાસમ ચપરાસી છેઉં."

"હું માણેકજી શેઠ—"

"માણેકજી શેઠ ઘેરમાં નથી—સાહેબજી."

"અરે હું માણેકજી છેઉ—ઓહલો—કાસમ—ઓહલો—ઓઓહહલો!"

પણ કાસમે તો ટેલીફોન ડીસકનેક્ટ કરી દીધેલો. પાછો ટેલીફોન જોડયો અને ફરીને કાસમ સાથે વાત ચાલી.

"અરે કાસમ—માણેકજી શેઠ—"

"માણેકજીશેઠ ઘેરમાં નથી, કેહયુ ની"

"હુંજ માણેકજી છેઉં."

"તમે માણેકજી છેવો? માફ કરજો મેં તમારો સાદ પેહેલ્યાં બરાબર સાંભળયો નહીં."

"વારૂં કાંઇ નહીં. આપરો લવજી આયોછ કે!"

"દરજી તો આવીને તમારી ઢગલી આપી ગયોછ."

"તુંને બરાબર સમજાયછ કે!"

"હાજી ગણી લીધી, બરાબર ૨૦ હતી."

"અરે ઉજલખ, હું દરજીને વરે નથી પુછતો. લવજી લવ-જીબાબો, નાહ્લો શેઠ."

"હાજી–હાજી તેવણ હમણાજ આયા."

"તે શુ કરેછ!"

"જમવા બેઠાછ."

"ભનવા બેઠોછ!"

"જમવા બેઠાછ–ખાવા બેઠાછ."

"તેં કેમ જાણ્યું!"

"આવતાંના વારમાં પાઉં માખણ બધું લઇને-ઓરડામાં ગયા ને કહેજે હું ભુખો થયોછ."

"વારૂ–સાહેબજી."

હવે માકુજી ફીચે નાંખે તે બેઉને કહે કે લવજીતો ભુખો થયો હનો માટે ગયો અને ઘરે જતાંના વારમાં જમવા બેઠો. તેણે બડાબ્યુ કે "લવજી ભુલકણો ઘણો છે. સુનાનું ઘડીયાલ છેડો, હીરાની વીટી, પાકીટ સઊ બહાર ટેબલપર મુકી આવેલો તે કોઇ રખેને ઉચકી જાય કરીને દોડયો."

"પણ મેં જોયું ત્યારેતો ઘડીયાલ છેડો, એવણે પેહેરેલો હતો." કુંવર બોલી, "ને આંગળીમાં વીટીબી ઉતી."

"તે ભાય, એતો મોજીલો પડયો તે બે ચાર ઘડીયાલને પાંચ પંદર વીટી હોય ત્યારે જીવને ચેન પડે" માકુજીને ઘરડે ઘડપણ જુઠું બોલી ગાબડું મારવું પડયુ. "પણ હવે હું ઘેર કેમ જવશ!"

"મારો ઘોડો તમારી ગાડીમાં જોડી લેજો ને પછી ગાડી તમારે ઘરે છોડીને ઘોડાવાળો ઘોડો પાછો લાવશે." ધનજીશાહે ઉપાય દેખાડયો

મામાતો ઠર્યા પણ જીવ એવો ઉચટ થઇ ગયો કે કાંઇ ચેન પડે નહી. જેમ તેમ વખત કહાડયો અને ચાહે પીધા પછી મામા પાછા બંગલે આવ્યાં અને આવતાંના વારમાં લવજીને પોતાની આગળ બોલાવ્યો.

"લવજી, વળી તે આએ નવો શું ફેસટો કીધો!"

"ફેસટો વળી શાનો! મને ભુખ લાગી તે આયો."

"ને તાંહ ખાવાનું નહી ઉતું!"

"હોયબી. પણ તે કાંઇ પારકા ઘરમાં મગાય! માંગે તો ખરાબ લાગે."

"ને પારકાં ઘેરમાંથી કોઇને સાહેબ સલામ કર્યા વના, ઘોડાની નાગી પીઠપર બેસીને, ચોર લુટારાની કાની નાસી જવાનું ખરાબ નહી લાગે! લવજી-લવજી-તેં માગ ઓળખીતા પાળખીતા વચ્ચે જેટલી આબરૂની ધુળ ધાણી કીધીછ તેટલી--"

"પણ મામાજી એમાં તમારી શાની આબરૂ ગેઇ! આબરૂ ગેઇ હોય તો મારી ગેઇ."

"પણ તારી આબરૂ રેહીછ કેઇ કે હવે જાય!" મામાજીએ કહયું. "તુંને તાંહ નહી રહેવા ગમતુ તો એમ કહી દેતે. તારો કોઇ હાથ પકડવાનું ઉતું! પેલી કુંવર કેવી દલગીર થઇ ને ધનજીશાહ કેવો

વટવટયો. હવે તારાથી હું ઘણોજ કંટાળી ગીયોછ; તારાથી હાથ જોડયા બાપુ હાથ જોડયા. તું નાહનુ બચ્ચું હોય તો તુંને મારૂં ઘમ-ધુંબી. હવે તુંને સમજાવું કેમ! એવો દુવાર દુકનો છે કે બસ બસ બસ ખાવા વરખું આપેછ."

મામા તો બોલ્યાજ કીધા અને લવજી અદબ વાળી નીચી નજર કરીને એવો ગરીબ થઇને બેઠા કે એવી રીતે શાંત પડી ગમગીન ચહેરે બેઠેલો તેને કોઇબી વાર માકુજીએ જોયો હતો નહી. માકુજી તેને જોઇને જરા ચીનામા પડયા અને હવે ઘણું બોલ્યા હતા માટે પટાવી લેવાના વીચારથી પુછ્યું

"લવ, હવે તું શું કહેવા માગેછ!'

"કાંઇજ નહી મામાજી."

"ત્યારે તું મને કાય દુઃખી કરેછ!"

"માફ કરો." લવજી ગગલતા અવાજે બોલ્યો.

"આવ, મારી આગળ આવ." મામાએ તેને ગળે વળગાડી છાતીએ દાબ્યો અને તેના ગોરા સુંવાલા કપાળ ઉપર કીસી લીધી અને કહયું "તું ડાહયો થાય તો હું કેવો સુખી થાવુ"

લવજી કશું બોલ્યોજ નહી.

"હવે કાલે સાજે તું ફરવા જાય ત્યારે કોલાબે જજે અને ધનજી-શાહને ને કુંવરબાઇને મળીને ખુલાસો કરી આવજે મે કેહેલુ છે કે ઘડીયાળ છેડા ને વાટી બહાર રહી ગયેલી તેથી ગીયોછ ને તુબી એમજ કહેજે. ચાલ હવે મુંગો રેહી જા—મારો દીકરો રે મારો દીકરો!"

લવજીની આંખમાંથી પાણી પડતું હતું અને તે જોઇને મામ-

જીનું જીગર બળી જતું હતું. માકુજી તેનાથી કંતાલનો હતો, ફફડતો હતો, પણ તેની ઉપર માકુજીની પ્રીત બેહદ અને અખંડ હતી અને લવજીની જરાબી બેચેની જોતાં તેની રગે રગમાં દુ:ખ થતું હતું.

આવા ભલા માયાળુ દીલસોજ મામાનો આવો તોફાની ભાણેજ હતો.

મામાજીના હુકમ મુજબ અમલ કરવાને લવજી કબુલ થયો અને પાછો પોતાના ઓરડામાં ગયો. તે ઓરડામાંજ ભરાઇ રહયો અને મામા શમજ્યા કે, "ગમે તેવો મસતીખોર છે પણ કાંકણો છે ખરો. જરા ખખડાવ્યો તે કેવો ઠેકાણે આવી ગીયો. ઉમર વધેછ તેમ ડાહયો થાયછ એમ લાગેછ. વરી આપરેબી તે કેવા ઉતા. એના કરતાં ચાર ચાસની ત્યારેજ ઉતા તો, હોય, બચ્ચું છે; સુધરસે ને સમજશે. કુંવર સાથે ગોઠવાઇ જાય તો મારી બધી આશા ઉમેદ પાર પડે. ખુદા તે દહાડો ક્યારે દેખાડશે કે જ્યારે લવજીને પરણાવું ને લવજીના દીકરાને ખોળામાં બેસાડીને રમાડું."

થોભ–માકુજી–હજી તો ઘણી મુસીબત જોવાની છે!

## પ્રકરણ ૩૧ મું.

---

## માકીનો મુરબ્બી.

બીજે દહાડે સાંજે ૭ વાગે માકુજી પોતાના હમેશના રીવાજ મુજબ ઓટલા ઉપર બેસીને ન્યુઝપેપર વાંચતા હતા અને લવજીનો ઘોડો આંગણામાં ઉભેલો ખંખાર મારીને ઝુલી રહેલો હતો તેટલાં

લવજી રાઇડીંગ સુટમાં સજ થયલો આવી લાગ્યો.

માકુજીએ પુછયું: "બેટા લવ, કહાં ચાલ્યો!"

"તમે કહેલું તેમ જાઉં છું કોલાબે ને ગઇ કાલની મારી વરતનુક માટે દલગીરી દેખાડી આવુંછ."

"જા દીકરા, જા, દેહી આવ સારૂં લાગશે. હલવેથી આવજે હં. ઉતાવળ ના કરતો '

લવજી ત્યાંથી નીકળગયો અને કોલાબા તરફ ઘોડેસ્વાર થઇને ચાલ્યો. તરતજ માકુજી ઉઠયા અને ટેલીફોન મારફતે ધનજીશાહ નાનાવતી સાથે વાત કરવા માંડી.

"એહલો-ધનજીશાહ કે!-મારો લવ હમણા તમુને મળવા આયોછ હં."

"ઘણું સારૂં. હું ને કુંવર એને જોઇને ઘના ખુશી થશું. એવણ રાતના જમીને આવશે. તમે વાટ ના જોતા."

"ઠેંકયુ. સાહેબજી."

માકુજી ખુશ થતો પાછો ઓટલાપર આવ્યો જયાં અબદુલને લખોટા રમતો તેણે જોયો.

"બાવાજીના બુચાની કાની લખોટા રમવા બેઠાછ તે તારા શેઠના ઓરડામાં કાંઇ કામ કાજ નથી કે!"

"તે હું નથી જાનુતો સાહેબ." અબદુલ બોલ્યો.

"તું નથી જાણુતો ત્યારે કોણ જાણે! તારો કાકો જાણે કે તારો બાપ જાણે!"

" લવજીબાબો જાણે."

" જા-જા-દોડ. લવજીના ઓરડામાં સાફ સુફ કરી આવ."

" પણ શેઠજી, લવજી બાબાના ઓરડામાં જઇ શકાતું નથી"

" કાંય જઇ શકાતું નથી!"

" ઓરડાનું બારણું બંધ છે."

" બંધ છે તો ઉંઘાડ. એટલુંબી નથી આવડતું સ્તુપીડ!"

" બારણું ઉંગડતું નથી. લવજી શેઠ કુચી સાથે લેઇ ગીયાછ."

" લવજી કુંચી કાંય લઇ ગીયો!"

" લવજી શેઠ કહેછ કે ઓરડામાં તેવણે બે કબુતર પાલ્યાંછ. તેવણ મને ઓરડામાં જવા દેતાજ નથી, કહેજે 'તુ ઓરડામાં જઇને ખબુતરને બીહવડાવીને ઉડારી દેશે' ને પોતેજ એખલાજ ઓરડામાં જાયછ આવેછ."

" ત્યારે બીછાણું કોણ કરેછ! ને કચરો પુંજો કોણ વાળેછ!" માકુજીએ અજબ થઇને પુછયું.

" લવજી શેઠ પોતેજ તો."

" કાંઇ ભરમ જેવું છે" માકુજી બરબડયો અને તપાસ વધુ ચલાવી, અને માલમ પડયું કે લવજી દરરોજના કરતાં બેવડી ચાહ કોરી ઓરડામાં હમણા મંગાવતો હતો; નાશતો લેવા મામા સાથે ટેબલ ઉપર આવી ને બેસ્તો હતો પણ પાઉ માખણ જેલી અને ઇંડા ઓરડામા પણ મંગાવતો હતો, બપોરના મામા સાથે જમવા પછી ઓરડામાં ફરીને ભાણું મંગાવતો હતો; અને સોડા લેમોનેડની બાટલી પણ ઓર

કામાં મગાવતો હતો. આએ બધી વાત સાભળી માકુજી ભડકયો.

માકુજી લવજીના ઓરડા તરફ ચાલ્યો લવજીના ઓરડાનું બારણું બંધ હતું જે ઉઘડયું નહીં. અબદુલ તેના પુઠે આવ્યો જેને જોઇને માકુજીએ કહ્યું: "અબદુલ તું નીચે જા બોલાવું ત્યારે આવજે. હમણા તારૂં કામ નથી."

કુંચીનો એક મોટો જુમખો લઇને માકુજી પાછો ઓરડા આગળ ગયો અને ઓરડાની કળને ચાવીઓ લગાવી જોઇ. એક ચાવી લાગુ પડી. બારણું તેણે ઉઘાડયું અને ઓરડાઓની જડતી લેવા માંડી કાંઇબી જણાયું નહી પણ એક તરફ બઇરાની સાડી કહાડી કરીને વખાતી નાખેલી હતી અને બીજી તરફ એક બઇરાંનુ. બલાઉઝ હતું. તે જોઇને માકુજી ચોંકયો.

વધારે બારીકીથી તપાસ કરતાં એક મોટી ખુરસીની પાછળ એક સ્ત્રીને દબાઇ ચંપાઇ સંકોચાઇ છુપાઇને બેઠેલી તેણે જોઇ. માકુજીએ આ વેળા અજબ પ્રકારની ધીરજ દેખાડી, અજબ પ્રકારે મન ઉપરનો કાબુ ધરાવી રાખ્યો.

તે બોલ્યો. "બાઇ તું બહાર આવ"

"નહીજી-નહીંજી."

'આવ બહાર આવ. હું તુને હેરાન કરવાનો નથી. બહાર આવ. તું કોણ છે!"

ધ્રુજતી ઠઠરતી તે બાઇ બહાર આવી. તે ગરીબ નીર્દોષ માછી હતી.

તેણીના મુખડાની બેહદ અથાગ ખુબસુરતી તેણીના ચહેરા ઉપરનો

ગમગીન છાપ અને તેણીની આંસુભરી આંખમાં પ્રગટ ખુલ્લું દેખાતું નીર્દોષપણું જોઇને માકુજીને અતીશય લાગી આવ્યું. તેણીની આંખો-માંથી આંસું વરસતાં હતાં અને તેણી ધ્રુજતી ઉભી હતી.

"બાઇ તું કોણ છે! અહી કયાંથી આવી!"

"મને હેરાન ના કરતા-હું તમારે પગે પડું—"

"તુંને હેરાન કરવાનો મારો વીચાર છેજ નહીં પણ તુંને હેરાન થતી બચાવવાનો મારો વીચાર છે. બેસ ધબરા ના; તું કહાંથી આવી અને કોણ છે તે મને કહે." તેણીનો હાથ પકડી તેણીને ખુરસીપર બેસાડીને માકુજી બોલ્યો.

કેટલીક પટાવટ અને સમજાવત પછી અને કેટલાક ઉતેજનના બોલો કહેવાપછી સઘળી ખરીવાત માકુજી જાણી શકયો. ખોટું કહેતાં તે છોકરીને આવડતું હતુ નહીં, ઉડાવવાની વાત કહેવાની તેણીની ખાસીહત હતી નહીં અને ઠગવાનુંતો તેણીના ખ્યાલમાં પણ હતું નહી.

"તું અહી બે ત્રણ દહાડા રેવી, ત્યારે સુતીતી કાંહાં!" કાંઇક ચીતાતુર બનીને માકુજીએ પુછ્યું.

"જી અહીં-આગે ધોલ્યાપર."

"ને લવજી!"

"તેવણ બહાર સીટીંગ રૂમમાં સુતાતા."

"ખરૂં કહેછ!"

"ખુદાના કસમ છે ખરૂંજ કેહુંછ. લવજીનીપાસે રેહું, લવજીનો નહેરો હમેશાં જોયા કરૂં એજ મારીતો ઉમેદ છે."

"પણ નાદાન છોકરી, તું તારી હાલત કેવી બગાડેછ તેનો તુંને ખ્યાલ છે!"

"નહીંજી."

"તારાથી અહીં રહી શકાય નહીં."

"કાંય-કાંય નહી! મને રહેવા દેવો. હું અહીં કેવી સુખી છેઉ. જો મને રહેવા દેવો."

"છોકરી, તારાં પોતાનાં ભલાંને કાજે, લવજીના ભલાંને કાજે અને મારી તથા તમારી બનેની આબરૂ ઇજતને કાજે તુંને અહીંથી જવું પડશે."

"પન હું કહાં જાઉં!"

"તે બંદોબસ્ત હું કરશ. બીહના. હું જઇને પાછો આવું તેટલાં તઇયાર થઇ રહેજે." એમ બોલી માકુજી ઉઠ્યો અને ઓરડાનુ બારણું ઉઘાડી બહાર નીકલ્યો. અબદુલ અને કાસમ ઓરડાના બારણા આગળ ચીમાઇને ઉભેલા હતા, તેમને માકુજીએ ખુબ ખખડાવ્યા અને અબદુલને ટબેલામાં મોકલ્યો અને કાસમને ભાડુતી મોટર ગાડી લાવવા દોડાવ્યો.

તે પછી માકુજી ટેલીફોન આગળ ગયો અને ટેલીફોન મારફતે તેણે કાંઇક વાત કીધી અને પછી બહાર જવાનાં કપડાં પહેરી તે માકી આગળ પાછો આવ્યો. માકી ઝાર ઝાર રડતી હતી તેણીને માકુજીએ પટાવી મુગી રાખી અને એક નાની છોકરી જેમ પોતાના વડીલના ધાકથી ડરીને હુકમ મુજબ ચાલે તેમ તે છોકરી ગુપચુપ માકુજીના ફરમાન મુજબ તાબે થઇ. તેણીને લઇને તે ઉતર્યો અને કાસમ જે મોટર લઇ

આવ્યો હતો તેને કાંઇ કામને બહાને બાવરચી ખાનામાં મોકલ્યો અને પછી મોટરમાં માકીને બેસાડી પોતે પણ બેઠો અને ફાસકાં ચહડાવ્યાં તથા ગાડી કયાં લેવી તે માટે હાંકનારને માકુજીએ હુકમ આપ્યો.

ગાડી સડસડાટ ચાલી અને ખેતવાડી મેનરોડ ઉપર એક નાનાં અલાહેદાં ઘર આગળ ગાડી ઉભી રહી. ગાડી જેવી ઉભી રહી કે તેજ ઘડી એક બાઇ તે ઘરમાંથી બહાર નીકળી આવી અને માકીને લઇને તેણી પાછી ઘરમાં દાખલ થઇ અને ગાડીનું ભાડું ચુકવી માકુજી પોતે પણ તેમની પાછળ દાખલ થયો.

તે એક મજલાનું નાનું ઘર હતું. નીચે બે ઓરડા અને ઉપર બે ઓરડા હતા. નીચેના ઓરડામાં ગરીબ પારસી છોકરીઓ માટેની ઉદ્યોગશાળા હતી અને ઉપલા મજલાપર તે બાઇ રહેતી હતી. આ ઉદ્યોગ શાળાની આ બાઇ માલેક હતી. માકુજી આ ઘરથી બરાબર જાણીતો થવલો અને આ બાઇને બરાબર ઓળખતો હોય તેમ લાગતું હતું.

માકી અને પેલી બાઇ ઉપલા મજલાપર આગલા ઓરડામાં દાખલ થયા અને એક નાના સોફા ઉપર બેઠા અને માકુજીએ એક નીચી ખુરશી ઉપર બેઠક લીધી.

ઉદ્યોગશાળા વાળી બાઇને તું વાંચનાર ડીયર તું–ઓળખે છે. તેણીનું નામ નવાજબાઇ સીગનપોર્યા હતું. જયારે પેસસ્નાના ઘરથી નીકળીને જામાજીના ઘરની મુલાકાત પછી લવજી પારડીથી સ્ટેશન તરફ પાછો ફર્યો હતો ત્યારે આ બાઇ સાથે તેણે બળદની ગાડીમાં મુસાફરી કીધી હતી તથા પોતાની ઓળખ પીછાણ છુપાવવાને કાજે તેણે પોતાનું ખોટું નામ–દોરાબજી કોલાભાઇ–તરીકે દસાવી દીધું હતું અને જયા-

વ્યું હતું કે જે ધણી માકી સાથે અદરાયલો હતો તે પોતેજ હતો આ બાઇ આગલ હમણા માકી અને લવજીનો મામો માકુજી બેઠેલાં હતાં.

"આએ છોકરીને હું તમારી આગળ લાયોછ નવાજબાઇ, એને તમારી પોતાની દીકરી માફક તમારે રાખવી અને એની દરેક રીતે બનતી જતન કરવી." માકુજીએ કહયુ, "એને માટેના ખરચના હુ તમોને ફર મહીને રૂ. ૫૦ આપતો જવશ."

નવાજબાઇ બોલી, "બાવા મરી જાઉં, તમારી તો મહેરબાની છે આએ બધુ છે કોણુથી! તમારાથી જ કની!"

"એમ નહી બોલ્યે—એમ નહીં બોલ્યે. જે છે તે પરવરદેગારની મહેરબાની છે, એમજ ગણી લેવો મારી કોમની આટલી નાની સેવાબી હું બજાવી શકું છુ તેને માટે હું મારા ખુદાનો હજારો હજાર ઉપકાર માનું છુ."

"બાવા, હું આએ બુચીને મારી દીકરી માફક રાખશ શીખવશ, ભણાવશ ને સુખમાં રાખશ."

"મારી તેવી પુરેપુરી ખાત્રી છે અને તેથીજ હુ તમારા આશરામા આએ છોકરીને મુકી જાઉછ."

"માય, બુચી, તારૂં નામ શું દીકરા!" નવાજબાઇએ પેહલે પુછયુ.

"મારૂં નામ માકી છે" માકી રડતા રડતાં બોલી."

"માકી! પેલા આપરા પેસલાની દીકરી." માકીનું બરાબર મોહડું જોઇને તેણીને ઓળખીને નવાજબાઇ બોલી ઉઠી "તું અહી કેમ!'

માકી ધભરાઇ ગઇ અને લગભગ બેહોશ જેવી થઇ ગઇ પણ

માકુજીએ બાજી સંભાળી લીધી.

"નવાજબાઇ, તમારે એની ઓળખ પીછાણ હાલ તરત તો છુપીજ રાખવી. કોઈને એ વીશે કહેવુંજ નહીં. મારો હુકમ થાય નહીં ત્યાં સુધી તમારે સઘળું મનમાજ રાખવું. એના માય બાપને બી એક બોલ જણાવવો નહીં. એમા ગફલતી નહીં થાય હં."

"જેમ તમારી મરજી બાવા. હું એક હરફ્બી બહાર પાડશ નહી. તમે જેબી કરતા હોશે તે વાજબીજ અને ખુદાને પસંદ પડતુંજ કામ કરતા હોશો એવી મારી ખાત્રી છે." નવાજબાઇ બોલી અને માકીને સધ્યારો આપ્યો.

માકુજીએ તે પછી માકીને કહયું; "બેટી અહીં રહેજે. હુ તુને જ્યાર ત્યાર મળવા આવશ. જેવી નીર્દોષ સાચી ને પ્રમાણીક રેહીછ તેવીજ જો રહેશે તો યાદ રાખજે મારી મદદ તુંને હમેશા મલતી રહેશે અને એબી યાદ રાખજે કે તારા મહજબના ફરમાન મુજબ યકીનથી ચાલશે તો સુખી થયા વગર કદીબી રહેશે નહીં. આવો નવાજબાઇ, મારે તમારી સાથે વાત કરવી છે." એમ કહી માકુજી ઉઠયો અને નવાજબાઇ સાથે તે બીજા ઓરડામાં ગયો.



# પ્રકરણ ૩૨ મું.

——:૦:——

## લવજીએ સાંજ કેમ ગુજારી?-પેલું માદર્યું!

નવાજબાઇ સાથે બીજા ઓરડામાં માકુજી ગયો અને તેઓ વાતે બેઠાં. માકુજીએ કહ્યું: "આગે છોકરીને વરે મારૂં દીલ ઘણુંજ દાઝેછ. પણ કમનસીબે જે ઉમેદ એને દીલમાં બાંધીછ તે પાર પડે તેવી નથી. તમે એને શીખવજો, સમજાવજો અને સુખમાં રાખજો. એના અદરાયલા ખાવંદ સાથે એને પરણવાનું બનશે તો હું ઘણોજ રાજી થવશ"

"મારાથી બનતું કરશ તમે નચીંત રેહો."

"વારૂં. તમોને આએ મહીનાના ૫૦૦ રૂપ્યા મળ્યા કે!"

"હાજી."

"ચલાવ્યા કરજો. આએ જે કામ તમોએ શુરૂ કીધુંછ તે ચલાવ્યા કરજો. છોકરીઓ હુનર કરે અને સારી રીતે પ્રમાણીકપણે મહેનત કરી પાંચ પઇસા મેળવી આબરૂથી ગુજરાણ કરે અને સારે ઠેકાણે ગોઠવાઇ જાય એજ આપરી નેમ છે-ખુદા પાર પાડે"

માકુજી હવે ત્યાંથી રવાના થયો. વાંચનાર તને સમજ પડી કે! આએ ઉદયોગશાળા જો કે મીસીસ નવાજબાઇ સીગન પોતાના નામથી અને તેણીની માલેકી હેઠળ ચાલતી કહેવાતી હતી પણ ખરેખર તો તેનો મુરબ્બી અને ખેરખાહ માકુજી મટન ચાપ હતો અને તે આએ ખાતું નીભાવવાને દર મહીને રૂ. ૫૦૦ ની રકમ ખરચતો હતો

એટલુંજ નહી પણ તેણે પોતાનું આ મકાન આ કામ માટે મુફત વાપ-ડવા આપ્યું હતું. પણ નવાજબાઇ સીવાય કોઇબી માણસ જાણતું હતું નહીં કે આએ મોટાં દીલાવર જીગરનો જરથોસ્તી આવું પુનનું કામ છુપેથી કર્યો જતો હતો. તેની કાઇ આએજ એકલી સખાવત નહી હતી. તે છુપાછુપ દુલ્લાં દીલથી સખાવત કર્યો જતો હતો અને નનામે કાંઇક ખાતાંઓને અને ધારમીક મંડળોને મદદ આપતો હતો.

" મરહુમ વહાલાં નેક ભલાં બપઇજી આસીબાઇ આદરજી આદા મુદીની નેક પવીત્ર યાદમાં તેવણુની પચીશમાં વરસની બાજની પવીત્ર યાદમાં તેવણુના દીકરા મરહુમ નાલ્લાભાઇ આદરજી આદામુદીના બેટા મી૦ અસવાજીના નાલ્લાભાઇ આદરજી આદામુદી તરફથી તથા તેવણુના ધણીઆણી બાઈ કુમલીબાઇ તે મરહુમ મટલુજી મંચુજી માટલાંવાળાના બેટી તરફથી રોજ ફલાનો-માહ ફલાનો-વરસ ફલાનુ યઝદેઝરદી અને તા૦ ૮ મી એપ્રેલ સને ૧૯૧૩ ઇ૦ સ૦ ને દીવસે રૂ ૩ ફલાના ફંડમાં આપવામાં આવ્યા છે." આવું સ્તુપીડ જેવું અને રૂ ૩ ની સખાવતમાં રૂ. ૩૦ ની જાહેરાત મેળવનારૂં, ઢોલ તાસા વગાડનારૂં લખાણ કોઇવાર આપણે વર્તમાન પત્રોમાં વાચ્યે છીયે અને તેવી રીતે ધરખમ ગંજાવર રૂ. ૩ ની સખાવત કરનારા-ઓની સરખામણી માકુજી જેવા ખરા સખી દાતાની સખાવત સાથે કરતાં આપણુને શું વીચાર આવવો જોઇયે!

માકુજી આ સઘળુ કામ કરીને પાછો પોતાને બંગલે ગયો અને ત્યાં જતાં તેને ખબર પડી કે લવજી તેની ગેરહાજરી દરમ્યાન આવ્યો હતો અને તરતજ પાછો બહાર ગયો હતો. માકુજીએ ટેલીફોન

કરીને ધનજીશાહને ત્યાં પુછયું તો ખબર મળી કે લવજી ત્યાં ગયો હતો ખરો પણ થોડીજ મીનીટ બેસીને પાછો રવાના થયો હતો. માકુજીએ ધાર્યું કે લવજી કેઠે ગયો હશે તે આવશે. સાંજ પસાર થઇ ગઇ, રાત પડી પણ લવજી પાછો આવ્યોજ નહીં. માકુજીને બહુજ ચીંતા ઉપજી. લવજી કયાં ગયો હશે ! લવજીને કોઇબી રીતે ધમકાવવાનો તેનો ઇરાદો હતો નહી પણ બહુજ ગંભીરપણે સમજાવવાનો ઇરાદો હતો, પણ લવજી મળે નહી

આખી રાત માકુજીએ બેહદ ચીંતામાં ગુજારી લવજીની મુલાકાતની સઘળી જગાઓએ તપાસ ચલાવી પણ લવજીનો કેઠેબી પતો લાગ્યો નહી. બીજે દહાડે પોલીસમા ખબર આપવાનો ઠરાવ માકુજીએ કીધો પણ તેટલા બીજે દહાડે સવારે લવજી ઘરે પાછો આવ્યો. તે ભાડુતી વીકટોર્યામાથી ઉતર્યો; વીકટોર્યા વાળાને ભાડાંના બે રૂપ્યા તેણે આપ્યા અને ડરોઇંગ રૂમમાં જાણે છાકટો માણસ ચાલતો હોય તેમ લથેરા ખાતો આવ્યો, એક મોટી ગાડીની ખુરશી ઉપર, તેના મામાની સાંમેજ ધપ કરતો બેઠો, તેણે માથું નાંખી દીધું, અને તે બેહોશ થઇ ગયો.

લવજીએ આખી સાંજ અને આખી રાત શું કીધું તે આપણે જોઇયે. તે ધનજીશાહને ઘરે જઇ પુગ્યો અને કુંવરે તથા ધનજીશાહે તેને ઘણો આવકાર દીધો. કુવરતો તેને જોઇને ખુશ ખુશ થઇ ગઇ અને ધનજીશાહે તરેહવાર મશકરી મજાક કીધાં. કુંવરે પોતાને હાથે ચાહ બનાવી અને લવજી તેણીની સાથે ફર્યો હર્યો અને પછી પાછો ફરવા તઇયાર થયો પણ ધનજીશાહે અને કુવરે તેને જમીને જવાની

બોહશ કીધી. કેઠે બીજે ઠેકાણે એનગેજમેંટ હતું એવું લવજીએ બહાનુ કહાડયું અને રવીવારને દીવસે જરૂર આખો દીવસ આવીને રહેવાનું લવજીએ કબુલાત આપી. બે ત્રણ કલાક લવજી રહે તેના કરતાં રવીવારનો આખો દીવસ રહે એ વધારે પસંદ કરવા જોગ બાએ બાપ બેટીને લાગ્યું અને તેથી તેઓએ તેને જવા દીધો. તે સપાટામ પાછો કોલાબેથી વાલકેશવર આવ્યો અને પોતાના ઓરડામાં દોડયો. ઓરડાનું બારણું ઉંઘાડું જોઇને તે ભડકયો. વળી ઓરડાની અંદર જોતાં અબ્દુલને સર સામાન સાફ સુફ કરતાં અને ઝાટકતાં દીઠો.

લવજીએ અબ્દુલને પુછયું !" પેલી કહાં છે !"

"પેલી! ખબુતરી !"

"બકી શું મરેછ !"

"તમે ખબુતરની જોડી પાળેલી તે પેલીને વરે પુછોછ તે હું સમજ્યો કે ખબુતરીને વરે પુછોછ. જો ખબુતરાને વરે પુછને તો પેલો કરીને તમે કહેતે."

"મારા ઓરડામાં તુ કેમ આયો !"

"મોટા શેઠે બારણું ઉંઘાડયું તેથી."

"મોટા શેઠે બારણું ઉઘાડયું તેથી ! સત્યાનાશ. પછી શું થયું !" લવજી ફાલ ખાઇને બોલ્યો.

"પછી મને મોટા શેઠે તબેલામાં મોકલી દીધો ને મારા બાપ પાસે મોટર મંગાવી અને તેમાં મોટા શેઠ બેસીને ગયા."

"મોટા શેઠ સાથે કોઇ બીજું બી હતું કે !"

"કોણ જાણે? એઉ ખબુતરને લઇ ગીયા હોશે. અહીં તો હવે ખબુતર છેજ નહી '

"મુઆં તારાં ખબુતર ને તું બી સાથે" લવજી બોલ્યો અને નીચે દોડયો. કાસમ ત્યાં હતો તેને પુછતાં તે બોલ્યો કે "મોટા શેઠે મોટર ભાડુતી મંગાવી ને તેમાં તેવણે કઇ મોટું જેવું લાલ કપડામા લપેટેલું મુકયું ને પછી પોતે બેઠા મે તો અછરતુ જોયું. કદાચ લાલ પીજરાંમાં ખબુતર મુકયાં હોસે"

"લાલ રંગનુ' કપડુ—તે તો માઇજીની સાડી માકાનેજ મામા કેઠે લઇ ગીયાછ." લવજી મનસે બરબડયો અને પછી તેણે કાસમને પુછયું "તે મોટર ગાડીનું નંબર શું હિતુ વારૂ!"

"તે કઇ મેં જોયુ નહી ને જોતે તોબી જાણુતે નહી કારણ કે મને વાંચતાં નથી આવડતુ સાહેબ."

"પણ મોટર કેવા રંગની ઉતી!"

"પીલા રગની."

લવજી પાછો પોતાના ઓરડામાં દોડયો અને રાઇડીંગ સુટ કહાડી નાંખી બીજાં મામુલી કપડાં પહેરી બહાર નીસર્યો. તેણે સઘળાં મોટર સતાંડપર તપાસ ચલાવી અને આખરે એક પીલા રગની ભાડુતી મોટર તેના જોવામાં આવી. તે મોટરનો હાંકનાર કોઇ હીંદુ હતો. તે શોફરને લવજીએ પુછયુ'

"આજે સાંજે કોઇ એક પારસી માટીડો અને પારસી બઇરી તારી ગાડીમાં બેઠેલાં વારૂં!"

"હાજી. વાલકેશવરપરથી બેઠેલાં."

"બાઇના દીલમાં સાડી કેવી હતી !"

"લાલ."

"બરાબર. તે લોકને તું કહાં લઇ ગેયલો !"

"ભાયખલે."

"જે ઘેર આગળ તે લોકને તેં ઉતાર્યાં હતાં ત્યાં જો તું મને લઇ જાય તો પાંચ રૂપ્યા આપું."

"ઓલરાઇટ–ચાલો બેસી જાઓ."

લવજી ગાડીમાં બેસી ગયો અને ગાડી સડસડાટ નીકળી ચાલી.

દેખીતી રીતે ગાડીવાળાએ કચુગર કીધી હતી. એ વાત ખરી હતી કે એક લાલ સાડીવાળી સ્ત્રી અને એક મરદ તેની ગાડીમાં વાલ-કેશવરપરથી બેઠાં હતાં પણ તે માકી અને લવજીનો મામો હતાં નહીં. કોઇ જુદાંજ હતાં અને તે જુદાં વળી આપણાં ઓળખીતાં હતાં માકુજી તો માકીને લઇને ખેતવાડી મેન રોડ તરફ ગયો હતો જ્યારે આએ શોફર લવજીને ભાયખલા તરફ હાંકી ગયો. આ વેળા રાતના અગ્યાર વાગ્યા હતા અને લવજી અગ્યાર વાગ્યા સુધી રખડી રજલી ભુખો પ્યાસો થાકી ગયલો હતો.

ભાયખલાપર એક બગીચાવાળા બંગલા આગળ મોટર જઇ પુગી અને તે બંગલામાં પેલાં ઉતારૂઓને ઉતાર્યાં હતાં એવું શોફરે જણાવ્યુ જેથી લવજી બગીચાની બહારજ ઉતર્યો અને મોટરને રવાના કરી દીધી અને પોતે બગીચાની ભીંત કુદાવી બગીચામાં દાખલ થયો.

ધીમેધીમે તે છેક બંગલાની નજદીક ગયો અને મકાનની એક બારી આગળ જઇ માહે જોવાની તેણે કોશેશ કીધી. તેટલાં તે બારી

ઉંઘડી તેણે જોયું કે એક સ્ત્રીએ તે બારી ઉઘાડી હતી. બારી વાટે ઓરડા માહેલી બતીનું અજવાળું બહાર આવ્યું અને તે અજવાળું લવજીના મોહડાપર પડ્યું તે સ્ત્રીનો ચહેરો લવજી જોઇ શકયો નહીં પણ લવજીનો ચહેરો તે સ્ત્રી બરાબર જોઇ શકી.

પેલી સ્ત્રીએ બારી તરતજ બંધ કરી દીધી અને હલવેથી બંધ બારીની ફાટ આગળ હોઠ લાવીને બોલી "લવજી, લવજી સાંભળેછ કે!"

તે અવાજ ઓળખીતો હતો. લવજીને એમજ લાગ્યું કે આ ઓળખીતા અવાજ વાળી સ્ત્રી તેને બરાબર ઓળખતી હોવી જોઇયે.

લવજીએ જવાબ દીધો "હા હુ સાભળુછ"

"તું બંગલાની પછવાડે જા ને હુ બારણું ઉંગારૂછ. જલદી કર' તે સ્ત્રી બોલી

લવજી દોડયો અને અધારા ફીલ્વાણમા ટટોસ્નો આગળ વધ્યો. બંગલાની પછવાડે જતા એક બારણું ઉઘડ્યું. અદર પણ અધારૂં હતું. ત્યા પેલી સ્ત્રી આવી લાગી હતી. તેણીએ બહુજ ધીમા અવાજે કહયુ "સીટ-સીટ-ચુપ રહેજે. આવ મારી સાથે"

લવજીની પાંખડી તેણીએ પકડી અને આગળ ચાલી. તેણીએ બારણુ પાછું બધ કરી દીધું હતું તેઓ આગળ ચાલ્યાં અને એક દાદરપર બહુજ ધીમેથી ચહડયા અને પાછાં આગળ ચાલ્યાં અને એક ઓરડામાં દાખલ થયાં.

"લવજી, તું આયો તે ઘણું સારૂં થયું." પેલી બાઇ બોલી "મેં બધી ચીજ લાવીને તેં કહયું હતુ તેમ તઇયાર કરી મુકીછ."

"તું કોણ! ખરશેદ બાઇ!"

"હાજ તો. વળી બીજું કોણ!"

"તે તમે મને અહીં શું કામ લઇ આયાં?"

"વળી શું કામ! પેલું માદરયું બનાવવા."

"તારૂં ભલું થાય રે તારૂં. ત્યારે આજે સાંજે તમે કેઠે બહાર ગેયલાં કે!"

"હું તો નહીં ગેયલી પણ હમબઇને તેનો માટી સપલ ગેયલો. બાકુતી મોટર ગાડીમાં બેસીને મુંબઇ જોવા ગેયલાં તે વાલકેશવરથી ફરી આવેલાં. હમણાતો અમે બધાં સીનેમેટોગ્રાફ જોવા ગીયાં હતાં. ત્યાથી અમે હમણાજ આયાં. માગ જામાજી વીકટોર્યા ગાડીમાં પજવાડેથી આવેછ. સપલ ને હમબઇ નીચે જોભરવા બેઠાંછ. એ લોક તો આખો દહાડો ખાયાજ કરેછ. મોડી રાતેબી ખાવા બેઠાંછ. જોવો તો ખરાં. એવા એ લોકના સકાર છે."

"બસ બસ બસ." ખરશેદ બાઇના બોલવાથી લવજી કંતાળી ગયો અને પોતાની આવી સંકડામણભરી હાલતથી ધ્રબરાતમાં પડગો.

"પણ મારૂં માંદર્યું—"

"તમારૂં માંદર્યુ ગીયું જહાનમમાં. મને અહીંથી જવા દેવો. આએ કહાં જંજાલમાં હું આવી પડયો!"

"ખરશેદ! કહાં ગેઇ! જરા દીવો લાવનીતો." જામાજીની બરાડ સંભળાઇ.

લવજી વધુ થોભ્યો નહી. તે ઓરડામાંથી ઝપાટામાં બહાર નીકળીયો અને દાદર તરફ દોડયો. પણ દાદરપર જામાજી ચહડતો હતો.

લવજી પાછો ફર્યો અને જે પહેલો ઓરડો જણાયો તેનું બારણું ઉઘાડી ઝપાટામાં અંદર દાખલ થયો. ઓરડામાં બતી બળતી હતી માટે તે સઘળું જોઇ શકયો. તે કોઇનો સુવાનો ઓરડો હતો કાંઇબી વીચાર કરવાનો તેને માટે વખત હતોજ નહી માટે તે ઓરડામાં જે એક પલંગ એક ખુણામાં ગોઠવેલો હતો તેની હેઠળ તે ભરાઇ ગયો અને સારાં નસીબે પલંગની કરટન લાંબી અને છેક જમીન સુધીની હતી માટે તે અંદર છુપાઇને લાંબો થઇને સુઇ રહયો.

થોડીજ પળમાં ઓરડાનું બારણું પાછું ઉઘાડયું અને બે માણસો દાખલ થયાં. એક તો લવજીને માટે અગાઉ ધારેલી ધણીઆણી પણ હમણા સુરતવાળા સપલની પરણેલી ધણીઆણી હમબાઇ હતી અને બીજો તો તે હમબાઇનો માટી સપલ હતો.

## પ્રકરણ ૩૩ મું.

### લવજીએ રાત કેમ ગુજારી?-આયાનો અવતાર.

લવજી ઘણી ખરાબ સ્થીતીમાં અને સકડામણમાં હતો એમાં તો કશો શક નહી તે ચુપ પડી રહયો અને આએ થોડાજ વખતના પરણેલા મોહબતવંતા જોડાં વચેની વાતચીત સાભળવા લાગ્યો.

પરણેલી જીંદગી દરમ્યાન હમબાઇ વજનમાં બદનમાં ચરબીના બોજામા બેવડી વધી હતી પણ તેમ તેની જીભ અને ડાચું કુમારી જીંદગીમાં સુસ્ત પડી રહેલાં તે પરણેલી જીંદગીમા બેવડી કરામત

કરી દેખાડતાં હતાં. હમબઇનો માટી પટલો અને લાંબા બદનનો હનો એઉની જોડી એવી લાગતી કે જાણે મુરદાલ ઉંટ આગળ હાથીનું ફરખે બચ્ચુ ચાલતું હોય, એઉને ભુખનો મરજ લાગુ પડેલો જેથી ખાવા પીવાથી બીચારાંઓને સહેજબી ફુરસત મળતી હતી નહી તે ધણી ધણીઆણી વચ્ચે નીચલી વાતચીત ચાલી:—

"તમારાં સલુક બળે તમારા." હમબઇ ચીચવાઇને બોલી: "ગાડીમાં ખરશેદબાઈની પાસે શાના બેઠા! મારીપાસે બેસતાં શું દુખ્યું તુ!"

"પણ હવે જરા બેઠા તો શુ થયુ!"

"થયું તમારૂં ટોરકું. અકલ કોણ જાણે કહાં વેચી આયાછ. બીચારી ખરશેદબાઇ સરમાઇ સરમઇ ગેઇ ને તમુને જરાબી અરે નહી આવી! લેવો, આએ મારી સાંકળીનો ગરાંમાથી હુક કહાડો. અરે અરે એ શું કરોછ! મારૂં ગરૂં બધું ચીરાઇ ગીયુ ની! જરા સુધલો નથી. ઘધેડા જેવા તેથીતો ગાટીડા થયાછ."

"પન મને જેમ આવરેછ તેમ હુક કહારૂંછ."

"આવરેછે બધું. ઉજબખ જેવા અભણ રેહી તો ગીયાછ. ઉંહ! ઉંહ! ઉંહ! તમે બરાબર સાબુથી હાથ ધોયા તા કે! બધા કાંદા કાંદા વાસ આવેછરે! મરેરે કેવો ફુવડ માટીડો છે."

"નહીરે, મે તો સાબુએ હાથ ધોગલા. કહેતો પાછા સાબુએ હાથ ધોવુ."

"ધના દ્તી છેઓ લાવો, મારી સપાટ લાવો એમ વાંદરાની કાની ઓરડાની વચ્ચે ઉભા રેહીને જોયા ના કરો."

"સપાટ લાવું છ. પન તે કહાં મુકીછ."

"તે સોધી કહાડો એટલુંબી કહેવું પડે? જરા કમર વાંકી કરો ને હાડકાં ભાંજો. એમ હરામ ખોરી કરોછ તે સારૂં નથી લાગતું. લેવો આએ મારી સાડી, વખાતી નાંખો. બરાબર પકડોની! એમ દુચો સોના કરી નાંખતા હોશો. વરી એક તો તમે સખી દાતાર તે નવી સાડી અપાવશો તે હું જાનું છ."

"પન અપાવુ–લેની કાલે અપાવું–તું એમ મારી સાથે ખીજવાયા શુ કરેછ જો!"

"તમારાથી કોઇ ચાર મહીનાનું બકલ્યુંબી ખીજવાય તેવી તમારી રીત છે."

લવજી આ સઘળું સાંભળતો હતો અને જે હમબાઇને તેને માટે પસંદ કરવામાં આવી હતી તેની જંખા આવી ઉઘડેલી જોઇને તે અજબ થયો અને મનમાં બરબડયો; "કેવી મજાની બઇરી છે. આપરાં નસીબ જોરાવર તે બલા દુર થઇ. બાપડો સપલ કેમ દ્હાડા કહાડશે?"

સપલ પટાવટની ધપે બોલ્યો, "પણ તુંને રાજી રાખવા સારૂ—"

"રાજી ને મરજી પછી કરજો. લેવો ઓરડાને તારૂં મારો."

"સાંકળ દઉં તો નહીં ચાલે!"

"નહીં–નહીં–નહીં મને ચોરના નામથીજ ધ્રુજરાં છુટેછ. તમે ઓરડાના બારણાને તાલું મારો ને કુચી મને આપો કે હું તકયા તળે લઇને સુવશ."

હવે ધણી ધણીઆણી સુતાં અને થોડાજ વખતમાં તદનજ શાંતી થઇ. લવજીને હવે છટકવાનો લાગ હતો. તે ધીમેથી બહાર નીકળયો

અને બારણા તરફ ગયો પણ બારણું બંધ હતું. તેને તાળું મારેલું હતું. તાળાની કુંચી હમબાઇના માથા હેટલના ટકયા નીચેથી કહાડવાની તેની છાતી ચાલી નહીં.

આખરે બારી વાટે નીચે ઉતરવાનો તેને ઠરાવ કર્યો. તે મુશકેલ કામ હતું. એક ખુણા માહેલી બારી ઉંઘાડી હતી અને તે બારી વાટે તેણે નીચે જોયું. બગીચા માહેલા દીવાથી તેને માલમ પડયું કે જમીનથી બારી ઘણી ઉંચી હતી અને તે ઉચાઇથી કુદવું અને હોસ્પીતળમાં જવાનો સોદો કરવો બરાબર હતું.

વીચાર કરવા પછી આખરે તેણે પોતાનો કોટ અને ત્રાઉઝર કહાડયાં. બદનમાં શર્ટ અને જાંગ્યુ હતાં. તેણે કોટ અને ત્રાઉઝરને એક કસે ગાંઠ વાળીને જોડયાં અને તેનું દોરડું બનાવી એક છેડો તેણે બારીને આંકડી દેવાની સાંકળ સાથે બાંધ્યો અને પછી તે પકડીને તે નીચે ઉતરવા લાગ્યો જમીનથી આશરે છ-સાત ફુટની ઉચાઇએ તે લટકવા લાગ્યો અને જમીનપર ભુસકો મારવાની તે તઇયારીમાં હતો તેટલાં કમનસીબે બારી જોસમાં ખખડી અને "ઓ માર રે ચોર!" નો જબરો મોટો હમબાઇનો પોકાર સંભળાયો.

ઘરમાં જબરી ગડબડ થઇ રહી. ધુમાધુમ અને ધોધ્યારાંનું પુછવુંજ નહીં! લવજી ભુસકો મારીને જમીનપર પડયો અને દીવાબતી લાકડાં કામઠાં લઇને જામાજી સપલ અને નોકરો દોડાદોડી કરવા લાગ્યા અને બારીએ લવજીના બાંધેલાં કપડાં જોઇ ત્યાંજ કેડે ચોર ભરાઇ બેઠો હશે એમ ધારી ઝાડના કુંડા અને કયારા ભાંજી તોડીને શોધાશોધ ચલાવી.

લવજી ભુસકો મારવા પછી પાછો દોડયો અને બાયસ્કોપવાનાની પછવાડે જઇ લાગ્યો ત્યાં ફરંગી-બોયની એક ઓરડી હતી. આ ઓર-ડીમાં તે ધુસ્યો. બોયનું એક પાટલુન અને એક ટુંકો કોટ તેને ઓરાણ પરથી ઉતાર્યો અને તેની એક નાની જેવી ગાંસડી તેણે બાંધી. પણ તેટલાં તો બોય ત્યાં ઓરડીમાં ચોરને મારવા સારૂ પોતાની લાકડી લેવા આવ્યો' જેથી લવજી તે બોયના ખાટલા હેઠલ ભરાઇ ગયો.

બોય પોતાની ગોવાનીસ ભાષામાં કાંઇ બોલ્યો અને ખાટલાપર પડેલી-લવજીએ બાધીને તઇયાર કરેલી-પોટલી જોઇને ફફડયો અને હાર કટાર ખીલાઓ ઉપર બીજી પોટલીઓ ટાંગેલી હતી તેમાં તે પોટ-લીગી તેણે નાંગી અને લાકડી લઇ ચોરને શોધવા ધસારાબંધ ગયો.

લવજીને હવે થોભવાનું ધારતીભર્યું હતું, ખીલા ઉપરથી યાટોકલ જે પોટલી હાથમા આવી તે લઇને ત્યાથી તે નીકળ્યો; બગીચાને છેડે જઇ લાગ્યો અને ભીત કુદાવી રસ્તે પડયો. આએ વખતે મધ્રરાત પસાર થઇ ગઇ હતી, તેનો દેખાવ જોવાજોગ હતો માથું ઉંઘાડું હતું, દીલમાં અરધી જાંગ ધંકાય તેટલુ લાંબુ શર્ટ હતું, શર્ટની નીચે શર્ટથીબી ટુંકું જાંગ્યું હતું અને સદરો પણ તેટલોજ ટુંકો હતો. પગમાં જે શુઉઝ પહેડેલાં હતાં તે માહેલું એક તો બારીએથી જમીન ઉપર ભુસકો મારતાં પગમાંથી નીકળી ગયુ હતું.

તે ધીમે ધીમે છુપાતો ભરાતો એક ખુણામાં ગયો અને તેણે કપડાં પહેડી લેવા પેલી પોટલી છોડી. પણ પોટલી છોડીને માહે જોતાં તેની અજાયબી અને ધબરાતનો પાર રહયો નહીં તેમાં ફરંગી બોયનું પાટલુંન અને કોટ હતાં નહીં પણ આયાનો પેટી-કોટ અને આયાની

સાડી હતી. હવે તે સમજ્યો. ફરંગીની બાયડીનાં કપડાંની એક પોટલી ભુલમાં ઉપાડી લાવ્યો હતો. હવે કેમ કરવુ ! ગજવામાં એક પઇ નહીં બલકે ગજવુંજ નહી.

સાડી વીંટાળી લેવા સીવાય હવે તેનો છુટકો રહયો નહીં. આડી ટીડી જેમ બની તેમ સાડી બદનપર લપેટી લીધી અને આગલ ચાલ્યો. વાંચનાર જાણેછે તેમ હમણા તે ભાંયખલાથી નીકળયો અને પોતાને ઘરે જવાને સારૂં તેને વાલકેશવર સુધી જવાનું હતું. થાક અને હાડમારીથી તે લુસ થઇ ગયો હતો અને ભમતા વીચારોથી ભરાયલાં ભેજા સાથે તે આગળ ચાલતાં જુદેજ રસ્તે નીકળી ગયો તે ઘણો અહડાયો અને આખરે અજવાળું થયું અને લોકો રસ્તેથી પસાર થતા માલમ પડવા લાગ્યાં.

આ વેળા ગ્રાંટરોડ પલેહાઉસ આગળની રાણુજીની અગ્યારીની નજદીકમાં આપણો લવજી જઇ પુગ્યો હતો. ત્યાંથી એક પારસી બે નાનાં છોકરાં સાથે-પસાર થતો હતો અને તે પારસીને જોતાં લવજી ઉભો રહી ગયો અને તે ઓળખીતો હતો માટે તેની સામે તે ગયો.

"ખુદા ખુદા કરો સાહેબ ખુદા ખુદા કરો!" તે પારસી લવજીને જોતાં હરણુ ફાળ થઇને બોલ્યો: "આપરો લવજી! અરે તારો અવતાર બળેરે તારો! તમે એવા અવતારે કયાંથી આયા! ખુદા ખુદા કરો-"

આ વાર્તાની શરૂઆતમાં આ પારસી સાથે આપણે ઓળખાણ પાડી ચુકયા છીયે. તે પાલી પપાકું હતો કે જેના હસ્તકમાં લવજી પોતાની છોકરવણુ ઉમરે મામાની ગેરહાજરી દરમ્યાન રહયો હતો અને ધોબણુ સાથે ધધો કરવા નાસી ગયો હતો.

પાલીના નાના છોકરાની આજે સાલગ્રેહ હતી અને તે ધર્મી જરથોસ્તી પોતાનાં બાળકને પરોઢયાંમાં અગ્યારીમાં લઇ ગયો હતો અને અગ્યારીમાથી તે હમણા પોતાના ઘર તરફ પાછો ફરતો હતો.

"પાલનજી, મને તમારે ઘેર લઇ જાઓ. હું થાકી ગીયોછ." લવજીએ કહયુ.

"ઘેર લેઇ જાઉં! થાકી ગીયોછ!"

"હા–હા–જલદી ચાલો."

"જલદી ચાલુ!"

"હું જે બોલું તે પાછું તમે બોલ્યા કરશોકે! મને તમારે ઘર લઇ જાઓ ને તમારાં કપડાં આપો"

"પન કોઇ જોશે તો!"

"કંઇ નહી." લવજી બોલ્યો. "તમે કહાં રેહોછ!"

"મે તો મોદીખાનેથી ખાલી કીધુંછ ને હમણા ખેતવાડી રેહુ છ. મારી બઇરી છોકરાં સઉ—"

"ચાલો ત્યારે—"

"પણ તમારો અવતાર—"

"અવતારને કહાં આગ લગાડોછ!"

"પણ મનેબી ગામને નાંખ દેખાડવાનુ છે કની! ચાલો, જાણે તમે મારી આયા. આએ એક બુચાને કેડપર લેવો. હુ તમોને ઘેર લઇ જાઉં ને પછી—"

લવજી વધુ સાંભળવાને થોભ્યોજ નહી. તેણેતો જપાટામાં બુચાને કેડપર લીધો અને કોઇ દહાડે છોકરાં બચ્ચાંને કેડપર લીધેલા નહી તે

બચ્ચાંને મરડી મચડી નાંખ્યુ. નાના બાળકો પારકાં માણસની પાસે જતાં ઓસકાય છે તેમાં આવી વીચીત્ર આયા, મુછવાળી અને કકરદન જેવી ગંજાવર આયાના હાથમાં જતાં ભુચોનો છેડાઇને રડી તોફાન કરવા લાગ્યો.

ભુચાને જેમ તેમ પટાવીને મુગો રાખ્યો અને આયાજીએ પોતાનુ બોડકું માથું સાડીએ ઢાંકયું અને આએ વીચીત્ર સરઘસ પાલીને ઘરે પુગ્યું.

પાલીની ધણીઆણી ડોસીબાઇ આ વખતે રાંધણીમા સેવ રાંધવામાં રોકાયલી હતી તેણીની આગળ છોકરાંઓ દોડતાં ગયાં અને બોલ્યાં "માયજી, માયજી, પપા તો આયાને લઇ આયા. મજાની મોઓઓટી આયા છે."

પાલીની અકલ વીષેની પુરેપુરી માહીતી ડોસીને હતી માટે તેણી ઓરડામાં દોડી આવી અને ડુંગર જેવાં બદનની આયાને જોઇને તેણી બોલી: "અરે તમારા સોજ સલુક પર આગ લાગે રે–આએ મોટી બંદર બોટને કહાંથી ઉંચકી લાયા! એ રાંડ નાત્રે ગેઇને જોભરાવશે કોણુ! ને એ કામ શું કરીને ટુતી પરવાની છે!"

"ચપ રે ચપ! બુમા બુમ ના કર." પાલીએ તેને કહયું. "એમ આવ, તુંને બધી વાત કેહું"

બને ધણી ધણીઆણીએ મસલહત ચલાવી અને ડોસી પેટ પકડીને હસી.

"તમે એવાજ તોફાની ને મસ્તાન રેહી ગીયા કે લવજીભાઇ!" ડોસીએ કહયુ. "લેવો, ચાલો, તમે કપડાં બદલીનાંખો; તેટલાં હું

તમારે વરે ચાહ કરૂં."

લવજીએ કપડાં બદલીને પાલીના પહેડયાં અને પાલી તેના કરતાં તન બદનમાં તદનજ જુદા પ્રકારનો હતો માટે પાલીનાં કપડાં પહેડવાથી લવજીનો દેખાવ કેવો સુંદર દીલખુશ લાગ્યો હશે તે સહેજ સમજી શકાશે.

લવજીએ ફ્કત ચાહ પીધી. તેને ખાવાનું કશું ગમયુંજ નહીં. ત્યાંથી તે એક ભાડેની વીકટોર્યા કરીને તથા પાલી પાસેથી થોડાક પઇસા ઉછીના લઇને નીકળ્યો.

તેણે હવે પોતાના વાલકેશ્વરના બંગલા તરફનો રસ્તો લીધો.



## પ્રકરણ ૩૪ મું.

### નવાજબાઈએ આટો બાફ્યો.

લવજી વીકટોર્યામાં બેઠેલીને બેઠો અને બનેલા બનાવ વીષે વીચાર કરતો હતો તેટલાં વીકટોર્યા એકદમ ઉભી રહી ગઇ. ગાડીવાળો કોચ બોક્ષ ઉપરથી ઉતર્યો અને ઘોડાને તપાસીને બોલ્યો "શેઠજી અહીજ ઉતરો"

"કાંય! કાંય!" લવજીએ પુછ્યું; "એમ અરધે રસ્તે શાનો રખડાવી મારેછ!"

"અરધે રસ્તો રખડા કે ગમે તો આખે રસ્તે રખડો એમાં હું શું કરશ!" વીકટોર્યા વાળા મોટે ભાગે કેવા લાયકીવાળા અને સભ્યતાથી

વાત કરનારા હોય છે તે તો આપણે બરાબર રીતે જાણયે છીયે.

"પણ તું કહેવા શું માગેછ!"

"ઘેડાનો પટો ટુતી ગીયોછ તેથી આગળ જઇ શકાતું નથી· ચાલો ઉતરો, લાંબી વાત નહીં જોઇયે."

લવજી લાચાર થઇ ગાડીમાંથી ઉતર્યો તેટલાં રસ્તાની બાજુએના એક ઘરનું બારાખું ઉંઘડયુ અને બારણાના દરવાજામાં ઉભેલી એક પારસણ બાઇએ લવજીને કહયું: "આવોજી, આવોજી. કહાંથી ભુલા પડયા."

લવજીનેબી તેવુંજ જોઇતું હતું. લવજી તે ઘરમાં દાખલ થયો. તે ઘર નવાજબાઇ સીગનપોર્યાનું હતું અને લવજી આ બાઇ સાથે પાર્ડીના સ્તેશન તરફ જતાં દોરાબજી કોલાભાઇના નામથી ઇનત્રોડયુસ થયો હતો માટે નવાજબાઇએ તો હમણાં પણ એમજ ધાર્યું કે આએ ઘરમાં દાખલ થયલો પરોણો દોરાબજી કોલાભાઇ હતો.

"આવો, દોરાબજીબા, આવો, બેસો. મને તમે ઓરખોછ કની!" નવાજબાઇએ પુછયું.

"હાજી, ઓરખુંછજી."

"તમુંને એક ખુશ ખબર કેહું!"

"કેહોની." લવજી બોલ્યો, તો જો કે તેણીની તરફની કોઇ ખુશ ખબર સાંભળવાને તે ઘણો ઇંતેજાર હતો નહી તેમજ તેણીની તરફથી ખરેખર ખુશખબર મેળવવાની તેને ઝાઝી આશા પણ હતી નહીં.

"પન તમોને ખુશખબર કહેવા અગાઉ એક બીજાં માણસ- નેબી ખુશખબર કહેવાની છે. તમે બેસો હું-હું હમણા આવુંછ."

એમ બોલી નવાજબાઇ દોડી ગઇ.

માકી આ વેળા કપડાં પહેરીને ભણવા બેઠેલી હતી. તેણીને જોઇને નવાજબાઇએ કહ્યું: "માકી, માકી! તમારો દોસ્ત આયોછ."

"મારો દોસ્ત! તે કોણ!"

"ઓ વાય, ઓળખતીઓ નહીં કે! તારો વડોદરાવાળો અદરાયલો માટી. તે આયોછ."

"ઓ માયરે! તે આયોછ? હવે કેમ થશે?"

"તે ઘભરાયછ શાની! ચાલો, તમારા બેઉ જણા વચ્ચે દોસ્તી કરાવી નાખું."

"નહીં-નહીં-નહીં મારે તેને મળવું નથી."

"અરે ગાંડી દીકરી, એ તો ભોલો છે—"

"જો-જો-તમારે પગે પડું એને મારી આગળ ના લાવતાં. ખુદા ને ખાતર એને ના કહેતાં કે હું અહીં છેઉં."

"તું બીહ ઘભરા ના તું બેસીને તમાશો જોયા કર એને તું જોશે ને પછી બધું સમાધાન થઇ જશે. હું એને તારી આગળ હમણા લેઇ આવુંછ હં."

એમ કહી નવાજબાઇ ત્યાંથી પાછી દોડની બરજી પાસે ગઇ પણ માકીના જીગરમાં કેવી ધાસ્ની અને ભય પેદા કરીને તેણી ગઇ હતી તેનો તે ભલી અને નેક નીયત રાખનારી બાઇને ખ્યાલ હતોજ નહી.

"એકને તો હું ખુશ ખબર કેહી આવી."

"ઘણું નેક કામ કીધું."

"હવે તમુને ખુશ ખબર કેહૂંછ."

"કેહોછ કેહોછ ને જર્યાના ત્યાં છેઓ."

"વારૂં, તમે પારખો; મારાં ઘેરમાં હમણા કોણ ;આવીને રેહલું હોશે વારૂં!"

"હું પારખનારો પીર નથી"

"તમારી——"

"મારી!"

"માકી."

"માકી!"

"હા–દોસ્તીઆ, તમારી અદરાયસી માકી."

"કહાં છે! કહાં છે તે! મને તેની આગળ લઇજાઓ."

"હું જાણતીતીજ કે તમે એને જોવાને ઘણા ઇંતેજાર બનશો પણ મેં એને જઇને કેહલું કે તારો અદરાયસો હોરાબજી આયોછ ત્યારે તો તે સાંભળીને તે ઘભરાઇ જઇને કાલાવાલા કરવા લાગી કે મારી આગળ એને લાવતાંજ ના."

"પન મન જોશે ત્યારે એ પોતાનો વીચાર તદનજ ફેરવશે મને કહોની એ કહાં છે!"

"ઉપર ભાગુવા બેઠીછ."

લવજી છલાંગ મારીને ઉઠયો અને મજલાપર દોડયો. પણ અફ્‌સોસ! માકી ત્યાં હતી નહીં. માકી ગુમ થઇ હતી. પાછલા દાદરનો દરવાજો ઉઘાડો હતો. શોધા શોધ ચાલી પણ માકીનો પત્તો લાગ્યો નહીં. લવજીનું માથુ ફરવા લાગ્યું–તેને ચક્કર આવવા લાગ્યાં અને

આંખે અંધારાં આવ્યાં. તે ગોપા દીગમુઢ થઇ ગયો. તે રસ્તાપર દોડયો જે પહેલી વીકટોર્યા મળી તેમાં તે બેઠો; પોતાને બંગલે જઇ પુગ્યો અને આપણે આગળ વાંચી આવ્યા છીયે તે મુજબ પોતાના બંગલામાં દાખલ થતાંજ તે બેહાશ થઇ ગયો.

પણ માકી કયાં ગઇ! તે નર્દોષ બીન અનુભવી છોકરી ધબરાઇ હતી અને આ ઘર છોડી નાસી ગઇ હતી તેણી કાંઇ પણ આધાર આશરા વના દોડી. રરતામાં એક જવાન ખુબસુરત બાનુને આ પ્રમાણે દેડતાં જોઇ ઘણાઓ અજબ થયા, અને ઘણાઓએ ઠેકડી કીધી. તેણી દોડ, પણ તેટલાં ઠોકર લાગવાથી પડી અને બેહોશ થઇ ગઇ. લોકો જમા થયાં.............. ...

+ + +

લવજીને બેહોશ હાલતમાં જોઇને લવજીના મામા માકુજીના ધભરાત અને ચીતાનો પાર રહ્યો નહીં. લવજીને ઉંચકીને તેના ઓરડામાં લઇ જવામાં આવ્યો અને ડાકટરો નર્સ વગેરેની દોડાદોડી ચાલી. લવજીની બીમારીએ ઘણુંજ નઠરૂં રૂપ ધારણ કર્યું અને દરરોજ બીમારી વધતી અને વધતીજ ગઇ. એકવાર તો એવો મામલો થયો કે લવજીની જીંદગી ધારતીમાં આવી પડી. તે ભેજાંની તાવથી પટકાયો હતો અને તરેહવાર બોલતો બકતો હતો જેમાં માકીનુ નામ હરપળ તેના મોહડાં ઉપર આવતું હતું.

માકુજીની હાલત દયા ઉપજાવવા જોગ થઇ પડી હતી. જે છોકરાને તે બેહદ પ્યારથી ચાહતો હતો, જેને લાડથી ઉધાર્યો હતો, જેની ઉપર તેણે પોતાની સઘળી આશા બાંધેલી હતી તેની જીંદગી

ધાસ્તીમાં આવેલી જોઇ ત્યારે ડોસો તો તદનજ નીરાશ નાસીપાસ થઇ ગયો.

પણ લવજીની સંગીન મજબુત કાઠી અને સારી રીતે જાળવેલી જવાનીનું જોર તેને મદદે આવ્યું અને ધીમે ધીમે તેની હાલત સુધરવા લાગી ધાસ્તીનો પ્રસંગ વહી ગયો અને હળવે હળવે તે સાજો થવા લાગ્યો.



## પ્રકરણ ૩૫ મું.



### કેકોબાદ પટેલ.

માકુજીને હવે કાંઇક નીરાંત વળી. લવજી પોતાની બીમારીથી ફારેગ થતો હતો તે કાંઇ માકુજીને માટે નાની ખુશાલીની વાત હતી નહીં પણ આ છેલ્લા બનાવથી માકુજી જેર થઇ ગયો અને પોતાની બહોળી માલ મીલકત અને એસટેટ ઉપર બરાબર દેખરેખ રાખવામ તેને મુશકેલી નડવા લાગી માટે તેણે એક પ્રાઇવેટ સેક્રેટરી મેળવવા માટેની જાહેર ખબર આપી.

માકુજી ઉપર એપલીકેશનના ઢગલા આવી પડયા. એક દહાડે સવારે માકુજી ન્યુસપેપર વાંચતાં લવજીના ઓરડામાં બેઠેલા હતા. હજી લવજી તદનજ સાજો થયો હતો નહીં. નબળાઇ ઘણી હતી માટે હજી પોતાના ઓરડામાં તેને રહેવું પડતું હતું અને ઘણી મુશકેલીએ તથા નર્સની મદદથી તે સહેજ ઉઠ બેસ કરતો હતો અને માકુજી રાત દીવસ

તેના ઓરડામાંજ ગુજારતો હતો અને નર્સને મદદ આપવાની કોશેશ કરતો હતો–જે કોશેશ માકુજી નહીજ કરે તો વધારે સારૂં–એવું પેલી નર્સ ઇચ્છતી હતી.

આ વખતે અબદુલે આવીને પોતાના મોટા શેઠને ખબર આપી કે કોઇ જાંગલો સાહેબ મલવા આવ્યો છે. એ જાંગલો સાહેબ કોણ છે તે જોવાને માકુજી ઉઠયો અને ડ્રાઇગ રૂમમા આવ્યો.

ત્યાં જઇને જોયું તો કરનલ ખ્રાસ તેને મલવા આવેલો હતો એવું માલમ પડયુ. છેલ્લી લડાઇ ઉપર માકુજી ગયો હતો ત્યારે આએ કરનલ ખ્રાસ સાથે માકુજીને ઘણી દોસ્તી પડી હતી અને માકુજીએ આએ કરનલની મેહેરબાનીથી ઠીક નડાકા પણ માર્યા હતા.

કરનલને જોઇને માકુજી ઘણોજ ખુશ ખુશ થઈ ગયો અને શેક-હેંડ કરીને બધો ઓઢઇ પકરઇ ગયો. કરનલ પણ માકુજીને જોતાં ઘણો ખુશ થયો.

આએ બંને " ઓલ્ડ, હાર્ટી એંડ હેલધી " દોસ્તારો વાતે બેઠા અને વાતચીત ચાલવા પછી કરનલે એક માગણી કીધી. તે બોલ્યો

"મી૦ મટનચાપ, મારે તમારી એક મહેરબાની માંગવી છે."

" હુ હાજર છેઉં સાહેબ તમારી નોકરીમાં.'

" પહેલાં મારે તમોને એક વાત કહેવી જોઇયે."

" શું વાત છે!"

"તમારી પારસી કોમના એક જવાને મારી ઘણીજ કીમતી સેવા બજાવીછ. હું દેહરાદુનથી દશ માઇલને છેટે ગયલો ત્યાં કેટલાક માણસોએ મને ઘેરી લીધેલો અને મારૂં ખુન કરવાની તેઓએ મકશદ

રાખેલી જે વેળા તે પારસીએ મને મુસલમાન પોશાક પહેરાવ્યો અને પોતાના ખીદમતગાર તરીકે મને તે પોતાની સાથે લઇ ગયો અને પોતાના જીવના જોખમે તેણે મને બચાવેલો ''

" શાબાશ ! અમારા પારસીઓ એવુંજ કામ કરે સાહેબ. પારસી બચ્ચો ખાંડયો નહીં જાય તો." માકુજીએ વાજબી મગરૂરી લઇને કહયું.

" તે પછી તે જવાન્યા સાથે મને દોસ્તી પડી. તે કંઠે નોકરી હતો પણ તેની નોકરી વાળી પહેડી બંધ થઇ અને તે મુંબઇ આવ્યો. હું આવતી પરમદહાડે વેલાત જાશુકનો જવાનો છું માટે તે મને છેલ્લી સલામ કરવા આજે તમને મળવા આવ્યો હતો. મેં તેની નોકરી ચાકરીને માટે પુછ્યું તો તેણે કહયુ કે હજી તેને નોકરી મલી નથી પણ કોઇ પારસીને પ્રાઇવેટ સેક્રેટરી જોઇએ છે તે માટે તેણે એપલીકેશન કીધું છે"

" હા—તે તો હુંજ હુંજ."

" સાંભળો. તે પારસીનું નામ જાણુતાંજ મેં ધાર્યું કે તે નોકરી તમો તેને આપો એવી હું તમારી આગળ અરજ કરશ તો તમો તે કબુલ કરશો."

" જરૂરજ. આએ ઘડીએ. એ શું બોલોછો, મારા સાહેબ ! તમારો બોલ કાંઇ ખાલી જાય !"

" તમારી ઘણી મહેરબાની."

" તેનું નામ શું !"

" તેનું નામ મી० કેકોબાદ પી० પટેલ છે. હું ખાત્રીથી માનું છું કે તે જવાન તમોને દરેક રીતે સંતોષ આપશે. પ્રમાણીક છે. ભલો

છે અને બહાદુર હીમતવાન છે. ત્યારે તમો તેને રાખશો કે !"

"રાખશો શું ! રાખી દીધોજી. તે કહાં છે !"

"બહાર બેસાડયોછ ! બોલાવું તેને !"

"અલબતાં. કાસમ, દોડ તો બહાર કોઇ પારસી શેઠ બેઠા હોય તેવણુને બોલાવી લાવતો."

બીજીજ પળે કેકોબાદ આવીને ઉભો. તે ઉંચા બદનના ગબરૂ જવાનને જોઇને માકુજી તો હરખાઇ ગયા. આશરે પચીસ વરસની ઉમરનો ગોરો ઘટમદાર તે જવાન્યો હતો અને હસતો ચહેરો હતો.

"કેમ ગમેછ કે !" કરનલે પુછ્યું.

"ઘણોજ. આવો બાવા, આવો આજથી તમે મારે ત્યાં નોકરી રહયાછ."

"પગાર શું !" કરનલે ફરીને પુછ્યું

"આએ નોકરી માટે મેં રૂ ૧૦૦ નો પગાર આપવાનો વીચાર કીધેલો પણ તમારી ભલામણ છે તેથી રૂ. ૧૫૦ આપશ. રહેવાનું ને ખાવાનું મારાં ઘરમાંજ."

"સાહેબ મારી એક ઘરડી બેહેન મારા ઘરમાં છે." કેકોબાદ પટેલ બોલ્યો.

"તેને બી લાવજે" માકુજી તો તરતજ લેહરમાં આવી ગયા. "જોવની; આએ બહાર નાહનુ આઉટ હાઉસ છે, તેના નાહના ત્રણ ઓરડા છે. ત્યાં તમે રહેજો. ખાવા પીવાનું, દવા દારૂનું, ને બધું આપરે ઘેર."

"ઘણી મહેરબાની સાહેબ." તે જવાને કહયું.

ફરનલે ઘણો ઘણો ઉપકાર માન્યો. જરા છાંટો પાણી પણ બેઉ ડોસાએ ચલાવ્યો અને આગલી પાછલી વાત કરીને બેઉએ હસાહસ કરી મુકી અને પછી આ બને ઘરડા જાથુકને માટે છુટા પડયા.

આપણી વાર્તામાં નવો દાખલ થયલો કેકોબાદ પી૦ પટેલ હવે માકુજીને ઘરે રહેવાને આવ્યો માકુજીના મોટા આલીશાં મહેલ જેવા બંગલાના વીશાળ કંપાઉંડમાં એક નાનું ફાંકડુ કોટેજ હતુ જેમાં કેકોબાદ ઠેર પડયો. કેકોબાદની સાથે તેની ઘરડી બહેન હતી. એ બહેનનું નામ મોતીબાઇ હતું. કમરમાંથી સહેજ વળેલી. નીદાર સુધીનું માથુંબાનું બાંધેલું અને આંખે કાળો ચશમો—આવા અવતારે ડોસાંતો મકાઇ બાકુ જેવાં લાગતાં હતાં પણ કેડી જંબા ઘણીજ નાની તેથી આખા દહાડા માં ભાયગે બે ત્રણ બોલ જીણા મકોડી જેવા અવાજે બોલે. ઘરમાંથી ઝાઝી બહાર નીકળે નહીં અને પોતાનાં ઘરમાંજ માથું હાણ્યા કરે.

લવજી જયારે ટમુમગુ થયો ત્યારે તેના મામાએ પેલા યાદગાર દીવસ કે જે દહાડે માકીની શોધમાં લવજી નીકલ્યો હતો તે દીવસની વાત પુછી. લવજીએ સઘળી ખરીજ વાત જણાવી.

માકુજીએ કહયું: "નાદાન દુકના, તારી મોહકાનમાં મને નાહક જામાજી સાથે ખટપટ થઇ. તુ રીક પડયો તેને બીજે દીવસે જામાજી તારાં કપડાં લેઇને રડતો કુટતો આવી લાગ્યો અને તારી ઉપર તરેહવાર જાતનાં તોહમત મુકર્યાં. મેં સમજાવ્યો પણ સમજયો નહીં ત્યારે ધકો મારીને બહાર કહાડયો કારણ કે તારી બીમારી ગંભીર હતી માટે મારૂં ચીત ઠેકાણે નહીં હતું. વળી માકીને લીધે મે પેલી નવાજબાઇ રીશન બોલાં

ને લાખ લાખ વાત કેહી. દીકરા–દીકરા, તેંબી શું શું કીધું ને કેમ કુકરાં ગુથવાવ્યાં."

લવજીની બીમારી વેલા ઘણા કુટુંબો તેની ખબર અંતર પુછવાને આવતાં હતાં જેમાં મુખ્ય કરીને માકુજીનો મીત્ર ધનજીશાહ અને તેની દીકરી કુંવર દરરોજના વીઝીટર હતાં. કુવરે લવજીની સારવારમાં ઘણી મદદ આપી હતી અને લવજીની બીમારીએ ગંભીર રૂપ પકડયું હતું ત્યારે કુંવરની રડેલી આંખ માલમ પડી આવતી હતી.

લવજી જેમ સાજો થતો ગયો તેમ માકીને માટે વધુ અને વધુ પુછતો ગયો. લવજીના મામાએ લવજીને કસમ ખાઇને જણાવ્યું કે, "માકીની ઘણીબી સોધ કરવા છતાં તેણીનો પત્તો લાગ્યો નથી અને તેણીકયાં છે તે જણાયું નથી. તેણીને ઘરે સોડફુલ્યામાં પણ પસગવત તપાસ કરાવી પણ ત્યાંબી તેણી જણાઇ નથી."

લવજી આ ભેદ ભરમની બાબત સમજી શકયો નહીં અને હવે માકીને ભુલવાની તેણે કોશેશ કરવા માંડી અને મન મનાવીને કુવર ઉપર દીલ લગાડવાનો યત્ન કર્યો. પણ દીલ મારી કુટીને લગાડવાથી લાગી શકતું નથી એવું તેને જો કે માલમ પડયું તો પણ કુંવરની બેહદ પ્રીતી અને દીલસોઝીથી આખરે તે હળવે હળવે કુંવર તરફ ખેંચાવા લાગ્યો.

લવજી હવે તદનજ સાજો થયો અને કેકોબાદ સાથે તેની થોડી મીત્રચારી બંધાઇ. તે જ્યાર ત્યાર કેકોબાદના કોટેજમાં જઇને બેસે અને પોતાની દીલની સઘળી વાત તેને કહે લવજી આવે ત્યારે મોતી બાઇ ડોસાસો ખુમચીમાં માથું બોસીને ચોખા ચુંટયા કરે અને ઘણું

થાય ત્યારે જીવપર જખરી કરીને એકુણે બોલ બોલે

દીવસો વહી ગયા અને હવે લવજી અને કુવરને અદરાવાની વાત ચાલી. કુવર અને લવજી સાથે ફરવા હરવા લાગ્યાં પણ કુવર એવી ચંચલ અને સમજદાર છોકરી હતી કે લવજીસાથે જ્યારેથી ફરવા જતી ત્યારે હમેશાં પોતાની આયાને સાથે રાખતી. તેણીએ લવજીને થોડાજ દીવસમાં દેખાડી આપ્યું હતું કે તેણીને નીતી અને નેકીનો ઘણોજ ઉંચો ખ્યાલ હતો અને બદી બદફેલી ને જીગરથી ધીકારતી હતી.

આગળે સગાઇના સંબંધથી સંધાવાની અણીપર આવેલાં જવાન્યાં એોની તરફ એક માણસ બેહદ અદેખાઇની નજરથી જોતુ હતું. તે માણસ–તે સ્ત્રી–નું નામ વહાડીકાપુની બીખઇ હતું. વાંચનાર, તું ને યાદ છે કે? આ વાર્તાનાં બીજાં પ્રકરણમાં જ્યારે આપણે આપણા આએ નામચીન નાયક લવજીને પોતાના મામાજીની ડાહી ડાહી શીખામણ સાંભળતો પહેલો જોયો હતો ત્યારે મામાજીએ તે વહાડી કાપુની બીખઇને માટેનો ઇશારો કર્યો હતો. તે બીખાઇ વીધવા હતી અને તેણીની ઉમર ત્રીશ વરસની હતી. મરનાર માટીએ થોડી ઘણી પુજી આપેલી જેનો પુરતો લાભ લઇ ફેશનેબલ શોક વાળીને તે જાણીતી થયલી હતી. કાલા રંગના તરેહવાર ફેશનના રેશમી બલાઉઝ અને જલકતા જીણા કાળા દાણાની તરેહવાર તરાંહની તથા કોઇ વાર તો કસબી બધી ભરેલી પણ કાળી સાડી પહેરીને તે બધે દોડતી હતી ખુબસુરત હતી તેમ ખુબસુરતીમાં વધારો કરવાને પાઉડર અને ખોટા બાલનું નખોદ વાળતી હતી. તેણીની સાથે લગન કરવાનો કોળ એકવાર લવજીએ આપ્યો હતો અને તેણે

રોમ્યો જુલીયટની માફક છુપેથી મુલાકાતો લઇને પ્યાર પત્રીકાઓ લખી મારીયાં હતાં. તેથી લવજીના મામાને ઘેર ફજેટો થયો હતો અને કોર્ટમાં જવાના કરતાં તેણે બીખાઇને થોડું ઘણું આપી માંડવાળ કરાવી હતી. લવજી ઉપર ત્યારથી બીખાઇને ગુસ્સો ઉપજયો હતો, તેની ઉપર વેર લેવાની તેણી હમેશા તક સાંધતી હતી અને હમણા સંજોગસર એક તક મળી ગઇ હતી.



## પ્રકરણ ૩૬ મું.

---

## વહાડી કાપુને ત્યાંની ટીપાર્ટી.

વહાડી કાપુની બીખાઇ હમેશાં જીમખાનામાં જતી હતી અને હજી કોઇ જવાન્યા સાથે ફરીને તેણીએ લગન કે નાતરૂં કીધું હતું નહીં તેથી તેણીની હેતની કટકી સહીઓ અજબ થતી હતી પણ સાથે વળી તે હેતની કટકીઓ એમ પણ સમજી શકી હતી કે સઘળા માટીડાઓ બેવકુફ હોતા નથી અને તેણીના હાથની જાલમાં કોઇ માખી સહેલાઇથી ફસી પડે એવો મામલો દેખાતો નથી

જીમખાનામાં તેણીએ કુંવર સાથે દોસ્તી પાડી અને જાણે આગલી પાછલી તદનજ ભુલી ગઇ હોય તેમ તેણીએ લવજી સાથે પણ પાછો એખલાસ ચાલુ કીધો.

એક દહાડે બીખાઇએ પોતાના ઘરમાં ટીપાર્ટીનું ગેધનીગ કીધું

અને ત્યાં તેણીએ લવજી અને કુંવરને બોલાવ્યાં તથા બીજી પોતાની સહી મીતીઓને પણ આમંત્રણ કર્યા જે સહી મીતીઓમાં કેટલાક તો હીંદુ બાઇઓ અને તેમના ખાવંદ પણ હતા.

લવજીએ તો આ મેળાવડામાં જવાના અખાડા કરવાને સારૂ ઘણા વામા તામા કીધા પણ કુંવરની ઓહરા આગળ તેનું ચાલ્યું નહીં અને તેથી તેને જવાની ફરજ પડી. મેળાવડાનો ઠાઠ માઠ તો સારો હતો પણ ચાહ અને બીસકીટ કેક બધું સસ્તું સોંઘું જરી પુરાના જેવું ખુરચણ હતું. બીખાઇજી બાઇ પોતે બડાં ઠઠેરામાં હતા. કસબી ભરેલી કાળી સાડી, કાળાં બુટ્ટાનું કાલું વાસકુટ અને તેને કાળી રેશમી લેસ, કાળી ગીબીને બાધેલો હીરાનો નેકલેસ, કાળાં સેટીનનાં બુટ અને એવો પોશાક સજીને તે રંગીલી બનેલી હતી અને જાણે આજેજ નાતરૂં કરવા નીકળી હોય તેવો બધો મામલો હતો.

લવજી અને કુંવરને તેણીએ બહુજ હરખ ભર્યો આવકાર દીધો. બધાં ફરતાં હરતાં હતાં નેટલાં એક હીંદુ ગ્રહસ્થ લવજીની સાંમે આવીને ઉભો. તેણે ઇંગ્રેજી પોશાક પહેરેલો હતો અને તેની સાથે તેની ધણીઆણી હતી.

"સાહેબ, હું બહુ લાંબો વખત થયો તમારી શોધમાં હતો." લવજીને તેણે કહ્યું: "આજે મીસીસ વહાડીકાપુએ દુરથી તમોને દેખાડી ઓળખાણ આપી ત્યારે મેં તમોને ઓળખ્યા."

"મારૂં કાંઇ તમોને કામ છે!" લવજીએ પુછયું.

"મવરાતે મારાં ઘરનું બારણું ઠોકી મારી ધણીઆણીને અપમાન કરનાર તું છે એમ હું જાણુંછ."

"એ શું બોલોછો શેઠ!"

"અરે શેઠ શાના ને વાનોતર શાના! તું રખડેલ રજડેલ પારસો, મોડી રાતે મારે ઘરે આયો, મારી બઇરીને ઠગીને તેની પાસે બારણું ઉંઘડાવ્યું. ને હું તારી પાસે આયો ત્યારે તેં મને મુકી મારી. પણ તારો નેકટાઇ મારા હાથમાં રહી ગેયલો ને તે નેકટાઇ પરની કલીપ આએ બીચારાં ભીખાઇજીએ ઓળખી. બોલ, હવે તારે શું કહેવું છે!"

"એ બધી તદન ખોટી વાટ છે."

"ખોટી વાત છે! મેં તે પછી બધી વાત મેળવી છે. તું કોઇ ધોભણના ઘેરમાં જઇને ભરાઇ બેઠો હતો અને તે નાપાક નીચ ધોભણના ઘરમાં રહયો હતો અને ત્યાંથી તું મજગામ જઇ એક ઘરમાં ભરાઇ બેઠો હતો અને ત્યાં કોઇ બે છોકરીઓ સાથે ખાવા પીવાને મોજ કરવા લાગ્યો ,અને ત્યાંથી તારો મામો તુંને મારીને લઇ ગયો."

"હું કાંઇ જાણુતોજ નથી, એ બધું તમોને કોણે કહયું!" લવજી ઘભરાઇને બોલ્યો.

"એ બધું તારી પેલી ધોભણે મને કહયું અને તે પછી તારા દોસ્ત મંચીએ તો મને કાંઈ કહયું નહીં પણ તપાસ કરતાં બધું જણયું."

"વારૂં, એ બધી વાત ખરીબી હોય તોબી તું કહેવા શું માંગેછ!" લવજીનું લોહી હવે ઉકળી આવ્યું. આસ પાસ સઘળાં પરોણાઓ એકઠા થયા હતા. કુવર સઘળું સાંભળી ધ્રુજતી ઉભી હતી.

"હું એ કહેવા માંગુછ કે મારી આબરૂનો જવાબ આપ."

પેલા હીંદુએ કહયું

"જા, સામો રસ્તો છે– કોરટમાં જઇને ફરયાદી માંડ." લવજી બોલ્યો. "વધારે ખટપટ જો કીધીજ તો તારૂં ડાચું ભાંજી નાંખશ."

હવે બધા માટીડાઓ વચે પડયા; પેલા હીંદુને સમજાવીને બધા દુર લઇ ગયા અને તે ત્યાંથી પોતાની બાયડીને લઇને ચાલતો થયો.

લવજીતો ખસયાનો પડી એક તરફ બેઠો અને કુંવર તેની આગળ આવીજ નહી. બધાં પરોણાઓની મોજમાં ખટરો પડયો હતો અને લવજી સમજી શકયો કે આ સઘળું ભીખાઇનું કારસ્તાન હતું પણ આએ કારસ્તાન હઇંજ અટકયું નહીં

પાછી સમાધાની થઇ; બધા ખાવા પીવા અને હસવા બોલવા લાગ્યાં અને લવજી લગભગ બાયકોટ થયયો એક તરફ બેસી રહયો તેટલાં જામાજી પાર્ટીવાળા પોતાની ધણીઆણી ખરશેદબાઇ સાથે આવી લાગ્યો.

"આવો, જામાજી, તમે એટલા મોડા કેમ આયા! હું તાહરની વાર થઇ તમારી વાત જોઉછની." ભીખાઇએ કહયું.

'માફ કરજો જરા મોડું થયું." જામાજી બોલ્યો. "મારી ખરશેદને કપડા પહેડતાં વાર લાગ્યો."

જામાજી બધાને મળવા ભેટવા લાગ્યો તેટલાં જામાજી સાથે ભીખાઇએ કુંવરને ઇનટ્રોડયુસ કીધીઃ "ઓરખોછ કે એવણને, જામાજી! ધનજીશાહ નાનાવતીની દીકરી થાય ને તમારા જુના દોસ્ત મી૦ માકુજી મતન ચાપના ભાનેજ લવજી સાથે અદરાવાનાં છે.'

"લવજી! તે કહાં છે! આયોછ કે હંઇ!" જામાજીનો પીત્રો

એકદમ ઉછળ્યો

"હવે તમે અહીં ફજેતો ના કરતા જો." ખરશેદ અકળાઇને બોલી.

"ફજેતો શું! એનુ માથુ ચીડી નાંખું. લોહી લુહાન કરૂં. એ કાફરનું નામ સાંભળુંછ તારે મારૂં ભેજું ફાટી જાયછ. એ કહાં છે; અહીં છે કે!'

પણ લવજી તો જામાજી અને ખુરશેદને જોઇને ગુપચુપ સટકી ગયો હતો.

જામાજીને ઠંડો વીસ્કી સોડા પાઇને ઠંડા પાડયા અને તે પછી બીખાઇએ જામાજીને (અલબતા કુંવરની હાજરીમા) પુછ્યું, "પણ લવજીપર એમ ચીરડાવોછ કાય!"

'તે તમે નહી જાણુતાં! આખા ગામમા વાત છે ને મેં ૫૦ માણુસને એ વરે કેહયુછ ને તમેજ નથી જાણુતાં!" જામાજીએ ડોળા ચહડાવીને પુછ્યું.

"નહીં રે બા, હું કયાંથી જાણું!'

"મારે ઘેરે ચોરની કાની આવેલો ને મારી બઇરીના ઓરડામાં ભરાયો ને તાંહથી બારી વાટે કુદીને નાઠી ગેયલો"

"પણ કોઇ બીજો હોશે!"

"અરે શું બીજો હોશે! તમે વાત કરોછ કે વાલ ચાવોછ! એનો કોટ પાટલુન સઉ પકડાયાં તાં ને તેમાંથી એના કાર્ડ, કાગલ્યા સઉ બધુ મળેલું ને એના મામાએબી બધું ઓળખેલું. હુ તો બીજેજ દહાડે એને ઘેરે ગેયલો પણ એ મરવા પડેલો તેથી એના મામા સાથે જ લડીને પાછો ફરેલો. એ ઘણો કાફર ને મુજી છોકરો છે."

કુંવરના મનની હાલતનું કેમ વર્ણન આપીશું ? તેણીએ લવજીને ચાહ્યો હતો અને તેની ઉપર પોતાની આશા ઉમેદ બાંધી હતી. તેણી તે પછી થોડાજ વખતમાં પોતાને ઘરે ચાલી ગઇ અને તરતજ તેણીએ નીચે મુજબનો એક કાગળ લવજી ઉપર લખ્યો.

મી૦ લવજીભાઇ,

આજે તમારે માટે મેં જે કાંઇ સાંભળ્યું છે તે એટલું તો પુરતું છે અને એવા તો સાબેત પુરાવા રજુ કરનારૂં છે કે તમારી સાથનો સંબંધ સદનતર તોડી નાંખવાની મારી ફરજ છે એમ હું વીચારૂં છું. એક આબરૂદાર સ્ત્રીને માટે ફક્ત એજ એક માર્ગ રહેલો છે કે તમારાથી સદાને માટે જુદું પડવું અને તેટલા માટે હું તમોને જણાવવાની રજા લઉં છું કે મારી મુલાકાતે તમોએ આવવાની તસ્દી લેવી નહીં અને મારી મુલાકાતની કદીએ આશા રાખવી નહી.

લા૦ કુંવર ધનજીશાહ નાનાવટી.

"કેમ દીકરા લવજી, તું પાર્ટીમાં જઇ આવ્યો કે !" પ્રાકુજી આ વખતે પછવાડે આવીને ઉભો અને ભાણેજને પુછવા લાગ્યો.

"હા જઇ આવ્યો ને મોહકાનથી વાળી આવ્યો." તેણે જવાબ દીધો.

"વળી શું કીધું ? આવા બન્યો કે બારીથી કુદી પડયો !" મામાએ હસીને સવાલ કર્યો,

લવજીએ ઉપલી ચીઠી મામાને આપી, અને પાર્ટીમાં બનેલા બનાવની વાત કહી સંભળાવી.

"એ ભીખાઇ બેમરવત બેહયા છે." મામાએ દાંત કચકચાવીને કહયું "એને અદેખાઇ લાગીછ પણ કાંઇ નહીં, હું ધનજીશાહને ઘરે

જઇને કુંવરને સમજાવવું છે તે—"

"નહીં, મામાજી નહીં. બસ, મારૂં દીલ ઉઠી ગીયુંછે. મારો જીવ ઉચત થઇ ગીયોછે. મને કાંઇ ગમતું નથી કંઇ સુઝ પડતું નથી." એમ કહીને લવજી પોતાના ઓરડામા જતો રહયો.

## પ્રકરણ ૩૭ મું.

### વેલાતની સફર.

માકુજીના મકાનમા ગડબડ ચાલતી હતી. પેટી પેટારા પેક થયલા હતા અને ઓટલાપર તોરણ ટાગેલી હતી તથા ચોક ચાંદણાં પુરેલા હતાં. મામાજી માકુજીનું મોહડું હસતુ હતું પણ આખમાં પાણી હતા. આજે આપણો લવજી યુરોપની સહેલધાહે રવાના થતો હતો અને આઠ દશ મહીનાની જુદાઇ થનાર હોવાથી માકુજીની આંખમાં પાણી આવ્યાં હતાં પણ આએ બધી ખટપટ અને નીંદાથી થોડો વખત લવજી દુર થનાર હતો એમ જાણી તેઓ ખુશી થતા હતા,

સઘળાઓ મેલ સ્ટીમર પર જઇ લાગ્યાં. લવજીને છેલ્લી સલામ કરવાને સારૂ મામા માકુજી સ્ટીમર પર આવ્યા હતા ઘરથી લવજી અને માકુજી એક ગાડીમાં બેસીને નીકળ્યા અને બંદર ઉપર આવ્યા અને લવજી પહેલા એક બોટમાં બેસીને સ્ટીમર પર ગયો લવજી સાથના બીજા પેસનજરોમા લવજીનો એક દોસ્ત હતો તે એક બીજી બોટમાં

પાછળથી આવી પુગ્યો.

લવજીએ પોતાના દોસ્તને પુછ્યું; "મારા અંકલ કહાં છે! બીજી બોટમાં આવવાના હતા તે આયા કેમ નહીં!"

"કોઇ બહારીને બીચારીને અકસમાત થયો તેથી પાછળ રેહી ગીયાછ. હવે પછીની બોટમાં આવશે." તે દોસ્તે જવાબ દીધો.

"કોણુને અકશમાત થયો! શું થયું!"

"કોઇ મોતીબાઇ નામની ડોસીને એકસીડંટ થયલો તો કહેછ." તે દોસ્તે કહયું.

"મોતીબાઇ તો મારા મામાના પ્રાઇવેટ સેકરેટરીની બેહન થાય. તે બી આવી હતી કે!"

"કોણુ જાણે." તે દોસ્ત બોલ્યો અને તે પોતાના લગેજની ખટપટમાં રોકાઇ ગયો.

થોડે વારે મામા પોતેજ લવજીને છેલ્લી કોટી કરવા સ્ટીમર પર આવ્યા.

લવજીએ પુછ્યું; "અંકલ ડીયર, એ બીચારી મોતીબાઇને શું એકસીડંટ થયો!"

"ગાડીમાંથી ઉતરતાં પગની ઘુંટી મોચવાઈ ગઇ." મામાએ જવાબ દીધો. "ઘરડું માણુસ તે એમજ તો."

"પણુ એ'ની બંદર પર આવીતી કે!"

"હારે. આપુને કેહયું'બી નહીં. અગાઉથી કહેતે તો એને વરે

ગાડીનો બંદોબસ્ત કરતે. વીકટોર્યા ગાડીમાં ઘસડાતી તણાતી આવી."

"પણ કાંય આવી!"

"તુંને ફુલ આપવા. તું સ્ટીમર પર ચાલી ગીયોછ એમ જાણીને ઉતાવળે ગાડીમાંથી ઉતરવા ગેઇ તે પડી ગેઇ." મામાએ ખુલાસો કીધો.

' તે બાચારીને ઘણું વાગું હોશે "

"નહીં; કાંઇ દમ જેવું નથી."

આ પછી મામા મળી ભેટીને તથા ભાણેજને પચાસ સાહઠ શીખામણ દઇને સ્ટીમર પરથી રવાના થયા અને સ્ટીમર પોતાની સફરે નીકળી.

સ્ટીમર પર સઘળા ઠર પડયા અને પેસનજરો એક બીજા સાથે મેલાવા લાગ્યા. એક દોરત લવજીને મળ્યો અને તેઓ ડુનક પર ફરતા વાત કરવા લાગ્યા.

"તારો ડોસોબી જબરો છે હો, લવજી," પેલા દોસ્તે કહયું; "આટલો ઘરડો છે તોબી જોરાવર ઘણો છે."

"મારા અંકલના જોરની વળી તે કેમ પરીક્ષા કીધી!" લવજીએ પુછયું.

"હુ તો છેક છેલ્લી બોટમાં સ્ટીમર પર આવેલો. તારા મામા તે વખતે તુંને મળી ભેટીને બંદર પર પાછા ફરેલા ને બચારાની આંખમાં પાણી હતાં. એક ઘરડી ડોસીનો પગ લચકાઇ ગયલો હતો તેને એક ઇજીચેર પર બેસાડેલી. તારો મામો આયો ને પેલી ઘરડીને, એક નાનું છોકરૂં જાણે ઉંચકે તેમ ઉંચકીને મોટરમાં બેસાડી. હું તો જોઇને

અજબ થઇ ગીયો. તારો ડોસો દયાળુ તો ખરો જો "

લવજી યુરોપના દેશમાં ફર્યો અને શહેરે શહેરનું પાણી પીધું. કોઇ કોઇ વાર કાકા ગેલ્પમી ગયા પણ સામટી રીતે લેતાં ભાઇ ઠીક રહયા. દર મેલ મારફતે તે મામા ઉપર કાગળ લખતો રહયો અને દર મેલે મામાનો કાગળ આવતો તથા કેકીનો પણ કાગળ આવતો. મામાના કાગળમાં મુખ્ય કરીને બે ચીજ લવજીના જોવામાં આવતી. એક તો કેકીની ટોપલા ભરીને તારીફ મામા લખતા અને બીજું તો સુપડાં ભરીને શીખામણનુ ટીપણું કાગળમાં ભરતા.

યુરોપમાં ફરી હરી ખુબ તરેહથી પૈસાનો દાળ વાટલો કરીને લવજી હવે મુબઇ આવવાની તઇયારી કરવા લાગ્યો. મામાજીની હવે આએ સફરનો છેડો આવેલો જોવા ઇછના હોય તેમ કાગળમાં ઇશારો કરતા હતા અને પોને હવે તદનજ ઘરડા થઇ ગયા હતા અને જીંદગીનો કાંઇ ભરૂસો નથી એવું એવું ભરમમાં લખતા હતા માટે લવજી ભાઇ યુરોપ, અને યુરોપની ભલી બુરી સઘળી મોજને સલામ કરવાની ગોઠવણુ કરવા રોકાયા.

લવજી વેલાત હતો તે અરસામાં ઘણા બનાવો બની ગયા હતા જેમાં એક ખાસ બનેલા બનાવની નોંધ લઇ રાખવી જોઇએ. તે બનાવ એ હતો કે મચ્ચી તદનજ સુધરી ગયો હતો અને તેનો ખરો મુરબ્બી અને બેરખાહ માણેકજી હતો એમ તે જાણી શકયો હતો. તે નોકરીમાં આગળ વધ્યો હતો અને તેના પગારમાં પણ વધારો થયો હતો. તેના જીગરની સર્વથી મોટી ઉમેદ પાર પડી હતી યાને તેનાં ફ્રેની સાથે લગન થયાં હતાં અને તે સુખ સંપજમાં ફ્રેની અને આલાં સાથે રહેતો

હતો અને જયાર ત્યાર પોતાના મા બાપને મળવાને બીલીમોરા ખાતે જતો હતો. ફ્રેની મચી અને આલ્લાં દર રવીવારે ઘણું કરીને માણેકજી શેઠને ત્યાં પરોણા તરીકે આવતાં હતાં અને માણેકજી તેઓને અનેક રીતે, સીધી અથવા આડકત્રી રીતે મદદ કરતો અને તેમને સુખી જોઇને પોતે સુખી થતો.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### સેવટ શુ આવ્યું !

દોઢ વરસ વહી ગયુ.

લવજી મુંબઇ પાછો ફરનાર હતો અને તેને લેવાને સારૂ મામા માકુજી પોતાના ખાનગી સેક્રેટરી કેકોબાદ પટેલ સાથે બંદરપર આવ્યા હતા.

લવજીને જોઇને માકુજી ઘણાજ ખુશી થયા અને તેમ માકુજીને જોઇને લવજી પણ ઘણો મગન થયો કારણ કે બને તનદરોસ્ત અને ખુશાલ હતા, અને બને અસલના જેવા રંગીલા મોજીલા હતા.

લવજી પોતાને બંગલે જઇ પુગ્યો અને પોતાના ઓરડામાં ઠરી ઠામ થયો. દીવસોનો તે થાકેલો હતો માટે ગરમ પાણીએ દીલ સેકી જમીને ઉંઘાઇ ગયો. તે એકાએક ભડકી ઉઠયો કોઇના મધુર ગાયણનો અવાજ તેને સંભળાતો હતો. પીયાનો ઉપર કોઇ સ્રો ઈંગ્રેજી ગીત ગાતી હતી અને એવો મધુર અવાજ હતો કે લવજી ભીછાંણામા પડેલો

ને અવાજ સાંભળતો ચકચુર થઇ હાલ્યા ચાલ્યાવના કેટલોક વખત સુધ રહયો, થોડા વારમાં ગાયણુ બંધ પડયું અને લવજી બીછાણુમાંથી બહાર નીકળવાની તઇયારીમાં હતો તેટલાં ફરીને ગાયણુ ચાલ્યું. આ વેળા હારમોન્યમ ઉપર દેશી ગઝલ તે સ્ત્રી ગાતી વગાડતી હતી અને અને "ચાહે બોલો યા ન બોલો" ગઝલ એવા દર્દનાક મધુર અવાજે તે સ્ત્રી ગાતી હતી કે લવજી તે સાંભળતો અરધી આંખ બંધ કરી તે વર્ડીગઝ બરબડવા લાગ્યો. હવે તે ગાયણુ બી પુરૂં થયું અને થોડી પળમા લવજીનો પુરાનો અકલમંદ નોકર અબદુલ ઓરદામાં દાખલ થયો.

"અબદુલ"

"જી."

"એ ગીત કોણુ ગાયછ!"

"મોતીબાઇ."

"ધરડી મોતીબાઇ ગીત ગાયછ!" લવજીએ અજબ થઇને સવાલ કીધો."

"નહીંજી, જવાન મોતીબાઈ ગીત ગાયછ."

"એ બકી શું મરેછ! વરી જવાન કહાંથી આવી!"

"આપરાં ઘેરમાંથી આવી સાહેબ."

"મુઓ તું. જેવોને તેવોજ ઉજબખ રેહી ગીયોછ. હજી અકલ આવી નથી."

"મોટા શેઠ કહેછ કે જમવા આવોછ કે!"

"હા આવુંછ." એમ કહીને લવજીએ કપડાં પહેડયાં. તે જમવા નીચે ઉતર્યો અને ડરોઇંગ રૂમમાં દાખલ થયો. ત્યાં ઉંબર પરજ જઇ

પુગતાં તે અચકીને ઉભો રહી ગયો. કોઇ જવાન છોકરી પીયાના આગળ પીઠ કરીને ઉભેલી હતી, આ છોકરી અને આ પીયાનો તેણે આ બંગલામાં આ વખતે પહેલાંજ જોયાં. તે છોકરીની મરૂન કલરની સાડી ખભાપર પડેલી હતી અને કાળા કાજલ જેવા બાળનો અંબોરો વાળેલો હતો અને ગોરી દુધ જેવી ગરદન ઉપર ઝીણી મોતીની સેહેર હતી.

તે ધીમે પગલે તે છોકરી આગળ ગયો અને હજી તે કાંઇ બોલેછ તેટલાં તે છોકરીએ પોતાનું માથું તેની તરફ ફેરવ્યું, તે છોકરીનો ચેહેરો લવજી એ જોયો અને બીજીજ પળે તે છોકરી અને લવજી એક બીજાને ગળે વળગી પડયાં.

તે છોકરી–માકી હતી

" માકી–મારી માકી !"

" લવ–મારા લવ !"

* * * *

" હે ચાલો, જમવા ચાલોછ કે !" મામાજીનો અવાજ સંભળાયો. " પછી ફુરસતે નાટક ને ફારસ કર્યાં કરજો. ચાલો, જલદી "

માકુજી, લવજી, માકી અને કેકી જમવા બેઠા અને તેઓ તરેહવાર વાત કરતાં, આગલી પાછલી યાદ કરતા જમવા બેઠા છે તેટલા એક નાની બાબતનો ખુલ્લાસો અપણે મેળવી લઇશું

નવાજબાઇને ઘરેથી, પોતાનો અદરાયલો ખાવદ આવ્યો હશે એવું ધારીને માકી નાસી ગઇ અને રસ્તામાં ઠોકર ખાઇ બેહોશ થઇને પડી તે પછી માકીની કશી ખબર અંતર આપણે લીધી હતી નહીં. તેણી બેહોશ થઇને પડી હતી ત્યાં કેટલાંક માણસો ભેગાં થયાં હતાં જેમાં

એક જવાન પારસી પણ હતો તે માકીને જોઇને ચોંકયો. તે જવાન પારસી કેકી હતો કેકોબાદ પેસતનજી પટેલ હતો. સોડફડયાં વાળા પેસલાનો દીકરો હતો. માકીનો ભાઇ હતો.

કેકોબાદ બહાર ગામ નોકરીએ ગયલો હતો પણ નોકરીથી તે ફારેગ થઇ પોતાને ગામ ગયો હતો અને ત્યાંથી માકીના ગુમ થઇ જવાની ખબર તેને મળી હતી. તે શોધ કરવા મુંબઇ પાછો આવ્યો હતો કારણ કે માકી મુંબઇ જવાની ટીકીટ લઇને ટ્રેનમાં રવાના થઇ હતી એવી ખબર તેને ઉદવાડાના સ્તેશન માસ્તરથી મળી હતી. તેણે મુબઇ આવી એક ઘરમાં નાનો ઓરડો ભાડે લઇને ઉતારો લીધો હતો અને શોધ ચલાવત્તાં એતેફાકન ઉપર જણાવ્યું છે તેવી રીતે માકીને તે મળી શકયો.

માકીને એક વીકટોર્યા ગાડીમાં સુવાડીને તરતજ કેકી લઇ ગયો અને તેણીની સારવાર કીધી. માકી થોડે વારે હુશ્યાર થઇ અને પોતાના ભાઇને જોઇને પહેલાંતો હરખમાં આવીને તેને વળગી પડી પણ પછી ધાસ્તી ખાવા લાગી. પણ કેકીએ તેને દીલાસો દીધો જેથી માકીએ પોતાની સઘળી વાત પોતાના ભાઇને જણાવી દીધી. માકીને પાછી ગામ લઇ જવાનો કેકીએ વીચાર કીધો પણ માકીએ કહયું કે લવજીથી દુર થતાંજ તેણી આપઘાત કરીને પોતાની જીંદગીનો અંત લાવશે.

આવી ખટપટ ચાલતી હતી તેટલાં માકુજી મટનચાપ તરફની પ્રાઇવેટ સેક્રેટરી માટેની જાહેરખબર કેકીના વાંચવામાં આવી અને વળી કરનલ બ્યાસની ભલામણ મળી જેથી માકુજીને ત્યાં નોકરી મેળવવામાં કેકી ફતેહમંદ ઉતર્યો માકીને તે પોતાની સાથે પોતાના શેઠના

મકાનમાં લઇ ગયો પણ લવજીની નજદીક રહેતા સાથે લવજીને અજાણે રાખવામાં અને માકુજીને પણ બેખબર રાખવામાં આ ભાઇ બેહેનની યુકતી કારગત ઉતરી.

તે પછી લવજી અને ધનજીશાહ નાનાવતીની દીકરી કુંવર વચે સગાઇની ગાંઠ નણુમાં વાંધો પડયો અને લવજી વેલાતની સફરે ગયો. પોતાના જીગરમાં જે ચહેરાનો છાપ સદાને માટે છપાઇ રહેલો હતો તે ચહેરાને ફરીને એક વાર જોઈ લેવા માટે માકી બંદરપર આવી હતી અને ત્યાં અક સમાત થવાથી તેણીનો પગ મોરચાયો હતો. તેણીની સારવાર કરત ખરો ભરમ માકુજી જોઇ શકયો અને તેણે આ મામલાની બાજી સંભા-ળથી રમવા માંડી.

તે દીવસથી માકીને પોતાની દીકરી મીશાલ માકુજીએ પોતાનાં ઘરમાં રાખી અને તેણીને મ્યુઝીક વગેરેની કેળવણી આપવા માંડી. પણ એટલુજ કરીને માકુજી થોભ્યો નહી. ડેકીની મદદથી પેસલાના કુટુંબ સાથે તેણે ઓળખાણ પાડી અને માકીના મા બાપ તથા માકીની પાળક માતા અને માકીની માસીને તેણે મુંબઇ બોલાવ્યાં અને સઉ વચે પાકી દોસ્તી કરાવી.

લવજીની ખુશાળીનો પાર હતો નહીં અને માકીને મળવાની તેની વરસોની આશા પાર પાડી હતી માટે તે ખરાં દીલથી ખુદાનો આભારી થયો હતો.

લવજીની મુલાકાતે ઘણા ઓળખીતાં સગાં સનેહીઓ આવ્યાં જેમ આપણા માનવંત ધરડાજી જામાજી અને તેની ધણીઆણી ખર-શેદબાઇ પણ હતી. જામાજીના મનની સમાધાની થઇ હતી અને વળી જામાજીને ત્યાં એક વારસ બેટાનો જન્મ પણ થયો હતો.

વહાડી કાપુની ભીખાઇની વાત નીકલી ત્યારે માકુજી બોલ્યા: "દીકરા લવ, તું ગીયો તે પછી બે ચાર વખત એ રાંડ ઘરડી કાગડી અહીં ધકેલા ખાતી આવી તી, પન આપરે તો દુકરેથીજ દામી ને કેહી દીધું કે આપરો કેકીતો અદરાયલો છે."

"તે શું કેકીપર જાલ નાંખવા માંગનીતીકે!" લવજીએ પુછ્યું.

"તયારે વળી બીજું શું!" માકુજી બોલ્યો.

"પણ આપરો કેકી ખરેખર અદરાયલોછે કે!"

"હાજતો." માકી બોલી, "તું નહીં જાણતો કે!"

"હું કહાંથી જાણું? પણ કોણુ સાથે અદરાયલો! કેકી તારી ફીયાન્સ કોણુ! કહેતો ખરો!"

કેકીતો નીચી મુડીએ હસતો બેસીજ રહયો અને માકુજીએ કહયું: "સાંજના તું જાણુશેબી ને તેને જોશેબી ને પછી અજબ થશેબી."

સાંજના ખરેખર કેકીની ફીયાન્સને જોઇને લવજી અજબ થયો પણ તેમ તે ખુશી પણ થયો. તે કેકીની અદરાયલી ધણીઆણી કોઇજ નહી પણ ધનજીશાહ નાનાવતીની બેટી કુવર હતી.

હવે આપણી વાર્તાનો છેડો આવ્યો છે. લવજી અને માકીના બડી ધામધુમથી લગન થયાં. આ લગનમાં આપણા સઘળાં દોસ્તોએ ભાગ લીધો હતો અને તેમાં કેકીનો આગલો કડ મચી મવાની પોતાની ધણીઆણી ફ્રેની સાથે આવ્યો હતો. મંચીકાકા સુધરીગયા હતા બલકે ધણીઆણીએ તેને સુધાર્યો હતો તે તો આપણે અત્યાર અગાઉતું જોઇ ચુકયા છીયે. ધોબણુ ભીખી પણુ પોતાના ભીખા સાથે પોતાના એક વારના ભાગીદારને સેસ કરવા ઢંઢેરાઅંધ આવી હતી અને જામાજી પોતાના છુચાને કેડપર લઇ બેંડ

વાજું સંભળાવવામાં એવા તો રોકાઇ ગયા હતા કે ખુરશેદને માટે અદેખાઇ કરવાની તેવણુને નવરાસ મળતી હતી નહીં. વહાડી કાપુના ભીખાઇજીને તેડું કરતાં માકુજી ભુલી ગયા હતા અને લવજીની ધણીઆણી માટે સાડાચાર રૂપ્યાનો છત્રીનો હાથો ભેટ મોકલવાને ભીખાઇજી વહાડી કાપુએ વેચાતો લીધો હતો તે ભીખાઇજીને ગાથે પડયો હતો કારણ કે તેડું થતે તો ભેટ મોકલતે.

માકુજી હવે પોતાના છેલ્લા દીવસો કરારે ગુજારે છે, લવજીના અને કેકીના દીકરાઓને રમાડે છે; લવજીનો તોફાની દીકરો માકુજીના ગાઉટના પગ ઉપર કુદકો મારી ડોસાનો જીવ કહાડાવે છે; "બાપના જેવો જ બદજાદ દુકતો નીકળયો" એવું દહાડામાં પંદર વખત માકુજી બોલે છે, પેસલો અને બચઇ વરસમાં એક વાર મુંબઇ આવી પોતાના દીકરા કેકીના ઘરમાં ઉતારો લે છે; લવજી અવાર નવાર સોડફલ્યાં અને વડોદરાની મુલાકાતે પોતાની ધણીઆણી સાથે જાય છે; અને સઉ ખુશ ખુશાલ સુખ સંપજ અને મોજ મજાહમાં છે; જેવું સુખ સઘળા વાંચનારાંઓ ભોગવે એવી આ અદના લખનારની દુવા બદગી છે.



# બી. અરદેશરની કુંપની.

## એડીશન ફોનોગ્રાફ એજનશી

## કાલબાદેવીરોડ મુંબઇ.



પ્રખ્યાત એડીશન
ફોનોગ્રાફના તમો
શોખીન છેઓ કે?
ત્યારે ગાયનની મોજ
તમો સાંભળતાં કાંય
નથી?

ફોનોગ્રાફ તેનાં ગાયણોની પ્લેટો સીનેમેટોગ્રાફ તેને લગતો દરેક સામાન મધુર અવાજના હારમોન્યમો તેમજ દરેક વાજીંત્રો ઇંગ્રેજી તેમજ દેશી સ્ટોકમાં તઇયાર રહે છે એક વખત મુલાકાત લેવા ભલામન કરવામાં આવે છે.